# નિવેદન.

શ્રીમતી જૈનશ્વેતામ્બર કૉન્ફરન્સ તરફથી જૈન સાહિત્યના ઉદ્ધાર અર્થે મૂળથી પ્રયાસો થયા છે અને તેને અંગે તેણે જૂદા જૂદા ભંડારો-આના ગ્રંથોની ટીપો કરાવી યા મંગાવી એકત્રિત કરી હતી. સંસ્કૃત પ્રાકૃત સાહિત્ય માટેની સૂચિ 'જૈન ગ્રંથાવલી' એ નામથી તેણે પ્રકટ કરી છે તે પરથી ઘણો પ્રકાશ પડયો છે.

વિશેષમાં તેણે ગૂજરાતી યા ભાષા સાહિત્યમાટે રા. મનસુખલાલ કિરતચંદ મહેતાએ પ્રયોજેલી રાસાઓની યાદી-ટીપ 'જૈન રાસમાળા' એ નામથી પ્રકટ કરી અને ત્યાર પછી તેમા ન આવેલ એવા બીજા રાસાઓ-ચોપાઇઓની વધુ ટીપ મે તૈયાર કરેલી તે 'જૈન રાસમાળાની પૂરવણી' એ નામથી પ્રકટ કરી હતી. આ બંને ટીપમાં નાની ભાષા પદ્ય કૃતિઓ-સ્તવન સઝાય સ્તોત્રાદિ તેમજ ગદ્યકૃતિઓ-બાળાવબોધોની સૂચિ આવેલી નથી. શ્રીમતી કૉન્ફરન્સ દેવીએ આ રીતે જૈન રાસમાળાના બે ભાગ ટીપ તરીકે પ્રકટ કરી ગૂર્જર સાહિત્યમા જૈનોનો મોટો ફાળો હતો એવો ખ્યાલ આપ્યો હતો તે માટે તેને ધન્યવાદ ઘટે છે.

આ ખ્યાલ માત્ર સપાટીપરનો નહિ, પણ ખરેખરો સાચો અને પ્રમાણપૂર્વક આવી શકે તે માટે દરેક રાસ-ચોપાઈ, ફાગ, ઢાળ, સ્તવન, સ્તુતિ, ચોવીશી તેમજ અન્ય પદ્ય કૃતિના રચનારને શબ્દાનુક્રમે લઇને તે દરેકની કૃતિઓનું વિગતવાર વર્ણનાત્મક 'લિસ્ટ'-સૂચી, તેનો પરિચય, તેનો સમય અને કૃતિઓ સંબંધીની માહિતી દરેક ભંડારોની ટીપો મળી તે પરથી-પણ વિશેષે ભંડારોમાની પ્રતોને જાતે તપાસી તેમાંથી તેના આદિ અને અંતના ભાગો લેખકની પ્રશસ્તિ વગેરે ઉતારી લઈ તે ફેરિસ્ત એક પુસ્તકાકારે પ્રકટ કરાવવા માટે હું એક સંગ્રાહક તરીકે માત્ર પ્રીતિશ્રમની ખાતર આજથી આશરે પંદર વર્ષથી તે માટેનો સંગ્રહ કરતો આવ્યો છુ.

-વીએ, ગારીઆધરના સંઘે, ઘોરાજીમાના માણેકચદજીના સગ્રહીત ભડા-રના સેક્રેટરી રા. વનેચંદ પોપટે, ભરૂચના સઘ તરફથી શેઠ અનોપચંદ મલુકચંદે પ્રતો મોકલાવી હતી. આ બધી પ્રતો જોવાઇ ગયા પછી તે તે સ્થળે મોકલાવી દીધી, પછી અમૃતસર કોંગ્રેસથી આવતા આગ્રામાં શ્રીયુત દાલચદજીદ્વારા ત્યાની અમુક કૃતિઓ મે જોઇ તપાસી

સન ૧૯૨૧ મા અકટોબરની છુટીમા લીંબડીનો મોટો ભડાર હું જાતે જઈ જોઇ આવ્યો, અને ત્યા રા. છોટાલાલ હરજીવન પારેખ અને રા. કેશવલાલ લગડીએ સારી મદદ તથા સગવડ મને કરી આપેલી. સન ૧૯૨૩-૨૪ મા પૂનામા જઈ, મુબઈસરકારે ખરીદેલી હસ્તલિખિત પ્રતોનો જે સગ્રહ પહેલા ડેકકન કૉલેજના મકાનમાં રાખેલો હતો ને પછી સર ભાડારકર ઇન્સ્ટિટયૂટમા લઈ જવામા આવેલો છે તે ત્યાથી સાક્ષર મુનિશ્રી જિનવિજયજીદ્વારા જોઈ આવ્યો, તેમજ તે મુનિશ્રીએ પાટણના હાલાભાઇ ભડાર ને સાગર ભડારમાના પુસ્તકોની પ્રશસ્તિઓ પોતે ઉતારેલી હતી તે પૂરી પાડી આ દરમ્યાન વિજયધર્મસૂરિનુ ચોમાસું મુબઇમા થતા તેમના પ્રસિદ્ધ શિષ્યો મુનિશ્રી ઇંદ્રવિજયજી તથા મુનિશ્રી વિદ્યાવિજયજીને મેં મારો સગ્રહ જોવા આપ્યો, અને તેઓશ્રીએ પછી કૃપા કરી પોતાની પાસે તે વખતે જે હસ્તલિખિત પ્રતો હતી તે અને તે ઉપરાત પડિત હરગોવિન્દદાસ પાસે ઇડરની બાઇઓનો ભડાર તથા ઉદયપુરના ભડારો-માંનાં પુસ્તકોમાથી તૈયાર કરાવેલ પ્રશસ્તિસગ્રહ-મને જોવા આપતા તેનો ઉપયોગ કર્યો. રાજકોટ શ્રી પૂજ્યના અપાસરામા યતિ નાનચદ્રજીએ પોતાની પાસેના પુસ્તકો બતાવ્યા.

આ પછી ૧૯૨૪ ના સપ્ટેમ્બરથી આ પુસ્તક અમદાવાદના ડાયમડ જ્યુબિલિ પ્રિન્ટિગ પ્રેસમા છપાવા ગયુ તેના માલિકના સુપુત્ર રા. પોપટભાઇએ જે મહેનત લીધી છે તે પ્રશસનીય છે ને તે માટે તેમનો ઉપકાર છે. આ પુસ્તક છપાતુ ગયુ અને સાથે સાથે બીજા ભડારોની તેમજ અન્યત્ર જોવા મળ્યે જતી હસ્તલિખિત પ્રતોમાથી વિશેષ નોધ કરવાનું પણ ચાલુ રાખવામા આવ્યુ.

મુંબઈમાં માંડવી પરના શ્રી અનંતનાથજી મંદિરના ભંડાર ઉપ-મેનેજર માસ્તર ભીમજી હીરજી લોડાયા, જૈન એસોસિએશન ઑફ ઇંડિયા તથા શ્રી મોહનલાલજી જૈન સેંટ્રલ લાયબ્રેરી હસ્તકનો ભંડાર, સ્વ. યતિ નાનચંદજીના શિષ્ય મોહનલાલજી પાસેનો મુંબઈમાં પાયધુની પરના શ્રી શાંતિનાથજી મંદિરમાં રાખેલ સંગ્રહ તેમજ મુંબઈનો ભુલેશ્વરમાંનો દિગંબર પન્નાલાલ ઐલક સરસ્વતી ભુવનનો સંગ્રહ જોવા મળ્યા. શેઠ જીવણચંદ સાકરચંદે શેઠ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર લાયબ્રેરી સુરતથી પ્રતો મંગાવી આપી; [illegible] મુનિશ્રી ક્ષમાભૂતિવિજયજીએ સો જેવા છૂટક પાનાંઓ મોકલ્યાં. રાજકોટના દેરાસરમાં પણ તેવાં પાનાંઓ જોવા મળ્યાં.

સિંધમાં ખાસ નોંધી રાખવા યોગ્ય ઉપયોગી સંગ્રહ અને તે એટલે સન ૧૯૨૫ મા જોવા મળ્યા. તે વર્ષની મેની છુટીમાં હું વડોદરા ગયો હતો ને ત્યાં પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધીના પ્રીતિપૂર્વક સહકારથી સ્વર્ગસ્થ શ્રી કીર્તિવિજયજીનો, મુનિશ્રી હંસવિજયજીનો, અને વડોદરા સરકારની સેંટ્રલ લાયબ્રેરીનો—એ ત્રણ સંગ્રહમાંના ભાષા—પુસ્તકો જોવા મળ્યાં; અને ઑક્ટોબરની છુટીમાં અમદાવાદ ગયો હતો ત્યાં વકીલ કેશવલાલ પ્રેમચંદ મોદીના તેમજ પ્રીતિપૂર્વક સહકારથી ડેહલાના ઉપાશ્રયના ભંડારો જોવાની પ્રથમ તક મળી હતી તેમજ ત્યાંની જૈન શાળાનો નાનો ભંડાર પણ જોયો.

ત્યારપછી આ વર્ષના એપ્રિલ માસમાં મુંબઈમાં શ્રી મહાવીર જૈન વિદ્યાલયના મકાનમાં ભરાયેલ આઠમી ગૂજરાતી સાહિત્ય પરિષદના અંગેના સંમેલનમાં મૂકવા માટે મેં 'જૈનયુગ'ના તંત્રી તરીકે જૈન હસ્તલિખિત ભંડારોનાં પુસ્તકો સર્વે સાધુ, સાધ્વી, યતિ તેમજ ગૃહસ્થોને વિનંતિ[1] કરતાં આવેલાં પુસ્તકો પૈકી ખાનગામવાળા યતિવર્ય શ્રી આલમચંદજીએ, મુંબઈના કચ્છી ગૃહસ્થ શા. વર્ધમાન રામજીએ તેમજ સુરતથી શ્રી.

---

૧ જુઓ જૈનયુગ સં. ૧૯૮૨ ના માઘનો અંક પૃષ્ઠ ૨૭૦.

લક્ષ્મીચંદ સુખલાલે મોકલેલા પુસ્તકોને પણ જોવાનો લાભ મળ્યો. મુંબઈ-ની વિલ્સન કૉલેજના સસ્કૃતના પ્રોફેસર વેલનકર કે જેઓ સર્વ જૈન પુસ્તકોનુ અગ્રેજીમા વર્ણનાત્મક કેટલોગ તૈયાર કરે છે તે પૈકી ભાષા-પુસ્તકોની તેમની નોંધો રા. કેશવલાલ પ્રેમચંદ મોદી દ્વારા મળી તેનો અને સીનોર ભડારમાના પુસ્તકોના આદિ અત ભાગો મુનિશ્રી અમરવિજ-યજીએ પોતાના વિદ્વાન્ શિષ્ય મુનિ ચતુરવિજય પાસે લખાવી મોકલ્યા તેનો પણ લાભ લીધો. વળી આ વર્ષના મેની છુટીમા રાજકોટમા રા. ગોકુળદાસ નાનજી ગાધી હસ્તકનો મુનિ વિનયવિજયજીનો પુસ્તકભડાર પણ જોવાની તક મળી હતી.

આ સર્વેમાથી આ પુસ્તકને ઉપયોગી જે જે મળ્યુ તે નોંધી લીધું છે અને આ પુસ્તક છપાતુ હતુ તેથી તેમા જેટલુ ન આવી શક્યુ તેટલુ આ પુસ્તકના બીજા ભાગના પરિશિષ્ટમા મૂકવામા આવશે. આનું દળ પણ ઘણુ સારૂ થયુ છે. ટુકામા આ પુસ્તકને જેટલું બને તેટલુ સપૂર્ણ કરવાની દરેક જાતની સાવધાની અને મહેનત લેવામા આવી છે અને આવશે.

અનેકની મદદથી આ પુસ્તકમાનો સગ્રહ એકત્રિત કરી શક્યો છું અને તેથી તેના યશના ભાગી તે સર્વ સજ્જનોને લેખુ છુ અને તેમનો દરેકનો અતકરણપૂર્વક ઉપકાર માનુ છુ આવા મહાભારત સગ્રહ કાર્યમા એકલપડે એક સાહિત્યસેવક બીજાઓની સહાય સામગ્રી વગર વિશેષ ન કરી શકે એ સ્વાભાવિક છે. એ સર્વ સત્પુરૂષોનો મારા પ્રત્યેના તેમના સદ્ભાવભર્યા પ્રેમ અને વર્ત્તન માટે હુ ઋણી છુ એમનુ અનુકરણ કરી અન્ય મહાશયો આવા સાહિત્યના કાર્યમા પોતાથી બની શકે તે સહાય આપી સાહિત્યના ઉદ્ધારના પવિત્ર કાર્યમા નિમિત્તભૂત બનશે. આવો સગ્રહ ગમે તેટલી મહેનત છતા સપૂર્ણ બની શકે નહિ; છતાં તેને બને તેટલો સપૂર્ણ કરવાની અને તે માટે સામગ્રી પૂરી પાડવાની દરેક સાહિત્યોત્કર્ષકચ્છિતકની ફરજ છે હજુ તો ઘણા ભડારો જોવા બાકી છે. રાજપુતાનામા જેસલમેર, બીકાનેર, જોધપુર,

આ સગ્રહની યોજના એ પ્રમાણે રાખી છે કે ૧ કર્તાનું નામ, ૨ તે કયા ગચ્છમા કેની પરંપરામા–તે પરપરાથી કયા મુનિના શિષ્ય છે તે પરિચય, ૩ તેની નીચે રચનાસમયાનુક્રમે કૃતિ, ૪ તે કૃતિના રચના સમય, ૫ તે સાથે તે રચનાનુ સ્થલ, ૬ તેની નીચે તે કૃતિનો આદિ ભાગ, ૭ તે કૃતિનો અત ભાગ–કવિની પ્રશસ્તિવાળો, ૮ તે પ્રશસ્તિ નીચે તે જે પ્રતમાથી લીધેલ હોય તે પ્રતના લેખકની પ્રશસ્તિ લખ્યા સાલ લખ્યા ગામ વગેરે, ૯ તે પ્રતિના પાના અને પક્તિની સખ્યા, ૧૦ તે પ્રતિ કયા ભડારમા મળે છે ને ૧૧ પ્રસિદ્ધ થયેલ હોય તો તે કયા પ્રસિદ્ધ થયેલ છે તે. ( તે પ્રસિદ્ધ થયાનુ બતાવના માટે + આ ચિન્હનો ઉપયોગ કૃતિ પાસે કર્યો છે. )

આ ચિન્હ સિવાય આ પુસ્તકમા વાપરેલા બીજા ચિન્હો અને ટૂંકા અક્ષરો સમજવા માટે '**સાંકેતિક અક્ષરોની સમજ**' આ પછી જૂદી મૂકી છે.

પ્રસ્તાવનામા '**જૂની ગૂજરાતી ભાષાનો સ ક્ષિપ્ત ઇતિહાસ**' એ નામનો નિબધ લખીને મૂક્યો છે તે લખવામા સદ્દગત ચદ્રધર ગુલેરીજી એમ. એ. ના 'પુરાની હિન્દી' એ નામના નાગરી પ્રચારિણી પત્રિકા ભાગ ૨ ના અક ૧ થી ૪ મા આવેલા લેખો, દોધકવૃત્તિ (સશોધક પ. ભગવાનદાસ હર્ષચદ્ર પ્ર૦ હેમચદ્રાચાર્ય ગ્રથાવલી, પાટણ ), સદ્દગત પ્રો૦ ગુણેની 'ભવિસયત્ત કહા' ( ગા ઓ સીરીઝ ન. ૨૦ ) પરની અગ્રેજી પ્રસ્તાવના તથા તેમના ઇ. સ ૧૯૨૨ ના મેથી અક્ટોબરના વિવિધજ્ઞાનવિસ્તારના અક માના મરાઠી ભાષા સબધીના લેખો, શ્રીયુત હીરાલાલ જૈનના બે લેખ નામે હિંદી માસિક મનોરમા (જુલાઇ ૧૯૨૪ )માંનો 'જૈન સાહિત્યમે હિન્દી કી જડ' એ લેખ તેમજ અલ્હાબાદ યુનિવર્સિટી જર્નલમાંનો 'અપભ્રશ લિટરેચર' નામનો અગ્રેજી લેખ (પૃ ૧૫૭ થી ૧૮૪), જૈન સાહિત્ય સશોધકમા શ્રીયુત નાથુરામજી પ્રેમીનો લેખ, સદ્દગત ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલના લેખો, તેમજ

રાયબહાદુર પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝાના રાજપૂતાનેકા ઇતિહાસ પ્રથમખંડ વગેરેનો આધાર લઈ-કેટલાકમાંથી અનુવાદ કરી કેટલાકમાંથી સાર લઈ ઉપયુક્ત માહિતીઓ ૩૩૧ પારામાં એકત્રિત કરી છે તો તે સર્વેનો હું પરમ ઋણી છું. આ નિબંધ સાત વિભાગ અને તેના કુલ ૩૮ પ્રકરણમાં વહેંચેલ છે અને તે ગૂજરાતી સાહિત્યના પાયા જૈનોએ નાંખ્યા છે * એ વસ્તુસ્થિતિ સમગ્ર પ્રમાણથી પુરવાર કરી, અને તેમાંથી ભાષાના અભ્યાસીને ઘણું નવીન અને રસપ્રદ જાણવા જેવું મળી આવશે તો હું મારો પરિશ્રમ સાર્થક થયેલો માનીશ. આ નિબંધની વિસ્તૃત વિષયાનુક્રમણિકા મૂકી છે. આ પછી વિક્રમ તેરમી સદીના કવિઓ અને તેની કૃતિઓ શરૂ થાય છે અને તે સત્તરમી સદીના કવિઓની કૃતિઓ સુધીમાં આ પ્રથમ ભાગ પૂરો થાય છે. છેવટે ચાર અનુક્રમણિકાઓ આપવામાં આવી છે (૧) કવિઓની, (૨) મોટી કૃતિઓની (૩) નાની કૃતિઓની એ ત્રણ અકારાદિક્રમે અને (૪) સંવતવાર અનુક્રમણિકા જોડવામાં આવી છે કે જેથી કોઈ પણ શોધક મેળવતાં સુગમતા પડે.

આ પુસ્તક અભ્યાસાર્થ ઉપયોગી હોવાથી ત્વરાથી પ્રકટ કરવાનું એકધાર સુધારી મોકલવામાં આવેલ તે કારણે પ્રેસની ભૂલો રચનાઓ વગેરે થયેલી છે તેનું શુદ્ધિપત્ર આ ભાગનું કદ અતિ અધિક થવાથી આમાં મૂકેલ નથી બીજા ભાગમાં મૂકાશે. વિદ્વાનો આની સ્ખલના સુધારા વધારા સૂચવશે તો તેમનો આભાર માનીશ.

આવું પુસ્તક કોઈ સંસ્થાના કે શ્રીમાનના જેવા આશ્રય વગર પ્રકટ ન થઈ શકે કારણકે આના ગ્રાહક અતિ અલ્પ હોય તેથી મુંબઈની જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ ઓફિસે આ ભાર ઉપાડવા જણાવેલી ઉદારતા અને સાહિત્યપ્રેમ માટે તેને ધન્યવાદ ઘટે છે. જૈન સાહિત્યના

* જુઓ સાબરમતી પુ. ૪ અંક ૫-૬ પૃ. ૨૩૩ લેખક રા. રસિક-લાલ છોટાભાઈ પરીખ.

ઉત્કર્ષ માટેનુ તેનુ આ કાર્ય યશસ્વી રહેશે. આની પ્રથમ આવૃત્તિનો 'કોપીરાઇટ' મે તેને આપી દીધેલ છે. બીજી આવૃત્તિ થાય કે નહિ એ એક પ્રશ્ન છે.

'જૈનો અને તેમનુ સાહિત્ય' એ સંબંધી લખેલો એક વિસ્તૃત નિબધ, તપા, ખરતર, અચલ વગેરે ગચ્છોની પટ્ટાવલીઓ, શતકવાર કવિઓની કાવ્યપ્રસાદી વગેરે ઘણી ઉપયુક્ત બાબતો બીજા ભાગમા મૂકવા વિચાર છે.

હાલતો આ પુસ્તકનો પ્રથમ ભાગ સમસ્ત ગૂજરાત-ગૂજરાત અને બૃહદ્ ગૂજરાતને ચરણે ધર્યો છે તો તે તેની ગોગ્ય કદર-પિછાન કરશે-એટલી આશાભરી ખાત્રી રાખી વિરમુ છું.

મુબઈ, ૨૬-૬-૨૬.
જ્યેષ્ઠ વદ ૧ શનિવાર,
સં ૧૯૮૨.

મોહનલાલ દલીચદ દેશાઈ.



જૈ. એ. ઈ. જૈન એસોસીએસન ઑાફ ઇંડિઆ. મુખ્ય હસ્તકનો ભડાર
જૈ. જૈન.

ડે. ડેહલાના અપાસરાનો ભડાર' અમદાવાદ.
વ ડે. એટલે બીજો ભડાર (રત્નવિજયજીનો ભડાર હમણા) તેમાં સોપાયેલો છે તે. શેઠ મગળદાસ તારાચદ ઝવેરી, દોસીવાડાની પોળમા—અમદાવાદ.

ડે કૉ. ડેક્કન કૉલેજ પુનામા સરકારી ખરીદેલા હસ્તલિખિત - પ્રતોનો સગ્રહ રહેતો હતો તે, કે જે હાલમા કેટલાક વખતથી સરભાડારકર ઇન્સ્ટિટ્યૂટ પુનાને સોપાયેલો છે.

ત૦ તપગચ્છ
દા૦ દાબડો.
દિ. દિગબર
દે. લા. શેઠ દેવચદ લાલચદ પુસ્તકોદ્ધારફડ, સુરત.
દે. લા. પુ. લા. શેઠ દેવચદ લાલચદ પુતસ્કોદ્ધારફડ લાયબ્રેરી, સુરત
ધો ધોરાજી સ્વ માણેકચદજીએ સગ્રહેલ સર્વજ્ઞ ભડાર.
ન. નંબર.
પ. પત્ર
પા (૧) પાઠાંતર, (૨) પાના, (૩) પાટણનો ભડાર
પા ૧, પા ૨ પા ૩ પાટણના ભડારો એક બે ને ત્રણ એમ જૂદા પાડવા માટે જણાવેલ છે, પણ તે દરેક કયો છે તે બરાબર જાણી શકાયુ નથી,
પં. (૧) પક્તિ (૨) પડિત–પન્યાસ
પૂ. અ. જુઓ રા. પૂ અ.
પ્ર. પ્રકાશિત
પિ. / પી —પિંપલ ગચ્છીય
પ્રા. તી. સ. પ્રાચીન તીર્થમાલા સગ્રહ (પ્ર. યશોવિજય ગ્રથમાલા, ભાવનગર)

| | |
|---|---|
| વિ. ધ. | (સ્વ. શ્રી) વિજયધર્મસૂરિનો ભંડાર કે જે હાલ બેલનગંજ આગ્રામાં રાખવામાં આવ્યો છે. |
| વિદ્યા. | મુનિશ્રી વિદ્યાવિજય ( શ્રી વિજયધર્મસૂરિશિ. ) |
| વી. પા. | વીરબાઈ પાઠશાળા, પાલીતાણા. |
| શિ. | શિષ્ય |
| શુ. | શુદિ, શુકલપક્ષે. |
| શ્લો. | શ્લોક |
| સ. | સઝાય |
| સ મા. ભી. | સઝાયમાળા, શા. ભીમશી માણેકની પ્રકટ કરેલી. |
| સં. | (૧) સંવત્ (૨) સંસ્કૃત ભાષા. |
| સા ભં. | સાગરનો ભંડાર, પાટણ. |
| સૂ | સૂરિ |
| સ્ત. | સ્તવન |
| સ્તો. | સ્તોત્ર |
| સે. લા. | સેંટ્રલ લાયબ્રેરી વડોદરા |
| હા ભં. | શેઠ હાલાભાઇ મગનલાલનો ભંડાર, ફોફલીયાવાડા પાટણ. |
| હં. | મુનિશ્રી હંસવિજયજીનો ભંડાર, નરસિંહજીની પોળમાં, વડોદરા. |

પ્ર. કા. — પ્રવર્તક શ્રી કાંતિવિજયજી પાસેનો ભંડાર નરસિંહજીની પોળમાં—વડોદરા.

પ્રે. ર. — શેઠ પ્રેમચંદ રતનજી ભાવનગરવાળા પાસેનો સંગ્રહ.

ભા. — ભાષાશ્લોક-શ્લો.

ભ. — ભક્તિમુનિનો ભંડાર

ભા. } ભાવ. } — ભાવનગરનો ભંડાર ડોસાભાઈ અભેચંદનો જૈન સંઘનો ભંડાર.

ભ — ભંડાર

મ. કી. — રા. મનસુખલાલ કિરતચંદ

મ. બ. — (સ્વ.) મણિલાલ બકોરભાઈ વ્યાસ.

માણેક — માણેકવિજય યતિ, ઉદયપુરવાળાનો ભંડાર

માં. — માંગરોળના સંઘ હસ્તકનો ઉપાશ્રયમાંનો ભંડાર

મો. — મોરબી સંઘનો ભંડાર

મો. સેં. લા. — શ્રી મોહનલાલજી સેંટ્રલ લાયબ્રેરી, મુંબઈ

રત્ન. — રત્નવિજયનો ભંડાર, અમદાવાદ કે જે હાલ ડેહલાના અપાસરાના ભંડાર સાથે રાખવામાં આવેલ છે સુણ્યું છે.

રા. — રાસ

રા. પૂ. અ. — રાજકોટ શ્રી પૂજ્યના અપાસરામાંનો ભંડાર યતિ નાનચંદજીના શિષ્ય હસ્તકનો

લિ. — લિખિત, લિપીકૃત

લ. — લખ્યા

લીં. — લીંબડીનો ભંડાર

લો. — લોંકા ગચ્છીય

વ. સેં — વડોદરા સેંટ્રલ લાયબ્રેરી.

વડો. — વડોદરા

વા. — વાચક-ઉપાધ્યાય

વિ. — વિક્રમ

વિ. ધ. (સ્વ. શ્રી) વિજયધર્મસૂરિનો ભંડાર કે જે હાલ બેલનગંજ આગ્રામાં રાખવામાં આવ્યો છે.
વિદ્યા. મુનિશ્રી વિદ્યાવિજય (શ્રી વિજયધર્મસૂરિશિ.)
વી. પા. વીરબાઈ પાઠશાળા, પાલીતાણા.
શિ. શિષ્ય
શુ. શુદિ, શુક્લપક્ષે.
શ્લો. શ્લોક
સ. સઝાય
સ મા. ભી સઝાયમાળા, શા. ભીમશી માણેકની પ્રકટ કરેલી.
સં. (૧) સંવત્ (૨) સંસ્કૃત ભાષા.
સા ભં. સાગરનો ભંડાર, પાટણ.
સૂ. સૂરિ
સ્ત. સ્તવન
સ્તો. સ્તોત્ર
સે. લા. સેંટ્રલ લાયબ્રેરી વડોદરા
હા ભં. શેઠ હાલાભાઇ મગનલાલનો ભંડાર, ફોફલીયાવાડા પાટણ.
હં. મુનિશ્રી હંસવિજયજીનો ભંડાર, નરસિંહજીની પોળમાં, વડોદરા.

# વિષયાનુક્રમ

# વિષયાનુક્રમ



## વિભાગ સાતમો જૂની ગૂજરાતી સંબધી કેટલીક હકીકતો.

ણ્યકીર્ત્તિ ૧૪૫ વિનયસાગર ૧૪૬ માન ૧૪૭ સાધુકીર્ત્તિ ૧૪૮ દેવશીલ ૧૪૯ આણંદસોમ ૧૫૦ વેલો ૧૫૧ ભીમ ભાવસાર ૧૫૨ સુમતિકીર્ત્તિ-સૂરિ ૧૫૩ જિનચંદ્રસૂરિ ૧૫૪ રત્નસુંદર ૧૫૫ હીરકલશ ૧૫૬ હરખજી ૧૫૭ લાઈઆ ૧૫૭ ક અજ્ઞાત ૧૫૮ હીરવિજયસૂરિ ૧૫૯ ચારિત્રસિંહ ૧૬૦ પુણ્ય રત્ન ૧૬૧ ભાવરત્ન ૧૬૨ નંદસોમ ૧૬૩ મંગલમાણેક ૧૬૪ હીરકુશલ ૧૬૫ **નયસુંદર** ૧૬૬ ધર્મરત્ન ૧૬૬ ક કુશલવર્દ્ધન ૧૬૭ વચ્છરાજ ૧૬૮ કલ્યાણદેવ ૧૬૯ **સકલચંદ્ર** ૧૭૦ વિનયશેખર ૧૭૧ હેમશ્રી ૧૭૨ રત્નસાર ૧૭૩ મનજી ૧૭૪ હેમાણંદ ૧૭૫ નગો ૧૭૬ મલ્લિદેવ ૧૭૭ નરપતિ ૧૭૮ પ્રીતિવિમલ ૧૭૯ ધનવિજય ૧૮૦ દયાકુશળ ૧૮૧ વિજયસેનસૂરિ (?) ૧૮૨ કૃષ્ણદાસ ૧૮૩ સારંગ ૧૮૪ પદ્મવિજય ૧૮૫ માલદેવ ૧૮૬ પરમાણંદ ૧૮૭ વિવેકહર્ષ ૧૮૮ ધનહર્ષ ૧૮૯ કુંઅરવિજય ૧૯૦ જયચંદ્ર ૧૯૧ જ્ઞાન-સાગર (?), ૧૯૨ જયવિજય ૧૯૩ લલિતપ્રભ ૧૯૪ નર્બુદાચાર્ય ૧૯૫ ગુણ-વિનય ૧૯૬ **સમયસુન્દર** ૧૯૬ ક રત્નકુશળ ૧૯૭ મુનિશીલ ૧૯૮ પદ્મરાજ ૧૯૮ ક વિદ્યાવિજય ૧૯૯ જયવિજય ૨૦૦ હેમવિજય ૨૦૧ જિનચંદ્રસૂરિ શિષ્ય ૨૦૨ આનંદોદય ૨૦૩ પ્રેમવિજય ૨૦૪ વિમલચારિત્ર (?) ૨૦૫ મેઘરાજ ૨૦૫ ક ગજસાગર સૂરિ શિષ્ય ૨૦૬ દામોદરમુનિ ૨૦૭ દયાસાગર ૨૦૮ પુણ્યકીર્ત્તિ ૨૦૯ સુધર્મરુચિ ૨૧૦ **ઋષભદાસ** (શ્રા) ૨૧૧ નંદસુંદર ૨૧૨ પદ્મકુમાર ૨૧૩ સંયમમૂર્તિ ૨૧૩ ક વલ્હ ૨૧૪ માલ ૨૧૫ વિજય-સાગર ૨૧૫ ક શ્રીધર (જૈનેતર) ૨૧૬ હીરાનંદ ૨૧૭ મેઘરાજ (?), ૨૧૮ મલ્લા ૨૧૮ ક ક્ષેમકુશળ ૨૧૮ ખ હર્ષકીર્ત્તિસૂરિ ૨૧૯ વિદ્યાકમલ ૨૧૯ ક શાંતિકુશલ ૨૧૯ ખ ગુણવિજય (૧) ૨૨૦ સંઘવિજય ૨૨૧ વિજયમેરુ ૨૨૬ જ્ઞાન(દાસ) ૨૨૩ પરમાનંદ (૨) ૨૨૪ અજ્ઞાત ૨૨૫ હીરનંદન ૨૨૬ વિદ્યાચંદ ૨૨૭ ગંગદાસ ૨૨૮ કૃપાસાગર ૨૨૯ રાજસાગર ૨૨૯ ક કીર્ત્તિ-વિજય ૨૩૦ લાલવિજય ૨૩૧ ઉદયમંદિર ૨૩૨ ધર્મકીર્ત્તિ ૨૩૩ વિવેકવિ-જય ૨૩૪ જયસોમ ૨૩૫ મનોહરદાસ ૨૩૬ જ્ઞાનમેરુ ૨૩૭ મતિસાગર ૨૩૮ ગુણસાગરસૂરિ ૨૩૯ મતિસાર ૨૩૯ ક પ્રભસેવક ૨૪૦ (સુ)ધનહર્ષ ૨૪૧ અમરચંદ્ર ૨૪૨ કર્મસિંહ ૨૪૩ લલિતકીર્ત્તિ ૨૪૩ ક કલ્યાણ ૨૪૪ જિનોદયસૂરિ (૨), ૨૪૫ કમલવિજય ૨૪૬ રાયચંદ (૧) ૨૪૭ નારાયણ ૨૪૮ ગુણવિજય (?) ૨૪૯ કેશરાજ ૨૫૦ સહજકીર્ત્તિ ૨૫૧ કલ્યાણ (૨), ૨૫૨ સ્થાનસાગર ૨૫૩ પુણ્યસાગર (૩) ૨૫૩ ક લાભોદય ૨૫૪ શ્રીસાર ૨૫૪ ક બાલચંદ ૨૫૫ વાનો (શ્રા૦), ૨૫૬ સુમતિહંસ ૨૫૭ રાજસિંહ

# જૂની ગૂજરાતી ભાષાનો સંક્ષિપ્ત ઇતિહાસ.

---

૧ આ આર્યાવર્ત્તમા જૂનામા જૂનુ સાહિત્ય જે ભાષામા મળે છે તેને 'સસ્કૃત' ભાષા કહેવામા આવે છે તે નામના અર્થ પરથીજ જણાય છે કે આર્યોની મૂલ ભાષા તે નથી, પણ તે તો શુદ્ધ કરેલી સુધારેલી ભાષા છે કેટલા હજારો વર્ષ વીતી ગયા પછી કોણે તે સુધારી આ સ્વરૂપમા મૂકી તે જાણવાના સાધનો બચી શક્યા નથી. એમ સમજો કે ગગાની નહેર બાંધી તેમા બધુ પાણી ભરવામા આવ્યુ છે, તેના કિનારા સરખા છે, તેપર હરીયાલી અને વૃક્ષ રહેલ છે, પ્રવાહ નિયમિત છે કોઈ નાના મોટા કિનારાવાળી, નાની મોટી, પથરવાળી કે રેતાળ જમીનપર વહેતી નદિયોનુ પાણી એક તરફ વાળી આ નહેર બનાવવામા આવી અને તે સમયની સનાતન-ભાષા-પ્રેમીઓએ જૂની નદિયોનો પ્રવાહ 'અવિચ્છિન્ન' રાખવા માટે કઇપણ કોઇ જાતનુ આદોલન કર્યું કે નહિ, તે આપણે જાણી શકતા નથી. હમેશા આ **સસ્કૃત** નહેરને જોતા જોતા આપણે **અસસ્કૃત** યા સ્વાભાવિક, પ્રાકૃતિક નદિયોને ભૂલી ગયા, અને જ્યારે પુન નહેરનુ પાણી આગળ સ્વચ્છદી બની સમતલ બાંધેલા કિનારાને છોડી જલસ્વભાવે ક્યાહી વાકુ, ક્યાહી સીધુ, ક્યાહી ગદુ, ક્યાક સ્વચ્છ—ક્યાક પથરવાળી, ક્યાક રેતાળભૂમિપર અને ક્યાક જૂના સૂકા માર્ગોપર પ્રાકૃતિક રીતિથી વહેવા લાગ્યુ ત્યારે આપણે એવુ કહેવા લાગ્યા કે નહેરથી નદી બની છે, નહેર પ્રકૃતિ છે અને નદી વિકૃતિ છે—દૃષ્ટાંત તરીકે હેમચદ્રસૂરિએ પોતાના પ્રાકૃત વ્યાકરણનો આરભ જ એ રીતે કર્યો છે કે સસ્કૃત પ્રકૃતિ છે, તેમાથી ઉત્પન્ન થઇ તેથી પ્રાકૃત કહેવાણી—પણ એમ ન કહેવા લાગ્યા કે નદી હવે સુધારકોના હાથમાંથી છૂટી ફરીથી સનાતન માર્ગ-પર આવી છે

૨ આ પ્રમાણે વેદ ના છંદસ્‌ની ભાષાનું જેટલું સાદૃશ્ય જૂની પ્રાકૃત સાથે છે તેટલું સંસ્કૃત સાથે નથી. સંસ્કૃતમાં ઘણુંક પાછળ મૂકવામાં આવ્યું છે. પ્રાકૃતિક પ્રવાહનો માર્ગક્રમ આ છે. ૧ મૂલભાષા ૨ છંદસ્‌ની ભાષા. ૩ પ્રાકૃત–૪ સંસ્કૃત. ૫ અપભ્રંશ. સંસ્કૃત અમર અમરતો થઇ પણ તેનો વંશ ન ચાલ્યો. તે ત્યાંથી અટક્યું. એ ખરૂં કે તેની મદદથી પ્રાકૃત અને અપભ્રંશ અને પછી હિંદી, ગુજરાતી, મરાઠી ભાષાઓ પુષ્ટ થતી ગઇ તેઓએ પણ કેટલે કેટલે સમયે તેની મદદનો સ્વીકાર કર્યો.

૩ વૈદિક (છંદસ્‌ની) ભાષાના પ્રવાહ પ્રાકૃતમાં વહેતો ગયો અને સંસ્કૃતમાં બંધાઈ ગયો. આનાં કેટલાંક ઉદાહરણ છે—(૧) વેદમાં દેવા અને દેવાસ. એમ બંને રૂપો છે. સંસ્કૃતમાં ફક્ત દેવા. એ રૂપ રહ્યું છે જ્યારે પ્રાકૃત આદિમાં દેવાસ. ગનો આગમ (બીજો જસ્) પ્રત્યયનો વંશ આગળ આદિમાં ચાલ્યો. (૨) દેવે ની જગાએ દેવેભિ. (અમરેભિ) કહેવાની સ્વતંત્રતા પ્રાકૃતને વિકલ્પથી ( ) માં મળી સંસ્કૃતને નહિ. (૩) સંસ્કૃતમાં અધિકરણનો વિભક્તિ સર્વનામમાંજ બંધાઇ ગયો પરંતુ પ્રાકૃતમાં મિ મ્હિ થતાં થતાં હિંદીના મે ગુજરાતીના માં સુધી પહોંચી ગયો. (૪) વૈદિક ભાષામાં છઠ્ઠી યા ચોથીનો યથેચ્છ પ્રયોગ કરવાની સ્વતંત્રતા હતી તે પ્રાકૃતમાં આવી ચોથી વિભક્તિને જ ઉડાવી અને કિંતુ સંસ્કૃતમાં અને ઘણી ઉતરી જતાં વ્યાકરણ પર શિથિલ રહે તેમ સ્થિર થઇ (૫) વૈદિકભાષાના અલગ અને બાહુલક પ્રાકૃતમાં જીવિત રહ્યા અને પરિણામ એ આવ્યું કે અપભ્રંશમાં એક વિભક્તિ ઠ ઠ ઘણા કારકો તરીકે વપરાય સંસ્કૃતની પેઠે જકડાય પીડાય નહિ. (૬) સંસ્કૃતમાં પૂર્વકાલિકનો એક ત્વા જ રહી ગયો અને ય નીકળી ગયો. અહીં પ્રાકૃતમાં ત્વાન અને ત્વાય અને ય સ્વતંત્રતાથી આગળ વધતા ગયા—વધતા ગયા (આગળ જુઓ). (૭) ક્રિયાર્થ ક્રિયા ( Infinitive of purpose )ના કેટલાંક રૂપો

માથી (જે ધાતુજ શબ્દોનાં બીજી, છઠ્ઠી યા ચોથીના રૂપ છે તે) સસ્કૃતને ભાગે 'તુમ્' એકલુંજ આવ્યુ જ્યારે પ્રાકૃતમા બીજા ઘણાં રૂપ આવ્યા (૮) કૃ ધાતુનો અનુપ્રયોગ સસ્કૃતમા કેવલ કંઈ લાંબા ધાતુઓના પરોક્ષ ભૂતમા રહ્યો, છદસ્‌ની ભાષામા બીજી જગ્યાએ પણ હતો, કિંતુ અનુપ્રયોગનો સિદ્ધાત અપભ્રશ અને હીંદી ગૂજરાતી આદિ ભાષા સુધી પહોચ્યો આ વિષય વિશેષ વધારી ઉદાહરણો સાથ લખી બતાવવાની જરૂર છે અત્યારે ટુકમા તેનો ઉલ્લેખ કર્યો છે.

૪ અકૃત્રિમ-સ્વાભાવિક ભાષાપ્રવાહમા (૧) છદસ્‌ની ભાષા (૨) જૈન સૂત્રોની માગધી (૩) બૌદ્ધ ગ્રથોની પાલી (૪) અશોકની ધર્મલિપિયોની ભાષા (૫) લલિતવિસ્તરની ગાથા યા ગડબડી સસ્કૃત, અને (૬) ખરોષ્ટી અને પ્રાકૃત શિલાલેખો તથા સિક્કાઓની અનિર્દિષ્ટ પ્રાકૃત-આજ પૂરાણા નમુના છે

૫ **જૈન સૂત્રોની ભાષા**—માગધી યા અર્ધમાગધી કહેવાય છે, તેને આર્ષ પ્રાકૃત પણ કહેવામા આવે છે પછીથી પ્રાકૃત વૈયાકરણીઓએ માગધી, અર્ધમાગધી, પૈશાચી, શૌરસેની, મહારાષ્ટ્રી આદિ દેશ ભેદ અનુસાર પ્રાકૃત ભાષાના ભેદ કર્યા, કિંતુ માગધીવાલા કહે છે કે મગધીજ મૂલ ભાષા છે કે જેને પ્રથમ કલ્પના મનુષ્ય, દેવ અને બ્રાહ્મણ બોલતા હતા

૬ હેમચદ્રાચાર્યે 'જિણિન્દાણ વાણી'-જિનેદ્રોની વાણીને દેશીનામમાલાના આરભમા 'અસેસ ભાસ પરિણામિણી' એ વિશેષણ આપી વદના કરતા એવુ અવતરણ આપ્યુ છે કે—

**देवा दैवीं नरा नारीं शबराश्चापि शाबरीम् ।**
**तिर्यंचोऽपि हि तैरश्चीं मेनिरे भगवद् गिरम् ॥**

૭ બૌદ્ધ ભાષાએ સસ્કૃતનો અધિક આશ્રય લીધેલ છે, સિક્કાઓ તથા લેખોની ભાષા પણ તેવી છે શુદ્ધ પ્રાકૃતના નમૂના જૈન સૂત્રોમા મળે છે. અહીં બે વાત બીજી ધ્યાનમા રાખવાની છે (૧) એકતો

અને માગધીની પેઠે મહારાષ્ટ્રી પણ જૈન રચનાઓમાજ શુદ્ધ મળે છે, અને છન્દો થવાથી જેમ સસ્કૃતનો 'શ્લોક' તે અનુષ્ટુભ્ છન્દનો રાજા છે, તેમ પ્રાકૃતની રાણી 'ગાથા' છે. લાંબા છન્દ પ્રાકૃતમા આવ્યા તો તેનાપર સસ્કૃતની છાયા સ્પષ્ટ જોવામાં આવે પ્રાકૃત કવિતાનું આસન ઉંચુ થયુ

## પ્રાકૃત કવિતાનુ ઉંચુ આસન.

૯ એવુ કહેવામા આવ્યુ છે કે દેશી શબ્દોથી ભરેલી પ્રાકૃત કવિતાની સામે સસ્કૃતને કોણ સાભળે છે ? જુઓ—

લલિએ મહુરક્ખરએ જુવઇયણવલ્લહે સસિંગારે ।
સન્તે પાઇયકવ્વે કો સક્કઇ સક્કયં પઢિઉં ॥

—વજ્જાલગ્ગ ૨૯

—લલિત, મધુરાક્ષર, યુવતિ જનવલ્લભ, સશૃગાર–પ્રાકૃત કવિતા હોવા છતા સસ્કૃત કોણ પઢી શકે છે ?

રાજશેખર કે જેની પ્રાકૃત તેની સસ્કૃતની સમાનજ સ્વતત્ર અને ઉદ્ભટ છે, તેણે પ્રાકૃતને મીઠી અને સસ્કૃતને કઠોર કહી દીધી–જુઓ.

પરુસા સક્કઅબન્ધા, પાઉઅબન્ધો વિ હોઇ સુઉમારો ।
પુરુસ મહિલાણ જેત્તિઅ મિહન્તરં તેત્તિય મિમાણં ॥

—કર્પૂરમજરી

—સસ્કૃતની રચના પરુષ અને પ્રાકૃતની રચના સુકુમાર હોય છે જેટલુ પુરુષ અને સ્ત્રીઓમા અતર હોય છે તેટલુ આ બેમા છે.

૧૦ પ્રાકૃત ભાષાનુ મહત્ત્વ જૈન મહર્ષિઓએ ઉંચુ આક્યુ છે, કારણકે જૈન ધર્મ ગ્રથોનો મોટો ભાગ પ્રાકૃત ભાષામા યોજાયેલો અસ્તિત્વ ધરાવે છે પરમપૂજ્ય સિદ્ધર્ષિગણિના વચનો પણ આ વાતને પુષ્ટ કરે છે. ઉપમિતિભવપ્રપચા કથાના પ્રથમ પ્રસ્તાવમા તેઓશ્રી કહે છે કે–

संस्कृता प्राकृता चेति भाषे प्राधान्यमर्हतः
तत्रापि संस्कृता तावद् दुर्विदग्ध हृदि स्थिता ॥५१॥

यथैव रामचरितं संस्कृतं तेन निर्मितम् ।
तथैव प्राकृतेनापि निर्मितं हि सतां मुदे ॥१६॥
यावत् संस्कृतभाषायाः प्राशस्त्यं भुवि विद्यते ।
तावत् प्राकृतभाषाया अपि प्राशस्त्यमिष्यते ॥१७॥
पाणिन्याद्यैः शिक्षितत्वात् संस्कृती स्याद्यथोत्तमा ।
प्राचेतसव्याकृतत्वात् प्राकृत्यपि तथोत्तमा ॥१८॥
तस्मात् संस्कृततुल्यैव प्राकृती चापि भारती ।
मान्यते शास्त्रतत्त्वज्ञैः किमतत्त्वज्ञभाषितैः ” ॥१९॥

અર્થાત્—પૂજનીય સસ્કૃત ભાષાથી પણ પ્રાકૃત વચન પ્રિય હોય છે, કેમકે પ્રૌઢ બોલનાર કરતા પણ બાલભાષિત મનોહર લાગે છે. ૧૨

સરસ્વતીના મુગ્ધ ભાષણરૂપ આ ભાષાની ( પ્રાકૃતની ) કોણ નિંદા કરે ? કે જેનુ વ્યાકરણ કરનાર **પ્રચેતાનો** પુત્ર ( **વાલ્મિક** ) ઋષિ છે ૧૩

જેમ **ગાર્ગ્ય, ગાલવ, શાકલ્ય** અને **પાણિન્યાદિ** ઋષિઓ સસ્કૃત વ્યાકરણના કર્તા થયા, તેવી રીતે પ્રાકૃતાદિ છ ભાષાઓના વ્યાકરણનાં કર્તા પણ આદિકવિ સુપ્રસિદ્ધ આચાર્ય ( **વાલ્મિક ઋષિ** ) થયા છે ૧૪-૧૫

જેવી રીતે સસ્કૃતમા તેમણે '**રામચરિત્ર**' બનાવ્યુ છે, તેવી રીતે પ્રાકૃતમા પણ બનાવ્યુ છે ૧૬

યાવત્ સસ્કૃત ભાષાનુ જેટલુ પ્રશસ્તપણુ જગત્મા વિદ્યમાન છે, તેટલુજ પ્રાકૃત ભાષાનુ પણ છે ૧૭

પાણિન્યાદિ શિક્ષિત હોવાથી જેમ સસ્કૃત ભાષા ઉત્તમ ગણાય છે, તેમ વાલ્મિકે વ્યાકરણ બનાવેલ હોવાથી પણ પ્રાકૃત ઉત્તમ છે ૧૮

અત એવ—સસ્કૃતની બરાબર જ પ્રાકૃત ભાષા છે, એમ

શાસ્ત્રના તત્ત્વજ્ઞ પુરુષો માને છે તો પછી અતત્ત્વજ્ઞ પુરુષોના બોલવા વડે કરીને શું ? ૨

૧૩ ઉપરના શ્લોકોના અર્થ ઉપરથી એમ ચોક્કસ જોઈ શકાય છે કે–પ્રાકૃત ભાષા સંસ્કૃત કરતાં કોઈ પણ રીતે ઉતરતી–કમ મહત્ત્વવાળી નથી એમ જૈનોજ નહિ, પરન્તુ હિન્દુ ધર્માનુયાયી વિદ્વાનો અને ઋષિઓ પણ સ્વીકાર કરી ગયા છે

## શૌરસેની અને પૈશાચી ( ભૂતભાષા )

૧૪ આ પ્રાકૃતના ભેદોમાંથી આપણે શૌરસેની અને પૈશાચીનો દેશ-નિર્ણય કરીશું એટલે આ બન્ને ભાષાઓ માગધી અને મહારાષ્ટ્રીથી જુદાઈ ધરાવતી હતી અને તેનું વિવેચન વ્યાકરણોમાં ગૌણ યાને અપવાદ રૂપેજ કરવામાં આવ્યું છે તથાપિ હાલની હિંદી આદિ ભાષાઓ સાથે તેને ઘણો સંબંધ છે તેમાં કોઈ મોટો સ્વતંત્ર ભેદ નથી મળતો, પરંતુ તેનું ક્ષેત્ર એ છે કે જે વ્રજભાષા ખડી બોલી અને રેખતાની મૂળ ભૂમિ છે પૈશાચીનું બીજું નામ ભૂતભાષા છે આ ગુણાઢ્યની આશ્ચર્યમય એવી બૃહત્કથાથી અમર થઈ ગઈ છે આ બૃહત્કથા હમણાં નથી મળતી. બે કાશ્મીરી પંડિતો ( નામે ક્ષેમેન્દ્ર અને સોમદેવે ) કરેલા તેના સંસ્કૃત અનુવાદ ( નામે બૃહત્કથામંજરી અને કથાસરિત્સાગર ) મળી આવે છે કાશ્મીરનો ઉત્તર તરફનો પ્રાંત પિશાચ ( પિશ્–માંસ અને અશ્–ખાવું ) યા પિશાચ દેશ કહેવાતો હતો અને કાશ્મીરમાંજ બૃહત્કથાનો અનુવાદ મળવાથી પૈશાચી ત્યાંની ભાષા માનવામાં આવતી હતી. કિંતુ વાસ્તવમાં પૈશાચી યા ભૂતભાષાનું સ્થાન રાજપૂતાના અથવા મધ્યભારત છે માર્કંડેયે પોતાના પ્રાકૃત વ્યાકરણમાં બૃહત્કથાને કેકયપૈશાચિમાં મૂકેલી છે કેમ તો કાશ્મીરનો પશ્ચિમોત્તર પ્રાંત છે સંભવ છે કે મધ્યભારતની ભૂતભાષાની મૂળ બૃહત્કથાનું કંઈ રૂપાંતર ત્યાં થયું હોય કે જેના આધાર પરથી કાશ્મીરીઓના સંસ્કૃત અનુવાદો થયા હોય ( વાકોર-વિયેના ઓરિએન્ટલ સોસાયટીનું જર્નલ પુસ્તક ૬૪ પૃ ૯૫ આદિ)

૧૫ રાજશેખર કે જે વિક્રમ સવતુની દશમી શતાબ્દીના મધ્યભાગમાં હતો તેણે પોતાની કાવ્યમીમાસામા એક જૂનો શ્લોક ઉદ્ધૃત કર્યો છે કે જેમા તે સમયની ભાષા નિવેશની ચર્ચા છે —

"ગૌડ (બગાલ) આદિ સસ્કૃતમા સ્થિત છે, લાટદેશીઓની રૂચિ પ્રાકૃતમાં પરિચિત છે, મરૂભૂમિ, ટક્ક(ટાક, દક્ષિણ પશ્ચિમી પજાબ) અને ભાદાનક (બીજોલ્યાના શિલાલેખમા પણ ભાદાનકનો ઉલ્લેખ છે, તો તે પ્રાત રાજપૂતાનામાજ હોવો જોઇએ) ના વાસીઓ અપભ્રશનો પ્રયોગ કરે છે, અવતી (ઉજ્જૈન), પારિયાત્ર (બેતવા અને ચચલનો ભાગ), અને દશપુર (મદસોર)ના નિવાસી ભૂતભાષાની સેવા કરે છે. જે કવિ મધ્યદેશમા (કન્નૌજ, અતર્વેદ, પચાલ આદિ) રહે છે તે સર્વ ભાષાઓમા સ્થિત છે" રાજશેખરને ભૂગોલ વિદ્યાપર ઘણો શોખ હતો. કાવ્યમીમાસાના એક આખા અધ્યાયમા ભૂગોલનુ વર્ણન આપી કહે છે કે વિસ્તારથી જોવા માટે મારો બનાવેલો ભુવનકોશ જોવો પોતાના આશ્રયદાતાની રાજધાની મહોદય (કન્નૌજ) ઉપર પોતાને ઘણો પ્રેમ હતો કન્નૌજ અને પચાલની તેણે ઠેકાણે ઠેકાણે અતિ પ્રશસા કરી છે. મહોદય (કન્નૌજ)ને પોતે ભૂગોળનુ કેન્દ્ર ગણ્યુ છે અને દૂરતાનુ માપ મહોદયથીજ કરવુ જોઈએ– જૂના આચાર્યો અનુસાર અતર્વેદીથી નહિ– એમ જણાવી (કાવ્યમીમાસા પૃ ૯૪) દીધુ છે આ મહોદયની કેન્દ્રતાને ધ્યાનમા રાખી તેણે બતાવેલા રાજાના કવિસમાજનો નિવેશ ઘણો ચમત્કાર બતાવે છે તે કહે છે કે રાજા કવિસમાજની મધ્યમા બેસે, ઉત્તરે સસ્કૃતના કવિ (કાશ્મીર, પાચાલ), પૂર્વે પ્રાકૃત (માગધીની ભૂમિ મગધ), પશ્ચિમે અપભ્રશ (દક્ષિણી પજાબ અને મરૂદેશ) અને દક્ષિણે ભૂતભાષા (ઉજ્જૈન, માલવા આદિ)ના કવિ બેસે (કાવ્યમીમાસા પૃ. ૫૪–૫૫) આ પ્રમાણે રાજાનો કવિસમાજ ભૌગોલિક ભાષા–નિવેશનુ માનચિત્ર થયુ આ બાજુ કુરૂક્ષેત્રથી પ્રયાગ સુધીનો અતર્વેદ, પાચાલ અને શૂરસેન અને તે બાજુ મરૂ, અવતી, પારિયાત્ર અને દશપુર– આ શૌરસેની અને ભૂતભાષાના સ્થાન હતા.

થયુ. હા એટલું ખરૂ કે તેણે કેવલ પ્રાકૃતના જ તદ્દભવ અને તત્સમ પદ લીધા નથી, પરતુ ધનવલી અપુત્રા માસી ( સસ્કૃત )માંથી પણ કેટલાય તત્સમ પદ લીધા છે

[ તદ્દભવ પ્રયોગોના અધિક ઘસાવાથીં ભાષામાં એવી અવસ્થા આવે છે કે જ્યારે શુદ્ધ તત્સમોનો પ્રયોગ કરવાની ટેવ પડી જાય છે હિદી કે ગૂજરાતીમા હવે કોઈ જસ કે ગુનવત નથી લખતુ, પણ યશ અને ગુણવાન્ લખે છે બોલવામા પણ ગમે તે રીતે જેમકે મોહનદાસ્ બોલવામા આવશે, પણ લખવામા આવશે મોહનદાસ. ]

૧૯ સાહિત્યની પ્રાકૃત, સાહિત્યની ભાષાજ થતી ચાલી હતી તેમા ગતને બદલે ગય, અને ગજને બદલે પણ ગય, કાચ, કાક, કાય (શરીર), અને કાર્ય એ બધાને બદલે કાય વપરાતું હતું આમા ભાષાનુ જે પ્રધાન લક્ષણ સાભળવાથી અર્થબોધ છે, તેનો વ્યાઘાત થતો હતો અપભ્રશમાં બને પ્રકારના શબ્દો મળે છે જોકે શૌરસેની, પૈશાચી, માગધી આદિ ભેદો થયા છતા પણ પ્રાકૃત એકજ હતી, તેવી રીતે શૌરસેની, અપભ્રશ, પૈશાચી–અપભ્રશ, મહારાષ્ટ્રી અપભ્રંશ આદિ થઇને એકજ અપભ્રશ પ્રબલ થઇ હેમચદ્રે જે અપભ્રશનું વર્ણન કર્યું છે તે શૌરસેનીના આધારપર છે માર્કન્ડેયે એક ‘ નાગર ’ અપભ્રશની ચર્ચા કરી છે કે જેનો અર્થ નગરવાસી, ચતુર, શિક્ષિત (ગામડીયાથી વિપરીત) લોકોની ભાષા યા ગૂજરાતના નાગર બ્રાહ્મણો, યા નગર (વડનગર, વૃદ્ધનગર)ના પ્રાતની ભાષા થઇ શકે છે. ગૂજરાતની અપભ્રશ–પ્રધાનતાની ચર્ચા આગળ આવશે, પરતુ તેના તે નગરનુ વડનગર યા નગર નામ પ્રાચીન નથી, તેથી ‘ નગરની ભાષા ’ એ અર્થ લેતા માર્કન્ડેયના વ્યાકરણની પ્રાચીનતામા શકા થાય છે

૨૦ રાજશેખરે કાવ્યમીમાસામા કેટલાક શ્લોકો એવા આપ્યા છે કે જેમા બતાવેલ છે કે કયા દેશનો મનુષ્યકેવી રીતે સસ્કૃત અને પ્રાકૃત બોલી શકે છે અહી આ પાઠશૈલીના વર્ણનની ચર્ચા કરવી ઘટે છે આ વર્ણન રોચક પણ છે અને કેટલાક અશો તે હજીસુધી સત્ય પણ

૨૨ જૂની અપભ્રંશ સંસ્કૃત અને પ્રાકૃત સાથે મળતી છે, અને પાછળની અપભ્રંશ તે જૂની હિંદી-જૂની ગુજરાતીને મળતી છે. ઉપર બતાવી ગયા છીએ તે પ્રમાણે શૌરસેની અને ભૂતભાષાની ભૂમિ જ અપભ્રંશની ભૂમિ થઈ અને તેજ જૂની હિંદી-જૂની ગૂજરાતીની ભૂમિ છે અંતર્વેદ, વ્રજ, દક્ષિણી પંજાબ, ટક્ક, ભાદાનક, મરૂ, ત્રવણ, રાજપૂતાના, અવંતી, પરિયાત્ર, દશપુર અને સુરાષ્ટ્ર-અહીંની જે ભાષા તે એકજ મુખ્ય અપભ્રંશ હતી-જેવી રીતે પહેલાં દેશભેદ થતા પણ એકજ પ્રાકૃત હતી હમણાં અપભ્રંશના સાહિત્યનાં અધિક ઉદાહરણ મળ્યાં નથી, તેમ તે ભાષાના વ્યાકરણ આદિપર હજુ પૂરૂં ધ્યાન આપવામાં આવ્યું નથી

૨૩ અપભ્રંશ ક્યાં સમાપ્ત થાય છે અને જૂની હિંદી-જૂની ગૂજરાતીનો ક્યાંથી આરંભ થાય છે તેનો નિર્ણય કરવો કઠણ છે પરંતુ તે રોચક અને અતિ મહત્ત્વનો છે આ બે ભાષાઓના સમય અને દેશના સંબંધે કંઈ સ્પષ્ટ લીટી દોરી શકાતી નથી કેટલાંક ઉદાહરણ એવાં છે કે જેને અપભ્રંશ પણ કહી શકાય અને જૂની હિંદી-જૂની ગૂજરાતી પણ કહી શકાય સંસ્કૃત ગ્રંથોમાં તે લખાઈ તે કારણે અપભ્રંશ અને જૂની હિંદી-જૂની ગૂજરાતીની લેખશૈલીની રક્ષા થઈ-નહિતો મુખસુખાર્થ લેખનશૈલીમાં બદલતી બદલતી એવી થઈ જાત કે તેને પ્રાચીન સમજવી અશક્ય થાત તે પ્રાચીનશૈલીને હિંદી કે ગૂજરાતી ઉચ્ચારણાનુસારિણી શૈલીપર લખવામાં આવે (કે જે રીતે તે અવશ્ય બોલાતી હોય) તો અપભ્રંશ કવિતા કેવલ જૂની હિંદી કે જૂની ગુજરાતી થઈ જાય છે અને દુર્બોધ રહેતી નથી. આ પરથી એમ કહી શકાય નહિ કે જૂની હિંદી કે જૂની ગૂજરાતીનો કાલ ઘણો પાછળ હઠાડી શકાય ઉપમાવાચક 'જિમિ' યા 'જિમ'-જિમ, જ્યમ, તેને આવી જૂની કવિતામાં 'જિમ્વૈ' લખેલો મળી આવે છે તેના ઉચ્ચારણમાં પ્રથમ સ્વર સંયુક્તાક્ષરની આગળ હોવાથી ગુરૂ થઈ શકતો નથી (જિમ્મ્વ), કારણ કે જે છંદમાં તે આવ્યો છે તેનો ભંગ થાય

૨૨ જૂની અપભ્રંશ સસ્કૃત અને પ્રાકૃત સાથે મળતી છે, અને પાછળની અપભ્રંશ તે જૂની હિદી-જૂની ગુજરાતીને મળતી છે ઉપર બતાવી ગયા છીએ તે પ્રમાણે શૌરસેની અને ભૂતભાષાની ભૂમિ જ અપભ્રંશની ભૂમિ થઈ અને તેજ જૂની હિદી-જુની ગૂજરાતીની ભૂમિ છે અતર્વેદ, વ્રજ, દક્ષિણી પજાબ, ટક્ક, ભાદાનક, મરૂ, ત્રવણ, રાજપૂતાના, અવતી, પરિયાત્ર, દશપુર અને સુરાષ્ટ્ર-અહીંની જે ભાષા તે એકજ મુખ્ય અપભ્રંશ હતી-જેવી રીતે પહેલા દેશભેદ થતા પણ એકજ પ્રાકૃત હતી હમણા અપભ્રંશના સાહિત્યના અધિક ઉદાહરણ મળ્યા નથી, તેમ તે ભાષાના વ્યાકરણ આદિપર હજુ પૂરૂ ધ્યાન આપવામા આવ્યુ નથી

૨૩ અપભ્રંશ ક્યા સમાપ્ત થાય છે અને જૂની હિદી-જૂની ગૂજરાતીનો ક્યાથી આરભ થાય છે તેનો નિર્ણય કરવો કઠણ છે પરતુ તે રોચક અને અતિ મહત્ત્વનો છે આ બે ભાષાઓના સમય અને દેશના સબધે કઇ સ્પષ્ટ લીટી દોરી શકાતી નથી. કેટલાક ઉદાહરણ એવા છે કે જેને અપભ્રંશ પણ કહી શકાય અને જૂની હિદી-જૂની ગૂજરાતી પણ કહી શકાય સસ્કૃત ગ્રથોમા તે લખાઈ તે કારણે અપભ્રંશ અને જૂની હિદી-જૂની ગૂજરાતીની લેખશૈલીની રક્ષા થઈ-નહિતો મુખસુખાર્થ લેખનશૈલીમા બદલતી બદલતી એવી થઈ જાત કે તેને પ્રાચીન સમજવી અશક્ય થાત તે પ્રાચીનશૈલીને હિદી કે ગૂજરાતી ઉચ્ચારણાનુસારિણી શૈલીપર લખવામા આવે (કે જે રીતે તે અવશ્ય બોલાતી હોય) તો અપભ્રંશ કવિતા કેવલ જૂની હિદી કે જૂની ગુજરાતી થઈ જાય છે અને દુર્બોધ રહેતી નથી. આ પરથી એમ કહી શકાય નહિ કે જૂની હિદી કે જૂની ગૂજરાતીનો કાલ ઘણો પાછળ હઠાડી શકાય ઉપમાવાચક 'જિમિ' યા 'જિમ'-જિમ, જ્યમ, તેને આવી જૂની કવિતામા 'જિમ્વૈ' લખેલો મળી આવે છે. તેના ઉચ્ચારણમાં પ્રથમ સ્વર સયુક્તાક્ષરની આગળ હોવાથી ગુરૂ થઈ શકતો નથી (જિમ્મત્વ), કારણ કે જે છદમા તે આવ્યો છે તેનો ભંગ થાય

છે આથી તેને ભલે નિર્મે લખ્યો હોય પણ તેનો ઉચ્ચાર નિવ થતો કે જે નિમ જ છે સંસ્કૃત ઊર્ધ્વ નું નાનરૂપ ઉપજાઈ છે કે જે પછાતી ઉપજાઈ ના રૂપમાં પરિણમે છે હવે આ ઉપજાઈ ને અપભ્રંશ માનવો કે જૂની હિંદી–જૂની ગુજરાતી માનવો? જાઈ ને તેના ઉચ્ચાર અનુસાર લખવાથી ઉપજે થાય છે (સંયુક્ત ય ક્ષરને ક્ષરણ ઉની માત્રાની ગુરુતા માનતાં ઉપજે ખરી રીતે થાય) કે જેને હમણાં હીંદી તરીકે પીછાનીએ છીએ અને ગુજરાતીમાં ઉપજે એ રૂપ સ્વીકારીએ છીએ અને આ રૂપ ઉપજાઈ ઉપજાઇ ઉપજે ઉપજે એમ કેટલી શતાબ્દીઓ સુધી ચાલુ રહ્યું છે

૨૪ આ પુસ્તકના લખનારા સંસ્કૃતના પંડિતો વા જૈન સાધુ હતા. સંસ્કૃત શબ્દોને તો તેમણે શુદ્ધિથી લખ્યા તેમ પ્રાકૃતને પણ લખ્યા, પરંતુ આ કવિતાઓની લેખશૈલીપર ધ્યાન આપ્યું નહિ. કોઇ વખત જૂનું રૂપ રાખવા દીધું, તો કોઇ વખત વ્યવહારમાં પરિચિત થયેલું નવું રૂપ મૂકી દીધું આ આગળના ધાતરોથી જણાવામાં આવશે.

૨૫ આવી કવિતાને માટે જૂની હિંદી–જૂની ગુજરાતી એ શબ્દ ત્રણીભુજને વાપર્યો છે જૂની ગુજરાતી, જૂની રાજસ્થાની જૂની પશ્ચિમી રાજસ્થાની આદિ નામ કૃત્રિમ છે અને વર્તમાન ભેદને પાછળ વધારે ઘડીવી બનાવવામાં આવ્યા છે ભેદબુદ્ધિ દૃઢ કરવા સિવાય બીજું ફલ પણ નથી. કવિતાની ભાષા પ્રાય. સર્વ જગ્યાએ એકજ જેવી હતી. જેવી રીતે નાનકથી લઈને હરિશ્ચન્દ્ર હરિદાસો સુધીની ભાષા વ્રજભાષા કહેવાતી હતી, તેવીજ રીતે અપભ્રંશને જૂની હિન્દી–જૂની ગુજરાતી કહેવી અનુચિત નથી ભલે પછી કવિના દેશ-કાલ અનુસાર તેમાં કોઇ રચના પ્રાદેશિક હો

૨૬ પછીના સમયમાં હિંદી કવિ ચંદ વિદ્યાર્થિઓને માટે એક અર્ધ વ્રજ ગુજરાતી વા પંજાબીમાં લખી પોતાની વાણીઓ ભાષામાં લખતા હતા–જેવી રીતે કહે શૌરસેની, પૈશાચીની છાંટ લઈ કવિતા મહારાષ્ટ્રી

પ્રાકૃતમાં જ થતી હતી મીરાબાઈના પદ જૂની હિંદી કે ગૂજરાતી કે મારવાડી કહેવાય ? કવિની પ્રાદેશિકતા આવ્યા છતા સાધારણ ભાષા 'ભાખા' કહેવાતી હતી જેવી રીતે અપભ્રંશમા ક્યાક ક્યાક સંસ્કૃતનો પુટ છે, તેવી રીતે તુલસીદાસજી રામાયણને પૂરવી ભાષામા લખતા લખતા સંસ્કૃતમા ચાલી ગયા છે ( જેવી રીતે-કવિહિં અગમ જિમિ બ્રહ્મસુખ અહમમ-મલિનજનેષુ, રન જીતિ રિપુદલ મધ્યગત પસ્યામિ રામમનામય ઇત્યાદિ ) ના છાપખાના, પ્રાંતિય અભિમાન, મુસલમાનોના ફારસી અક્ષરોનો આગ્રહ અને નવા પ્રાંતિક ઉદ્‌બોધન ન હોતતો હિંદી ભાષા અનાયાસે દેશભાષા બની જાત અધિક છાપવા છપાવવા લખવાનુ ચાલ્યુ ને ઝગડાઓ થયા તેથી આ ગતિ અટકી

૨૭ આજકાલ લોકો પૃથ્વીરાજરાસાની ભાષાને હિંદીનુ પ્રાચીનતમ રૂપ માને છે, પણ કહેવુ જોઇએ કે અપભ્રંશની કવિતાઓને જૂની હિંદી–જૂની ગૂજરાતી કહી શકાય તો તે રાસાની ભાષાને રાજસ્થાની યા 'મેવાડી–ગૂજરાતી–મારવાડી–ચારણી–ભાટી' કહેવી ઘટે, હિંદી નહિ. વ્રજભાષા પણ હિંદી નથી અને તુલસીદાસજીની મધુર ઉક્તિઓ પણ હિંદી નથી

૨૮ આ પુરાણી ભાષા અહીં કહીં વિખરેલી મળે છે–કોઈ મુક્ત શૃંગારરસની કવિતા, કોઈ વીરતાની પ્રશંસા, કોઇ ઐતિહાસિક વાત, કોઇ નીતિના ઉપદેશ, કોઈ લોકોક્તિ અને તે પણ વ્યાકરણના ઉદાહરણોમા યા કથાપ્રસંગમા ઉદ્ધૃત કરેલી, આવુ ભાષાસાહિત્ય ઘણુ હતુ એમ જણાય છે. આમા મહાભારત અને રામાયણની સંપૂર્ણ યા તેના આશ્રયપર બનેલી નાની નાની કથાઓ હતી બ્રહ્મ અને મુંજ નામના કવિઓ મળી આવે છે જેવી રીતે પ્રાકૃતના જૂના રૂપ પણ શૃંગારની ચટકદાર મુક્તક ગાથાઓમા ( સાતવાહનની સપ્તશતી ), યા જૈન ગ્રંથોમાં છે, તેવી રીતે જૂની હિંદી–જૂની ગૂજરાતીના નમુના પણ શૃંગાર વા વીરરસના અથવા કથાઓમા ગુંથાયેલા યાતો જૈન ધાર્મિક રચનાઓમાં મળી આવે છે. હેમચંદ્રજીને મોટી શાબાશી એ દેવાની છે કે તેમણે પ્રાકૃત

લખતા નથી. પોતે જાણતા ન હોય છતા નવા રૂપો લખી મારે છે. ‘તઇસિઇ’ ‘જુગુતિ’ ‘કાલસુભાઉ’ ‘અઉરઉ’ તે બદલે ‘તૈસેહિ’ ‘યુક્તિ’ ‘કાલસ્વભાવ’ ‘ઔરો’ એમ કરી નાખ્યુ છે જે કવિતા મુખની કાને, મુખથી કાને ચાલી આવે છે તેમા તો ઘણોજ ફેરફાર થઇ જાય છે. હેમચદ્રના પ્રાકૃત વ્યાકરણના ૮મા અધ્યાયના ઉદાહરણોમા એક ‘અપભ્રંશ’ યા જૂની હિદી-ગૂજરાતીનો દોહો લઇએ અપભ્રશ અને જૂની હિદી કે જૂની ગૂજરાતી વચ્ચે સીમારેખા ઘણી અસ્પષ્ટ છે, અને કહેવામાં આવશે તેમ જૂની હિદી-જૂની ગૂજરાતીનો સમય ઘણો પૂર્વનો જણાશે.

૩૧ આ દોહો એ છે કે —

વાયસુ ઉડ્ડાવન્તિઅએ, પિઉ દિટ્ઠુઉ સહસત્તિ;
અધ્ધા વલયા મહિહિ ગય, અધ્ધા ફુટ્ટ તડત્તિ

( વિયોગીની કાગડાને ઉડાવવા લાગી કે મારો પિયુ આવે છે તો ઉડી જા. એટલામા તેણીએ અચાનક પિયુને દીઠો કાતો તેણી વિયોગમા એટલી દુબળી હતી કે હાથ લબાવતા જ અરધી ચુડીઓ જમીનપર પડી, અને કાતો પ્રિય દર્શનના હર્ષથી એટલી વધી ગઇ કે બાકીની ચૂડીઓ તડ તડ ફુટી ગઈ ]

૩૨. ચારણોના મુખેથી કેલીટગે પેઢીઓ સુધી બોલતા બોલતાં રાજપૂતાનામા આ દોહાનુ હાલ સાફ કરેલુ રૂપ એ પ્રચલિત છે કે —

કાગ ઉડાવણ જાન્તી, પિય દીઠો સહસત્તિ,
આધી ચૂડી કાગગલ, આધી ટૂટ તડિત્તિ

આમા નિશાન ઠીક લાગી ગયુ, ચૂડીઓ જમીનપર ન પડતા કાગડાના ગળામા પહોચી ગઈ, અને ચૂડી તૂટવાનુ અપશુકન મટી ગયુ.

૩૩. એજ વ્યાકરણમાથી એક દોહો બીજો લઇએ —

પુત્તેં જાએ કવણુ ગુણુ, અવગુણુ કવણુ મુએણુ,
જા બપ્પીકી ભુહડી, ચમ્પિજજઈ અવરેણુ

( એ પુત્રના જન્મથી શું લાભ અને મરી જવાથી શુ ખોટ કે જેના રહેવાથી બાપની ધરતીપર બીજો અધિકાર કરી લે

પાણિનિના સમયમાં સંસ્કૃત ભાષાનો કંઇ એવો પ્રભાવ બ્રાહ્મણ વિદ્વાનો પર જામ્યો કે તેઓએ સમયાનુસાર પ્રચલિત ભાષાઓની કંઇ પણ પરવા ન કરી. તેમણે તેને સાહિત્યનું રૂપ આપવાનો કંઇ પણ પ્રયત્ન કર્યો નહિ. હજારો વર્ષો સુધી તેઓ બરાબર કેવળ સંસ્કૃતનું જ પઠન પાઠન અને સાહિત્ય-વર્દ્ધન કરતા રહી તેમાં દત્તચિત્ત રહ્યા તેઓને પ્રાકૃતભાષાઓ પર કંઇક ધૃણા જેવું થઇ ગયું આ પ્રવૃત્તિ કેટલાક પંડિતોમાં આજસુધી વિદ્યમાન છે, અને શાસ્ત્રાર્થ આદિમાં તેઓ કહેવા લાગે છે કે **'भाषारक्षाया· किं प्रयोजनम्'** આવી અવસ્થામાં જો કેવલ બ્રાહ્મણ સમાજનાજ શિરે અત્યાર સુધી દેશની સાહિત્યરક્ષાનો ભાર રહેત—જેવી રીતે આજથી કંઈ અઢી હજાર વર્ષ પૂર્વે સુધી રહ્યો હતો—તો આપણને અવશ્ય દેશની આધુનિક ભાષાઓના ઉદ્દગમસ્થાન [ઉત્પત્તિ સ્થાન) નો કંઇ પત્તો લાગત નહિ[1], પરંતુ આજથી લગભગ અઢી હજાર વર્ષ પૂર્વે બે અન્ય (બ્રાહ્મણેતર) સમાજોએ દેશની સાહિત્ય રચનામાં ભાગ લેવાનો પ્રારંભ કર્યો—જેથી પ્રાકૃત ભાષાની રક્ષા થઇ શકી વિક્રમની પૂર્વે ચોથી પાંચમી શતાબ્દિમાં પૂર્વભારતમાં પ્રચલિત ભાષાનું જ્ઞાન આપણને બૌધ્ધોના 'પાલી' ગ્રંથોથી થાય છે પરંતુ આ સાહિત્ય પણ આપણને અધિક આગળના વખત માટે સહાયક નથી થતું, કારણ કે એક તો બૌદ્ધ સાહિત્યની 'પાલી' ભાષા પણ સ્થિર રૂપ થઇ ગઈ હતી, અને બીજું બૌદ્ધ ધર્મનું આધિપત્ય પણ લગભગ એક હજાર વર્ષના મહત્ત્વપૂર્ણ ઇતિહાસની પછી તેની જન્મભૂમિ ભારતમાંથી ચાલ્યું ગયું

૩૬ વિક્રમની પૂર્વે પાંચમી શતાબ્દિથી આજ સુધી મુખ્ય મુખ્ય ભારતીય ભાષાઓને સાહિત્ય દ્વારા જીવિત રાખવાનું શ્રેય જૈન આચાર્યોને છે. તેઓએજ પ્રાકૃત ભાષાઓને પોતાના ધર્મપ્રચારનું વાહન બનાવી તેને સાહિત્યનું રૂપ આપ્યું આખું બ્રાહ્મણ સાહિત્ય જોઇ લઇએ તેમાં

---

° ૧ ડૉક્ટર જેકૉબીએ યોગ્ય કહ્યું છે કે 'Had it not been for the Jains, we would never have known what Prakrit Literature was'—જૈનો વગર આપણે પ્રાકૃત સાહિત્ય શું હતું તે કદી પણ જાણી શકયા ન હત.

કંઇક ઘૃણા હતી. આથી તે ગર્વમા આવી બોલી ઉઠયો કે હું આ સમસ્ત સિદ્ધાન્તને આ ગ્રામ્ય ભાષામાથી સંસ્કૃતબદ્ધ કરીશ વૃદ્ધવાદિ ગુરૂને પ્રાકૃતની આવી નિન્દા અસહ્ય હતી. તેમણે કહ્યું "બાલ, સ્ત્રી, મન્દ, મૂર્ખ આદિ સર્વે ચરિત્રના આકાંક્ષીઓના ઉપકારાર્થે તત્ત્વજ્ઞોએ સિદ્ધાન્તને પ્રાકૃતમા રાખ્યા છે --

वालस्त्रीमन्दमूर्खाणां नृणां चारित्रकांक्षिणां।
अनुग्रहार्थं तत्त्वज्ञैः सिद्धान्तः प्राकृतः कृतः ॥

તમે પ્રાકૃતની નિન્દા કરી ઘોર પાપ કર્યું " પછી તેમણે આ આ પાપને માટે [૨]સિદ્ધસેન દિવાકરને બાર વર્ષ સુધી મૌન રહી પરિભ્રમણ કરવાનુ 'પારાચિક' નામનુ પ્રાયશ્ચિત્ત આપ્યુ આથી વિદિત થાય છે કે જૈન આચાર્ય પ્રાકૃતને કેટલુ ઉંચું સ્થાન આપતા હતા. વિશેષ અગાઉ પૃ. ૫ થી ૮ ઉપર કહેવાયુ છે )

૩૮ વિક્રમ સવત થી ત્રણ ચાર સૈકા પહેલા, પૂર્વ અને ઉત્તર ભારતમા પ્રચલિત[૩] માગધી અને અર્ધ-માગધી ભાષાઓના જ્ઞાનને માટે

---

૨ સિદ્ધસેન દિવાકર અન્ય કોઈ નહિ પણ વિક્રમાદિત્યની સભાનાં નવરત્નો પૈકી 'ક્ષપણક' હતા. એવુ ડા. સતીશચન્દ્ર વિદ્યાભૂષણનું અનુમાન છે જુઓ તેનો ગ્રથ નામે Midaeval School of Indian Logic જૈન કથાઓમા એ પ્રસિદ્ધ છે કે તેણે મજકુર પ્રાયશ્ચિત્ત પૂરૂં કરતી વખતે પરિભ્રમણ કરતાં કરતા દિવાકરજી ઉજ્જૈન આવી પહોચ્યા ને ત્યાં 'મહાકાલ'ના મદિરમા એક અતિશય બતાવી તેમણે વિક્રમાદિત્ય રાજાને જૈન બનાવ્યો

૩ આ ભાષાઓ સબધે વાંચો વિચારો પંડિત બહેચરદાસજીના લેખ (૧) ગૂજરાતી ભાષા (આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૫ ની પ્રસ્તાવના) (૨) જૈન આગમ સાહિત્યની મૂળ ભાષા કઇ-અથવા અર્ધ માગધી એટલે શું (જૈન સાહિત્યસશોધક ભાગ ૧ અક ૧) (૩) પ્રાકૃત ભાષા અને સાહિત્ય (આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા પૃ ૧૯૫ થી ૨૩૧) (૪) અર્ધ માગધી ભાષા (પુરાતત્ત્વ પુ. ૩ અક ૪ પૃ ૩૪૯ થી ૩૬૬) (૫) તેમનું પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ [પ્ર૦ ગૂજરાત વિદ્યાપીઠ] તથા [૬] મુનિ શ્રી કલ્યાણવિજયજીના લેખ નામે માગધી ભાષા [જૈનયુગ પુ ૧ અક ૧ અને ૨]

ભાષાનો ઉલ્લેખ કર્યો છે અને તેનુ વિશેષ લક્ષણુ કેવલ એક સૂત્રમાં આપ્યુ છે. (જુઓ ડા આર હોર્નલ સશોધિત કલકત્તા ૧૮૮૦ વાળી 'પ્રાકૃત લક્ષણુની આવૃત્તિમા પ્રસ્તાવના તથા મૂળ–**न लोपोऽपभ्रंशेऽधो रेफस्य** ૩–૩૨૦ પરતુ ડા ગુણે ચડનો કાલ ઈ. સ છઠ્ઠા સૈકા પછીનો આપે છે ) કિન્તુ આ અપભ્રશ અને નવમી દશમી શતાબ્દિની અપભ્રશમા બહુ અતર છે. ડૉ હૉર્નલનુ અનુમાન છે કે 'ચડના સમયની 'અપભ્રશ'ના ઉદાહરણુ રૂપે આપણે અશોકની જે પ્રશસ્તિઓ શાહબાજગઢી અને 'મન્સહરા'ની શિલાઓ પર ખોદેલી મળે છે અને જેની ભાષાને સર કનિગહામે ઉત્તરી–ભાષા ( northern dialect ) કહી છે તે પ્રશસ્તિઓને ગણી શકાય તેમ છે આ ભાષા થોડી ઘણી માગધીનાજ જેવી છે. વિશેષ ભેદ કેવલ એટલોજ હતો કે માગધીમા 'ર' ને સ્થાને 'લ' આદેશ થતો હતો પરતુ અપભ્રશમા 'ર' જ રહેતો હતો. પરન્તુ નવમી શતાબ્દિના પછીની અપભ્રશ પ્રાકૃતમા કેટલીક એવી વિશેષતાઓ છે કે જે તેથી પૂર્વની પ્રાકૃત ભાષાઓમા જણાતી નથી.

૩૯ આ વિશેષતાઓ મુખ્યપણે ચાર છે.

(૧) કારક અને ક્રિયા વિભક્તિઓની ઘણી ખરી મન્દતા. ક્રિયાપદોમા રૂપ બનાવવામા પ્રત્યયો લગાડવાની મદતા. ભાષા લગભગ પ્રત્યય વગરની વલણુ પકડતી જાય છે

(૨) ઘણા એવા દેશી શબ્દો અને રૂઢ શબ્દોનો પ્રયોગ કે જેના સમાન–રૂપ શબ્દો સસ્કૃતમા મળતા નથી.

(૩) ઘણા નવા છદો ઉદ્‌ભવે છે બીજી પ્રાકૃતમાં આર્યા–ગાથા કે શિષ્ટ સસ્કૃત છદો સિવાયના અન્ય છદો સામાન્ય રીતે દેખાતા નથી પણ અપભ્રશમા અસખ્ય નવા છદો વપરાયા અને તે અક્ષરમેળ છદો વપરાયા–માત્રામેળ છદો કે જે વૈદિક કવિતામા જોવામા આવે છે તે નહિ આ અસખ્ય નવા છદોના લક્ષણો તથા ઉદાહરણો 'પ્રાકૃત–પિગલમા મળી આવે છે.

"વૈયાકરણોએ છ મુખ્ય ભાષાઓ ગણાવી છે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, પિશાચિકા, માગધી અને સૂરસેની.

**संस्कृतं प्राकृतं चैवापभ्रंशोथ पिशाचिका ।**
**मागधी सूरसेनी च भाषाः षट् संप्रकीर्तिताः ॥**

વાગ્ભટ્ટાલંકારમા સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને પિશાચિકા (ભૂતભાષિત) એમ કાવ્યની શરીરભૂત ચાર ભાષાઓ ગણેલી છે.

**संस्कृतं प्राकृतं तस्यापभ्रंशो भूतभाषितम् ।**
**इति भाषाश्चतस्रोपि यान्ति काव्यस्य कायताम् ॥ २-१**

અહીંઆ **अपि** શબ્દથી ટીકાકારો **मागधी** અને **सूरसेनी**નો અંતર્ભાવ કરે છે **एका भाषा अपभ्रंशः हरिविजयादि...चतस्रोपि भाषा–काव्यशरीरप्राप्ता इत्यर्थः** જે જે દેશોમા અપર ભાષાથી અમિશ્રિત શુદ્ધ ભાષા તે અપભ્રંશ એવી વ્યાખ્યા વાગ્ભટ્ટ આપે છે.

**अपभ्रंशस्तु तच्छुद्धं यद्यद्देशेषु भाषितम् ।**

તે તે કર્ણાટ પાંચાળાદિ દેશોને વિશે બોલાતી શુદ્ધ બીજી ભાષાથી અમિશ્રિત ભાષા તે અપભ્રંશ જે દેશને વિષે સ્વભાવથી જે ભાષા બોલાય છે તે અપભ્રંશ માગધી અને સૂરસેનીનો પણ આમાંજ અંતર્ભાવ થાય છે

**यत्तेषु तेषु कर्णाटपाञ्चालादिषु देशेषु शुद्धमपरभाषादिभिरमिश्रितं भाषितं सोपभ्रंशः । यस्मिन्देशे स्वभावतो या भाषोच्यते सोपभ्रंशो भवतीत्यर्थः । मागधी सूरसेनी चात्रैवान्तर्गता ॥**

૪૧ વાગ્ભટ્ટના કાવ્યાનુશાસન ઉપર ભટ્ટારક નરેન્દ્રકીર્ત્તિના શિષ્ય

**ગૌર્જરિ** અપભ્રંશ ભાષાનો વિશેષ એટલો જણાવ્યો છે કે તે સંસ્કૃત શબ્દોથી ભરપુર છે અને ટાક્ક ભાષાની સાથે તે નિકટ સબંધ ધરાવે છે.

**संस्कृताढ्या च गौर्जरी । चकारात् पूर्वोक्तटक्कभाषाग्रहणम् ॥**

**व्राचंड** અપભ્રંશ સીધમા બોલાતો હતો એવુ માર્કંડેય કહે છે. પરતુ **नागर, उपनागर** અને **टक्क** ક્યા વપરાતા હતાં તે જણાવ્યુ નથી નાગર અપભ્રંશ નગરકોટના પ્રદેશમા બોલાતો હશે, અને ઉપનાગર તે પ્રદેશના નજીકના ભાગની ભાષા હશે. ટાક્કી ભાષા ઉત્તર પજાબમા ટક્ક દેશની ભાષા હતી ( જ. રૉ એ. સોસાયટી અકટો. ૧૯૧૩ પૃ. ૮૭૫–૮૮૩ ) માર્કંડેયના નાગર અપભ્રશ અને હેમાચાર્યના સૌરસેન અપભ્રશને ઘણું મળતાપણુ છે. આ ઉપરથી ડૉ. ગ્રીઅર્સન એમ ધારે છે કે **नागर** અપભ્રશ તે ગૂજરાતમા બોલાતી ભાષા હશે, અને **उपनागर** અપભ્રંશ ગૂજરાત અને સિધની વચ્ચેના પ્રદેશ–**पश्चिम** રજપૂતાના અને દક્ષિણ પજાબના ભાગમા બોલાતો હશે.

**હવે અગ્યારમા શતક સુધી અપભ્રશ ભાષા જીવત હતી** તેના પુરાવા આપીશું કઇ ભાષા ક્યારે મરણ પામી, એટલે કે તે બોલવાનો વ્યવહાર તૂટી ગયો એ સંબંધી પ્રત્યક્ષ પુરાવા મળવા ઘણા વિકટ હોય છે, તેમ તે મરણ પામ્યાથી તેનુ સાહિત્ય નિર્માણ થઇ શકે છે ઇત્યાદિ વાત જરા દુર્ઘટ છે, તોપણ સુદૈવે અપભ્રશના સબંધમા આપણને પ્રત્યતર પુરાવા પણ મળે છે.

(૧) અગાઉ પૃ ૯ ઉપર ટુકમા જણાવ્યું છે તેમ વિશેષપણે જણાવતા રાજશેખર પોતાના કાવ્યમીમાસામા ( ગાયકવાડ ઓરિએટલ સીરીઝ પા ૫૪, ૫૫ ) પોતાના કવિ–રાજની કાવ્ય પરીક્ષાની સભા કેવી હોવી જોઈએ એ સબંધમાં લખતા જણાવે છે કે—

**मध्येसभं वेदिका । तस्यां राजासनम् । तस्य चोत्तरत संस्कृता कवयो निवेशेरन् । तत. परं वेदविद्याविद:**

**ગૌર્જરિ** અપભ્રંશ ભાષાનો વિશેષ એટલો જણાવ્યો છે કે તે સંસ્કૃત શબ્દોથી ભરપુર છે અને ટાક્ક ભાષાની સાથે તે નિકટ સબંધ ધરાવે છે.

**संस्कृताढ्या च गौर्जरी । चकारात् पूर्वोक्तटक्कभाषाग्रहणम् ॥**

व्राचंड અપભ્રંશ સીંધમા બોલાતો હતો એવું માર્કંડેય કહે છે. પરંતુ **नागर, उपनागर** અને टक्क ક્યા વપરાતા હતાં તે જણાવ્યું નથી નાગર અપભ્રંશ નગરકોટના પ્રદેશમા બોલાતો હશે, અને ઉપનાગર તે પ્રદેશના નજીકના ભાગની ભાષા હશે. ટાક્કી ભાષા ઉત્તર પંજાબમા ટક્ક દેશની ભાષા હતી ( જ. રૉ એ. સોસાયટી અક્ટો. ૧૯૧૩ પૃ ૮૭૫-૮૮૩ ) માર્કંડેયના નાગર અપભ્રંશ અને હેમાચાર્યના સૌરસેન અપભ્રંશને ઘણું મળતાપણું છે. આ ઉપરથી ડૉ. ગ્રીઅર્સન એમ ધારે છે કે **नागर** અપભ્રંશ તે ગૂજરાતમા બોલાતી ભાષા હશે, અને **उपनागर** અપભ્રંશ ગૂજરાત અને સિંધની વચ્ચેના પ્રદેશ-**પશ્ચિમ** રજપૂતાના અને દક્ષિણ પંજાબના ભાગમા બોલાતો હશે.

**હવે અગ્યારમા શતક સુધી અપભ્રંશ ભાષા જીવત હતી** તેના પુરાવા આપીશું કઇ ભાષા ક્યારે મરણ પામી, એટલે કે તે બોલવાનો વ્યવહાર તૂટી ગયો એ સંબંધી પ્રત્યક્ષ પુરાવા મળવા ઘણા વિકટ હોય છે, તેમ તે મરણ પામ્યાથી તેનું સાહિત્ય નિર્માણ થઇ શકે છે ઇત્યાદિ વાત જરા દુર્ઘટ છે, તોપણ સુદૈવે અપભ્રંશના સબંધમાં આપણને પ્રત્યતર પુરાવા પણ મળે છે.

(૧) અગાઉ પૃ ૯ ઉપર ટુંકમાં જણાવ્યુ છે તેમ વિશેષપણે જણાવતા રાજશેખર પોતાના કાવ્યમીમાંસામા ( ગાયકવાડ ઓરિએંટલ સીરીઝ પા ૫૪, ૫૫ ) પોતાના કવિ-રાજની કાવ્ય પરીક્ષાની સભા કેવી હોવી જોઈએ એ સબંધમા લખતા જણાવે છે કે—

मध्येसभं. वेदिका । तस्यां राजासनम् । तस्य चोत्तरत संस्कृताः कवयो निवेशेरन् । तत परं वेदविद्याविदः

प्रामाणिकाः पौराणिकाः स्मार्ता भिषजो मौहूर्तिका अन्येऽपि तथाविधाः । पूर्वेण प्राकृताः कवयः । ततः परं नटनर्तक गायनवादक वाग्जीवन कुशीलवतालावचरा अन्येऽपि तथा-विधाः । पश्चिमेनापभ्रंशिनः कवयः । ततः परं चित्र लेप्यकृतो माणिक्यबन्धका वैकटिकाः स्वर्णकार वर्धकिलोह कारा अन्येऽपि तथाविधाः । ६०

—એટલે મધ્યે રાજ્યાસન, તેની ઉત્તરે સંસ્કૃત કવિ અને તેની પાસે વૈદિક નૈયાયિક પૌરાણિક આદિ પંડિત લોક; પૂર્વે પ્રાકૃત કવિ અને તેની પાસે નટ, નાચનારા, ગાનારા, વગાડનારા આદિ કલાવન્ત લોક. પશ્ચિમે અપભ્રંશ કવિ અને તેની પાસે ચિત્ર કરનાર-રંગ પૂરનાર રત્નકાર આદિ કસબી લોક અને સોની સુતાર લુહાર આદિ કારીગર ઇત્યાદિ.

૪૪ આ સભાની રચના કાલ્પનિક હોય તો પણ પ્રત્યેક સાહિત્યભા-ષાના કવિની પાછળ તે ભાષા જેઓમાં વ્યવહાર સાધન રૂપે બોલાતી હશે છે તેવા લોક રાજશેખરે બેસાડ્યા છે એ તે પરથી સ્પષ્ટ જણાય છે. સંસ્કૃત કવિ પાછળ પંડિતોનું પૂર, પ્રાકૃત કવિ પાછળ જે નાટકમાં પ્રાકૃત વાપરે છે તેનો વર્ગ નટાદિનું મૂક્યું અને અપભ્રંશ કવિ પાછળ માત્ર વણિકવર્ગ અને કારીગર આદિનો વર્ગ—અર્થાત્ સામાન્ય જનસમાજ—એમ બેસાડવાથી ઉચિત થયું છે. એમ ન હોત તો વ્યાપારી વર્ગ અને ધંધાદારી લોક સંસ્કૃત કવિ પાછળ શા માટે ન બેસાડ્યા અથવા નટ નર્તકાદિ કલાવન્તોના વર્ગને અપભ્રંશ કવિની પાછળ કેમ સ્થાન ન આપ્યું? એવા પ્રશ્નોનો બીજો સમર્પક ઉત્તર નથી. આ પરથી રાજશેખરના સમયમાં સામાન્ય જનસમાજની બોલી અપભ્રંશ હોવાથી તેમનું તેજ ભાષામાં સાહિત્ય હતું એમ માનવામાં હરકત નથી. રાજશેખર ઇ. સ. નવમા શતકના અંતમાં અને દશમાના આરંભમાં થઈ ગયા.'

૪૫. (૨) રુદ્રટના કાવ્યાલંકારના ૨-૧૧ સૂત્ર નામે संस्कृतं प्राकृतं

**चान्यदपभ्रंश इति त्रिधा'** એ શ્લોક પર પોતાની વૃત્તિમાં ટીકાકાર જૈન **નમિ**સાધુએ અપભ્રંશના જુદાજુદા ભેદ બતાવી તેના લક્ષણ સબંધે જણાવ્યું છે કે **'तस्य च लक्षणं लोकादेव सम्यगवसेयम्'**— એટલે તેનુ લક્ષણ લોકો પાસેથી-માથી જ સારી રીતે સમજી લેવુ. પ્રાકૃત સબધે બોલતા તેનુ લક્ષણ **'ग्रंथान्तरादवसेयं'**-બીજા ગ્રંથોમાથી જાણી લેવુ એમ તે જણાવે છે, આ પરથી **'लोकात्'** એટલે પ્રત્યક્ષ લોકવ્યવહાર પરથી, એવું કહેવાનો તેનો ઉદ્દેશ જણાય છે તે સ્પષ્ટ છે. **નમિ**સાધુ ઇ. સ. અગ્યારમા શતકના મધ્યમા થઈ ગયા તેના સમયમાં અપભ્રંશ જીવત હોવા સિવાય તે **'तस्य च लक्षणं लोकादवसेयं'** એમ કહે નહિ આ પરથી અપભ્રંશ ભાષા અગ્યારમા શતકના મધ્ય સુધી ખાસ જીવત હતી એ કહેવામા હરકત નથી

૪૬. (૩) હેમચદ્રાચાર્યે પોતાના પ્રાકૃત વ્યાકરણના અપભ્રંશ પ્રકરણમા જે અપભ્રંશના ઉદાહરણો અપભ્રંશ કવિતામાથી આપ્યાં છે તેમાથી બે મહત્ત્વના છે.

(અ) 'બાહ વિછોડિવિ જાહિ તુહુ, હઉં તેવઇ કો દોસુ,
હિઅઅટ્ઠિઉં જઈ નીસરહિ, જાણઉં મુંજસુ રોસુ,

—(એકમેકના) હાથ છોડી તું જાય છે, તેમ હું પણ જાઉં છું, (તેમા) કોનો દોષ ? પણ હૃદયમાથી તુ જો નીસરી જશે, તો પછી મુંજનો મારા પર રોષ છે એમ હુ જાણીશ.

૪૭. આમા **મુંજરાજા** પર ફિદા થયેલી તરૂણીના તેને અનુલક્ષીને શબ્દો છે. આમા તેની પ્રશસ્તિ સરખા મહાકાવ્ય જેવો પ્રકાર બીલકુલ નથી શિવાય કે મુંજ જેવો રાજા બીજો થયો નહોતો કે તેના સબધે કોઇ પછીથી પણ કાવ્ય રચે. તેથી મુંજની અને વિશેષત તેના સ્ત્રીલપટત્વની વાત લોકહૃદયમાથી ભુસાઈ નહોતી, તે વખતે લોકમાં રૂઢ થયેલા આ લોકનાં

મહિઅ ચલતે મહિહર તહ અ સુરઅણા
ચક્કવઇ ચલતે ચલાઇ ચક્ક તહ તિહુઅણા.

—કર્ણ (સંગ્રામમા) ચાલતી વખતે અશરણ (થઇ) કૂર્મ હલે છે, કૂર્મ હલવાથી પ્રાણી માત્રને ભય દેનારી પૃથ્વી હલે છે, પૃથ્વી હલતા પર્વત ડોલે છે, અને તેથી ( તે પર રહેલ ) સુરગણ હલે છે. ( આ પ્રમાણે ) ચક્રવર્તી ( કર્ણ ) ચાલ્યો તેથી ( દિશાઓનુ ) ચક્ર અને ત્રિભુવન ચલાયમાન થાય છે

૫૦. (ખ) 'જે ગંજિય ગોલા હિવઈરાઉ, ઉદ્દંડ ઉડુઉ સભઅ પરાઉ,
ગુરૂ વિક્કમ વિક્કમ જિણિઅ જુજ્ઝ, તા કણ્ણપરક્કમ કોઇ બુજ્ઝ,

—જેણે ગૌડાધિપતિને ગાજ્યો, ગર્વિષ્ટ ઉત્કલ (રાજા) ને ભયભીત કરી નસાડયો, (જેણે) મોટા પરાક્રમી વિક્રમને યુદ્ધમા જીત્યો, તે કર્ણના પરાક્રમની બુઝ કોણ કરે ?

૫૧. આમા કર્ણ તે કલચૂરિ વંશના ચેદિ રાજા ઇ સ. ૧૧મા શતકના મધ્યના સુમારે થઇ ગયો પ્રાકૃતપિંગલ-ટીકાનો હસ્તલેખિત ગ્રંથ મળ્યો તે સબધી ખુલાસામાં ડૉ૦ સર ભાંડારકર કહે છે કે —

"The last two forms (the Apabhrams'a and the Vernacular forms) must represent the Vernacular speech of the period when the poets wrote, and since they could not have praised the particular princes if they had died and been forgotton at the time when they lived, the conclusion is not un-warranted that the forms of the language used by them were the forms current about the time of Karna i e. in the first half of the eleventh century, the stage of development at which Vernacular tongues had arrived was still that represented by the Apabhrams'a." (Bhandarkar, Report on the search for Mss 1887-94 p. LXXI ff )

—એવાં બે રૂપો (અપભ્રંશ અને દેશી ભાષાનાં રૂપો જ્યારે કવિઓએ વાપર્યાં તે સમયની દેશી-બોલભાષાનાં પ્રતિનિધિરૂપજ હોવાં જોઈએ. અને તે કવિઓ જ્યારે પોતે વિદ્યમાન હોય ત્યારે તે અમુક રાજાઓ જે મરી જઈ ભુલાઈ ગયા હોય તો તે વખતે તે રાજાઓનાં ગુણગાન કરી શક્યા ન હોત, આથી એ નિર્ણય પર આવવું અયોગ્ય નથી કે તે કવિઓએ વાપરેલાં ભાષાનાં રૂપો જે વખતે તે રાજાઓ વિદ્યમાન હતા તે વખતના અરસામાં ચાલુ હતાં. આ પ્રમાણે મુંજના અરસામાં એટલે કે અગિયારમા શતકના પૂર્વાર્ધમાં જે વિકાસક્રમ પર દેશી ભાષાઓ પહોંચી હતી તે અપભ્રંશ ભાષાનો જ ચાલુ વિકાસ હતો.

આ સર્વ વિવેચન પરથી ઇ. સ. ૧૧મા શતકના મધ્યસુધી અને વિક્રમ બારમા શતક સુધી તો અપભ્રંશ ભાષા બોલાતી હતી એ નિર્વિવાદ સિદ્ધ છે. આની પછી નવીન આર્યભાષાનો દેશી ભાષાનો કાળ શરૂ થાય છે એમ કહી શકાય.



# વિભાગ બીજો.

## અપભ્રંશ સાહિત્ય.

### પ્રકરણ પહેલું.

#### દશમી સદી સુધીનુ અપભ્રશ સાહિત્ય.

પર. અપભ્રશ સાહિત્યનુ સખ્યાપ્રમાણ શુ છે આ પ્રશ્ન દશક વર્ષ પહેલા હાસ્યજનક લાગત કારણકે હજુ હમણા સુધી અપભ્રશનું જે કઇ સાહિત્ય વિદ્વાનોને જ્ઞાન અને માન્ય હતુ તે ફક્ત એટલુ જ હતુ કે ૧. કાલિદાસની વિક્રમોર્વશીના ચતુર્થ અકમાનુ ૨ પિગલ કૃત કહેવાતું પ્રાકૃત પિગલ ૩ હેમાચાર્યનુ વ્યાકરણ સૂત્ર ૪-૩૨૯ થી ૪૪૬ કે જેમા તે જૂદા જૂદા સ્થળોએથી અપભ્રશ ટાકે છે ૪ હેમાચાર્યનું કુમારપાલ-ચરિત્ર અથવા પ્રાકૃતદ્વાશ્રય કાવ્ય સર્ગ ૮-શ્લોકો ૧૪ થી ૮૨ કે જે પોતાના વ્યાકરણના નિયમોના ઉદાહરણ તરીકે મૂકેલા છે ૬ જૈનકથાઓ જેવી કે કાલકાચાર્ય કહા અને દ્વારાવતીના નાશની કહા અને અહીં તહીં અલકારના ગ્રથો જેવા કે સરસ્વતીકઠાભરણ, અને દશરૂપ અને ધ્વન્યાલકાર એ બને પરની ટીકાઓમા મળી આવતી છૂટી ગાથાઓ, આ ઉપરાત થોડી ગાથાઓ વેતાલ પચવિશતિકા, સિહાસન દ્વાત્રિશિકા અને પ્રબધ ચિતામણિ માની. આનો ઉપયોગ પિશલે પોતાના વ્યાકરણમા કર્યો છે. આમા પહેલાં બે સિવાય સર્વ જૈનો રચિત સાહિત્ય છે

પ૩ પિશલના વખત પછી શોધખોળ કરતા અપભ્રશ સાહિત્ય વિશેષ અને વિશેષ જૈનો પાસેથી મળી આવ્યુ છે. તેમા ખાસ કરી ભવિસયત્ત કહા નામનું ધનપાલ કૃત લાબું કાવ્ય ડા. જેકોબીએ અમ-

દાવાદના રા. કેશવલાલ પ્રેમચંદ મોદી વકીલ પાસેથી પોતાના આસ્તના હિંદના પ્રવાસ દરમ્યાન તેની એક પ્રત પ્રાપ્ત કરી જર્મની જઇ તેના પર ખૂબ સંશોધન શોધખોળ કરી વિવેચન પ્રસ્તાવના વગેરે લખી મ્યુનિચમાં સન ૧૯૧૮માં છપાવ્યું તેમાં ગુજરાતી હિંદી આદિ આધુનિક ભાષાની જનની અપભ્રંશ ભાષાનું મહત્વ તેમણે સ્થાપિત કર્યું ત્યાર પછી અપભ્રંશ સંબંધી હિન્દમાં રસ લેવાવા માંડયો. તેનું પ્રચુર સાહિત્ય સાક્ષરશ્રી સ્વ. દલાલે પાટણ અને જેસલમેરના તેમજ શ્રીયુત હીરાલાલ જૈને કારંજાના જૈન પુસ્તક ભંડારો શોધતાં તેમજ બીજે શોધ કરતાં મળી આવ્યું. આ સર્વેની રૂપરેખા સમય સહિત નીચે આપીએ છીએ.

**વિક્રમ ૮ મીથી ૧૦ સદી વચ્ચે.**

૫૪ હાલ અપ્રકટ પણ મોટા બે અપભ્રંશના ગ્રન્થો હમણાં એક પુસ્તકભંડારમાં જણાયાં છે તેનાં નામ હરિવંશ પુરાણ અને પઉમચરિય છે તેમનું ગ્રંથપ્રમાણ આશરે અઢાર હજાર અને બાર હજાર શ્લોક અનુક્રમે છે બંનેના રચનારનું નામ સ્વયંભૂદેવ છે તેણે બંને અપૂર્ણ મૂક્યા હતા ને તેના પુત્ર નામે ત્રિભુવન સ્વયંભૂએ તે બન્નેને પૂર્ણ કર્યાં હતા. હરિવંશ પુરાણમાં સ્વયંભૂદેવ પોતાને ધવલઇય નો અને પઉમચરિયમાં ધનંજયનો આશ્રિત તરીકે ઓળખાવે છે અને નામો એકજ વ્યક્તિને લાગુ પડતાં હોય એવો સંભવ છે ત્રિભુવન સ્વયંભૂ પોતાને બંદઇય (? ધવલઇયનો પુત્ર કદાચ હોય) ના આશ્રિત તરીકે ઓળખાવે છે હરિવંશ પુરાણના અંતભાગમાં પ્રશસ્તિ પરથી જણાય છે કે તે ગ્રંથનો એક ભાગ ત્રિભુવન સ્વયંભૂએ લખેલો તે અપ્રાપ્ય થતાં તે ગ્વાલિયરના જસકિત્તિ (યશઃકીર્તિ) નામના સં. ૧૫૨૧ લગભગ થયેલા ભટ્ટારકે પુનઃ સ્થાપિત કર્યો હતો.

૫૫. હરિવંશ પુરાણમાં ભામહ, દંડિ, બાણ હરિસેણ અને ચઉમુહના ઉલ્લેખ કર્યો છે અને પઉમચરિયમાં રવિષેણ ભામહ અને દંડિના કર્યો છે આ બધા ગ્રંથકારો ઇ. સ. ૭ મી સદી પછી વિદ્યમાન જણાય

નથી. વિક્રમ ૧૧મી સદીના પુષ્પદન્તે પોતે પોતાના મહાપુરાણમા સ્વયભૂ-દેવનો ઉલ્લેખ કર્યો છે. આ પરથી એમ નિર્ણય થઈ શકે કે સ્વયભૂદેવે ઈ. સ ૭મી અને ૧૦ મી સદી વચ્ચે કોઇ કાળમા રચના કરી હશે ૫૬ કૃત પઉમચરિય પ્રારભમા એ છે કે

મહણુવ-કોમલ-કોમલ-મણુહર-વર-વહલકંતિ સોહિલ્લ
ઉમહસ્સ પાયકમલ સસુરાસુર વદિય સિરસા	૧

દીહર સમાસનાલં સદ્દલં અત્થ કેસરગ્ઘવિય.
બુહ મહુયર પીય રસ સયભુ કવ્વુપ્પલં જયઉ	૨

તિહુયણુ લગ્ગણુ ખભુ, ગુરૂ પરમેટ્ઠિ નવેપ્પિણ્.
પુણિુ અરેભિય રામ કહા, આરિસૂ જોએપ્પિણ્.	૩

×	×	×	×

ઘત્તા

ઇય ચઉવીસ વિ પરમ જિણુ પણુવેપ્પિણ્ ભાવે
પુણ્ અપ્પાણુઉં પાયડમિ રામાયણ્ કાવે.	૧

વદ્દમાણ્ મુહ કુહર વિણુગ્ગિય, રામકહાણુઇ એહ કમાગય,
અકખર વાસ જલોહ મનોહર, સુયલકાર છદ મચ્છોહર
દીહ સમાસ પવાહા વકિય, સક્કય પાયય પુલિણાલકિય
દેસી ભાસા ઉભય તડુજ્જલ, કવિ દુક્કર ઘણ્ સદ્દ સિલાયલ
અત્થ બહલ કલ્લોલાણિટ્ટિય, આસાસય સમતૂહ પરટ્ઠિય,
એહ રામકહ સરિ સોહતી, ગણુહર દેવહિ દિઠ વહતી
પચ્છઇ ઇંદિભૂઅ આયરિએ, પુણ્ ધમ્મેણુ ગુણાલકારયં,
પુણ્ એવહિ સસારારાએ, કિત્તિહરેણુ અણુત્તરવાએ
પુણ્ રવિસેણા ચરિય પસાએ, બુદ્ધિએ અવગાહિય કઇરાએં,
પઉમિણિુ જણુણિુ ગબ્ભ સભૂએ, મારૂએ એવ રૂપ અણુરાએ,
અઇતણ્ એણુ પઇહર ગત્તે, છિવ્વરણાસેં પવિરલ દત્તે.

આ ગ્રથ ની સં. ૧૫૨૧ મા લખાયેલી પ્રત પૂનાના સર ભાડારકર ઇન્સ્ટીટ્યુટમા ન. ૧૧૨૦ સન ૧૮૯૪-૯૭ મા છે,

૫૭ ઉપરોક્ત હરિવંશ પુરાણના નમુના તેમાં આદિભાગ એ છે કેઃ—

સિરિ પરમાગમ-ણાલુ સયલ કલા કોમલ દલુ,
કરહુ વિહસિણ કણ્ણે જાયવ કુરુ બહુકુપ્પલુ
પણમામિ ણેમિ તિત્થંકર હો, હરિબલકુલ-નહયલ-સસહર હો-
તઇલોક્કલચ્છિ લચ્છિય ઉર હો, પરિપાલય અજરામરપુર હો.

× × × ×

ચિતવઇ સયભુ કાઇં કરમ્મિ, હરિવંશ મહણ્ણવ કે તરમ્મિ,
ગુરુવયણ તરડ ઉલચ્છુ નવિ, જમ્મહો વિલજ્જે ઇઉ કોવિ કવિ.
ણુઉ ણાઇ ઉ વાહત્તરિ કલઉ, એક્કુવિ ણ ગથુ પરિમોક્કલઉ
તહિ અવસરિ સરસઈ ધીરવઇ, કરિ કવ્વુ દિણ્ણમઇ વિમલમઇ.
ઈદેણ સમપ્પિઉ વાયરણુ, રસુ ભરહે વાસે વિચ્છરણુ,
પિંગલેણ છંદ પય પચ્છાર, ભમ્મહ દડિણિહિ અલંકારુ.
બાણેણ સમપ્પિઉ ઘણ ઘણઉ, ત અક્ખર ઉંબરુ અપ્પણઉ,
સિરિ હરિસેણિય ણિઉ ણિત્તણઉં, અવરે હિમિ કઇહિં કઇત્તણઉં.
છડણિય દુવઈ ધુવએહિ જડિય, ચઉમુહેણ સમપ્પિય પદ્ધડિય.
જય ણુયણાણદ જણેરિયએ, આસીસ એ સવ્વહુ કેરિયએ,
પારભિય પુણ હરિવસકહા, સસમય પરસમય વિચય મહા

આ ગ્રથની સ ૧૫૮૨મા લખેલી પ્રત પણ તે પૂનાની ઉપરોક્ત સસ્થામા ન. ૧૧૭૭ સન ૧૮૯૧-૯૫ની વિદ્યમાન છે તે પરથી શ્રીયુત નાથુરામ પ્રેમીજીની નોંધમાથી ઉપરના અવતરણો લીધા છે.

## દશામી સદી.

૫૮ ધનપાલ કવિ—તેણે 'ભવિસયત્ત કહા' અપર નામ 'સુઅ-પચમી કહા' એ નામનું મહાકાવ્ય બનાવ્યુ છે. તે ૨૨ સધિઓ (પ્રકરણો)મા છે. આ કથામા ભવિષ્યદત્ત રાજા એ નાયક છે અને તેમાં

કાર્તિક શુક્લ પંચમી (જ્ઞાનપંચમી)નું ફલવર્ણન એ વિષય છે. આ ગાયકવાડની ઓરિએન્ટલ સીરીઝમાં ૨૦ મા અંકમાં પ્રસિદ્ધ થઇ ગયેલ છે. કવિ પોતાનો પરિચય ટુંકમાં એ આપે છે કે તે ધક્કડ (ધાકડ) વણિકવંશમાં ધનશ્રી માતા અને માએશ્વર પિતાનો પુત્ર હતો. પોતે શ્રુતજ્ઞાનમાં સરસ્વતી દેવીનાં પુત્ર હોવાનું જણાવે છે. આ વણિક કવિની કવિતા ધનપાલ અને પુષ્પદંતની કવિતા જેવી છે. તેની અપભ્રંશ હેમચંદ્રના કરતાં વધારે પ્રાચીન લાગે છે. હેમચંદ્રમાં દેખાતી એવી વ્યાકરણની વિકૃતિ અને રૂપની અનુક્રમતા તેમાં જણાય છે. એ પરથી જણાય છે કે જ્યારે આ ભાષા બોલાતી બંધ નહિ પડી હોય ત્યારે તે સમયમાં ધનપાલે આ રચેલ હશે અને હેમચંદ્રના સમયમાં તે સાહિત્ય રૂપે વિદ્યમાન રહેવા ઉપરાંત વિકૃતભાષા થઇ ગઇ હશે. આથી તેના અને હેમાચાર્ય વચ્ચે ઓછામાં ઓછું બે સૈકાનું અંતર અનુમાનાય. આ ગ્રંથ ડાક્ટર હર્મન જેકોબીએ સને ૧૯૧૮ માં મ્યુનિચમાં રોમનલિપિમાં જર્મનભાષામાં ભૂમિકા સહિત પ્રકટ કર્યો છે ને તેમાં અપભ્રંશ સંબંધી અતિ સુંદર, મહત્ત્વપૂર્ણ અને શોધખોળથી યુક્ત વિવેચન વિસ્તારથી કર્યું છે. ત્યાર પછી સ્વ. સાક્ષર ચિમનલાલ દલાલથી સંશોધિત ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝમાં નં. ૨૦ માં સને ૧૯૨૩ માં બહાર પડેલ છે તેમાં સ્વ. પ્રા. ગુણેએ જેકોબીનો આધાર લઇ વિસ્તૃત પ્રસ્તાવના અને વિવેચન અંગ્રેજીમાં કરેલ છે ને તેમાં શબ્દકોશ પણ ઉમેરી આપ્યો છે. અપભ્રંશનો પહેલો સંપૂર્ણ ગ્રંથ પ્રકાશમાં આ [illegible] આવ્યો.

૫૪—આમાંથી એક નમુનો લઇએ—

ટુહિવિ મહુ અમ્મુભિ ભિઝ મહુ, ગુરિઉ તાય પરિવહ્રિઉ તહુ
મહિત કમયતીઉ વાભિભઉ અમ્હઅ તામ એહુ પઇસેસઉ
ન ભિમ્મુબિવિ પરિવહુ મનિ કસય્મુવયણિ બિન્નુ વિરહાનિ
દુનિરિ ચલિનિ અઅ ત હિર ભિરિંબ વયમુનિ નઉ કરામુ અભિદ્દિઉ
ચોતઉરિ પુત ઉમ અમ્મુભિઉ કિ વહ્નિઉઠણ મમ્મુ ન વાભિઉ
સવિયવિ [illegible] યઉ મુહિ અભિમાનઉ પરિભિનુ પિત પિઉ અભિમાનઉ

અત્થુ વિઢપ્પઇ વિવિહપયારિહિ, વચિવિ કરસન્નાસચારિહિં;
અપ્પુણુ પક્ખે ભડુ સલહિવ્વઉ, અન્નહો ચિત્તુ વિચિત્તુ લહેવ્વઉ,
અપ્પુણુ અગ ણાહિ દરિસિવ્વઉ, અણ્ણહો તણુઉં પરામરિસિવ્વઉ,

ઘત્તા—પરકજ્જે સુણુ તુવિ ણઉ સુણઇ, અપ્પણુ કજ્જહો ણઉ ચલઇ,
ણુ કલાવઇ કેણુવિ ણિયચરિઉ, પરહો અગિ પઇસિવિ કલઇ ૩—૬

—જનની—માતા પાસે જઈ મત્ર કરી—પૂછગાછ કરી ત્વરિત તાત પાસે ગયો, (કહ્યુ કે) તે કનકદ્વીપમા મારે જવુ છે—ને સુખસેવિત સ્થાન છે તેને આવો વિચાર કર્યો છે એવુ જાણી વદનપર કરતલ મૂકી (તાત) હસતો (બોલ્યો) ( એક કુશલ વાણીઓ—વેપારી પોતાના ધધાના કેવા નિયમો રાખે છે તે અત્ર બતાવે છે. ) જો કઇ ત્રુટિઓ—મુશ્કેલીઓ પ્રાપ્ત થાય—કજીઓ થાય તો એવું ખરેખર કરીએ કે (૧) વચનોમા કરાલ—કઠોર વદવુ નહિ, (૨) હે પુત્ર ! જેમ અજ્ઞાની વાણિજ્યનો માર્ગ જાણતો નથી તેમ બોલજે (૩) સુહૃદ્—મિત્રને હૈયુ આપીશ નહી—ગુપ્ત વાત કરતો નહિ (૪) પરિમિત થોડુ થોડુ બોલવુ (૫) વિવિધ પ્રકારે-હાથની સજ્ઞા સચારથી છેતરી અર્થ—પૈસો કમાવો—મેળવવો (૬) આપણા પક્ષના માલની શ્લાઘા કરવી—વખાણ કરવા, અને અન્યનું ચિત્ત વિચિત્ત કરી નાખવુ (૭) પોતાનુ અગ (પક્ષ, હકીકત) દેખાડવું નહિ, અને અન્યના અગને ખ્યાલમા રાખવુ—વિચારવુ—તેનો પરામર્શ કરવો. (૮ પરકાર્યં સાભળતા છતા ન સુણી—તે પ્રત્યે બહેરા રહી પોતાના કાજ ચલિત ન કરવા—સ્થિર કરવા—દઢપણે વળગી રહેવુ (૯) કોઇને પોતાનુ ચરિત્ર કળાવવુ—જણાવવુ નહિ (રખેને કોઈ કળી જાય) અને અન્યનુ અગ (પક્ષ—હકીકત) તેમા પ્રવેશ કરી કળી જવુ—જાણી લેવુ.

આના વિશેષ ઉદાહરણો આ ગ્રથ મુદ્રિત થયેલ છે એટલે તેમાથી જોઈ શકાશે તેથી અત્ર આપ્યા નથી

• ૬૦—**મહાકવિ ધવલ**—પણ દશમી સદીમા થયો જણાય છે. નિર્ણિત સમય બરાબર કહી શકાતો નથી પરતુ દશમી સદીથી આગળ તેનો સમય લાવી શકાશે નહિ એમ તો જણાય છે. તેણે ૧૨૨ સધિમાં

—અધ્યાયમાં અને ૧૮ ૦૦૦ શ્લોકમાં 'હરિવંશ પુરાણ' રચેલો પ્રકટ ભંડારમાં જણાયો છે, તેમાં 'મહાવીર' અને નેમિનાથ તીર્થંકરોનાં ચરિત્ર વર્ણવ્યાં છે મહાભારતની કથા પણ તેમાં છે

૧૧—આની ભાષાનો બીજો પણ થોડો નમુનો લઈએ. કવિ કુંડગ્રામ (મહાવીરના જન્મગામ)નું વર્ણન કરે છે કે—

જંબૂદીવહિ સોહણુ અત્થેઇ, ઇહ ભરતખેત્તિહિ સુરનિવેસુ,
પવરહરિહિ સરિહિ સુરઉજ્જાણેહિં આસિહિ મઢિસિહિ વર ગોઉલેહિ ૧
ગામિહિ ખેડહિ કોડહિ પૂરેહિ બહુ વિહનામહિ કમલાયરેહિ
સુપસિદ્ધઉ ભુવણિ વિદેહ દેસુ, ભય રહિઉ પસિદ્ધઉ સિરિવિસેસુ. ૨
તહિ કુંડ મહાપુર ભુવણ સાર ઉત્તુંગ મણોહર વરો પયાર
કણરો દીસઈ વણ્ણિઉ ભાઈ મણિમંડિય સુરગિરિ સિહરઠાઉ. ૩
આઇય પુરિય ખિગ્ગલ જણાય, જ પિખ્ખય ઇંદિપુર રહેય;
ધણકણહિ ધયવડિહિ ગયણિ લગ્ગ, પુર દીસઈ જ ઘર બેય મગ્ગ. ૪
દૂતિ પગ સત્ત મુણીસરેહિ, જિણ ભવણિહિ પય પુણ્ણત ઝોહિ,
ગજ્જેવિણુ વીર જિણાગમેણુ, જ જ આણંદ દુંદુહ ધમેણુ ૫

ઘત્તા.

જહુ ધણ્ણુ જહુ રણ્ણુ જહુ સુખ ગુણવઈ
તહિ સિવ સઇ નિત્તુગ્ગામ ભવઇ
જિણ્ણ પસાહિય તહ ધરસાહિઉ
જ સુરલોય મહિહિ અવયરિઉ. ૬

ભાવાર્થ—આ સમસ્ત જંબૂદ્વીપમાં શોભાયમાન સુરલોકની સમાન ભરતક્ષેત્ર છે તેમાં પવન, નદી દેવોદ્યાન આશ્રિમ મઠોથી અને ગોધન તથા ગામ, ખેડ કોટ, પુર અને અનેક વિવિધ નામવાળા કમલાકરોથી (સુસજ્જિત) ભુવન-પ્રસિદ્ધ વિદેહ દેશ છે કે ? ભયથી રહિત અને પૂર્ણ વિખ્યાત છે આમાં કુંડ નામનું એક ભુવન-શ્રેષ્ઠ મોટું પુર છે જેના ઊંચા અને મનોહર વર્ણવાળા મણિમંડિત પ્રાકાર દિસે સુરગિરિ

(સુમેરૂ પર્વત)ની પેઠે ભાસમાન જોવામા આવે છે. (આ પુર)ની ખાઇઓ નિર્મલ જલથી ભરેલી છે

—ગગનચુબી ધવલ પ્રાવાલોથી આ પુર એવુ દેખાય છે કે જાણે તે સુરલોકનો માર્ગ હોય નહિ. બે બે પાચ પાચ સાત સાત ભૂમિ (ખડ) વાળા જિનમદિરોની ઉડતી ધ્વજાઓથી જાણે તે નગર વીર જિનેશ્વરનુ આગમન થવાનુ જાણીને અત્યન્ત હર્ષિત અને સતુષ્ટ બની રહ્યુ હતુ

—આ નગરમા બહુ ધન, બહુ ગુણ, બહુ શ્રુતથી યુક્ત, જિનવચનના ભક્ત, નિત્ય પ્રસન્નચિત્ત નર નારીઓ નિવાસ કરે છે, જાણે તેઓ સુરલોકથી ભૂમિપર ઉતરી આવ્યા છે

૬૨—કવિના ગુરૂનુ નામ **અંબસેન** હતુ અને સુર નામના વિપ્રનો તે પુત્ર હતો. તેનુ નામ દરેક સધિની છેલ્લી કડીમા તેમજ ગ્રથની પ્રસ્તાવનામા આવે છે, કે જ્યા બીજા ગ્રથકારો અને તેમની કૃતિનો ઉલ્લેખ મળે છે—જેમકે ધીરસેન, સમત્તજુત્ત (પ્રમાણ પરના એક ગ્રથનો કર્ત્તા), દેવનદિ (જૈનેન્દ્ર વ્યાકરણનો કર્ત્તા) વજ્રસૂરિ (નય પરના એક ગ્રથનો કર્ત્તા), મહસેન (સુલોચના ચરિતનો કર્ત્તા), રવિષેણ (પદ્મચરિતનો કર્ત્તા), જિનસેન (હરિવશ પુરાણનો કર્ત્તા) જડિલમુનિ, [વરાગ ચરિતનો કર્ત્તા], દિનકરસેન (અનગ ચરિતનો કર્ત્તા), પદ્મસેન, અંધસેન (અમિજારાહમાનો કર્ત્તા), ધનદત્ત (ચદ્રપ્રભા ચરિતનો કર્ત્તા), વિધ્યસેન (ઘણા ચરિતોનો કર્ત્તા), સિહનદિ (અનુપ્રેક્ષાનો કર્ત્તા), સિદ્ધસેન (કે જેણે આગમ ગાયુ ને ભવિયવિનોદ સારી રીતે પ્રકાશ્યુ), રામનદિ (ઘણી કથાઓનો કર્ત્તા), આસગ (વીર ચરિતનો કર્ત્તા), ગોવિદ (સનતકુમાર ચરિતનો કર્ત્તા), શાલિભદ્ર (જીવ ઉદ્યોતનો કર્ત્તા), ચૌમુહ (પઉમ ચરિઅનો કર્ત્તા) અને દ્રોણ આ પૈકી ઘણા ગ્રથકારો અને ગ્રથો સબધી કઇ જણાયુ નથી જેના ગ્રથો બહાર આવ્યા જણાય છે તે સર્વ ઇ. સ ૧૦ મી સદીમા યા પહેલા વિદ્યમાન જણાયા છે. જૈનોએ લોકભાષા પર કેટલો પ્રેમ અને ભક્તિભાવ બતાવ્યો છે તે આ પરથી જણાઇ આવે છે.

સંજમભાર ધુરંધરહ, સદુચ્છલિઉ ન જાહ,
નિઅ જણણી જુવ્વણ હરણ, જમ્મુ નિરત્થઉ તાહ. ૯

संयमः सुरसार्थः श्रुतः संयमो मोक्षद्वारम् ।
येन संयमो मनि धृतः तेषां दुस्तरः संसारः ॥
संयमभारधुरंधरस्य शब्दः उच्चलितो न यस्य
निजजननीयौवनहरणं जन्म निरर्थकं तस्य ॥

—સંયમના સુરસવાળા અર્થ સાંભળ્યા છે. સંયમ મોક્ષદ્વાર છે. જેણે સંયમ મનમાં ધર્યો નથી તેનો સંસાર દુસ્તર છે.

—જે સંયમરૂપી ભાર ધરવા ધુરંધર છે તેનો શબ્દ જેણે ઉચ્ચર્યો-ગ્રહણ કર્યો નથી તેનો પોતાની માતાના જોબનને હરણ કરનારો જન્મ નિરર્થક ગયો

૬૫—આ ઉપર હેમહંસસૂરિના શિષ્યની કરેલી ટીકા છે તે પણ અપભ્રંશના માટે ઉપયોગી છે તેની પ્રત સં. ૧૫૦૫ ની મળે છે તેથી તે ટીકાકાર તેની પહેલાં અવશ્ય હોવો જોઇએ. તેમાં અપભ્રંશ અવતરણો ઘણાં છે અને કેટલાંક તો લાંબાં છે. નાના સુભાષિતરૂપે છે કે જે ટીકાકારના સમયમાં બહુ સામાન્યરીતે વપરાતાં હોવાં જોઇએ. દાખલા તરીકે—

દિટ્ઠઈ જો ન વિ આલવઈ, કુસલ ન પુચ્છઇ વત્ત
તાસુ તણઇ ન વિ જાઇઇ, રે હયડા નીસત્ત
રાસહુ કંધિ ચડાવિયઇ, લબ્ભઇ લત્ત સહસ્સ,
આપહણે કરિ કમ્મડા, હિયા વિસૂરહિ કમ્સ
મરણુ તિ સિહઈ બપ્પડા, ધમ્મિ જિ મુક્કા રંક,
સુકિઅ સુસચિઅ જેહિ પર, તે તિણિવાર નિસંક

૬૬—એક નગર અને તેના ઉપનગરો-પરાંઓનું વર્ણન તે ટીકામાં આ પ્રમાણે છે—

જોઇએ તેમજ તે એમ પણ બતાવે છે કે અપભ્રંશનું સાહિત્ય કે જેમાથી વિશેષ પ્રમાણમા તે લીધા છે તે ઘણુ સમૃદ્ધ હોવુ જોઇએ. આ વાતની ખાત્રી આ લાબી કથા અપભ્રંશમાં છે તે પણ આપે છે.

૬૯. પ્રસિદ્ધ જૈનબ્રાહ્મણ પંડિત **ધનપાલ** માલવપતિ મુંજ અને ભોજની વિદ્વત્ સભામાં અગ્રણી હતા. તેમણે સં. ૧૦૨૯ મા પાઇય-લચ્છી નામમાલા નામનો પ્રાકૃત કોષ, અને પ્રસિદ્ધ જૈનકથા તિલકમંજરી ભોજના રાજ્યમા રચી છે.

૭૦. ધનપાલનું **સત્યપુર મંડન મહાવીરોત્સાહ** નામનુ એક ૧૫ ગાથાનું નાનુ સ્તોત્ર અપભ્રંશમા છે, આ ધનપાલ ઉપરોક્ત ધનપાલ હોય તો તેનો સમય અગ્યારમી શતાબ્દિ છે—

રખિ સામિ પસરંતુ મોહુ નેહુડુય તોડહિ,
સુમ્મદંસણિ નાણુ ચરણુ ભડુ કોહુ વિહોડહિ,
કરિ પસાઉ સચ્ચઉરિ વીરૂ જઇ તુહુ મણિ ભાવઇ,
તઇં તુઠ્ઠઇ ધણપાલુ જાઉ જહિ ગયઉ ન આવઇ. ૧૫

[ આ ઉત્સાહની પ્રત સં. ૧૩૫૦ માં લખેલી પાટણના શેઠ હાલાભાઇના ભંડારમા છે, તે પ્રતમા સોમનાથ વગેરેના નાશની વાત પણ છે. મહમદ ગીઝનીની સોમનાથપર ચડાઇ સં ૧૦૮૦ મા થઇ, સં ૧૦૬૬ પછી ભોજરાજા ગાદીપર આવ્યા; એટલે તે વખતે ધનપાલ કવિ વિદ્યમાન હતા વળી વિશેષમાં પ્રભાવક ચરિતમા જણાવ્યુ છે કે તેણે 'દેવનિમ્મલ'થી શરૂ થતી સાચોર ( સત્યપુર ) મહાવીર જિનસ્તુતિ રચી હતી—એટલે સાચોરમા તે ગયેલ હતો એમ જણાય છે. આ પરથી સહીસલામતીથી માની શકાય તેમ છે કે આ ઉત્સાહ પણ પોતાની પાછલી વયમા—સોમનાથની ચડાઇના સમય આસપાસ આ ધનપાલ કવિએજ રચ્યો હતો, આ પરથી સાચોર ઘણું પ્રાચીન ગામ છે અને ત્યાની મહાવીરની મૂર્તિ—મંદિર પણ પ્રાચીન છે. ]

૭૧. **મહાકવિ પુષ્પદંત**—અપભ્રંશ ભાષાના આ મહાકવિ માંન્યખેટના રાષ્ટ્રકૂટ વંશી નરેશ કૃષ્ણરાજ (ત્રીજા)ના સમયમા થયો છે. બીજે ક્યાંકથી આવી તેણે રાજાના મંત્રી **ભરત**ને ત્યા આશ્રય લીધો અને

વટ્ટિયસજ્જણદમણુ વમણે, સુકઇ કિત્તિ કિ દમ્મઇ પિસુણે;
કહમિ કવ્વુ વમ્મહ મહારણુ, અજિયપુરાણુ ભવણ્ણવતારણુ. ૨૪

—(કવિ, મંત્રી ભરતને કહે છે) હું ધનને તરણામઞુ ગણું છું અને તેના ગ્રહણને ઇચ્છતો નથી. હું અકૃત્રિમ ધર્માનુરાગ—અકારણ પ્રેમ (ણિક્કારિમુ) ઇચ્છુ છું; તેટલા માટે (હે) દેવીસુત શ્રુતનિધિ (ભરત!) તમારા મહેલમા રહું છું

—મધુ-વસંતનુ આગમન થતા આંબામા લલિત મહોરકલિકા આવે છે, ત્યારે કોયલ બોલે છે, અને કાનન-વનમાં ભમરા ગુંજારવ કરે છે, ત્યારે કીર-પોપટ (એવો હુ) હર્ષથી શુ બોલવા નથી લાગતો? જિન-ચરણ પ્રત્યેની ભક્તિથીજ મારી કવિતા પ્રસરે છે—સ્ફુરાયમાન થાય છે, નહિ કે નિજ જીવિત-વૃત્તિ-આજીવિકાના ખ્યાલથી. હે વિમલ ગુણાભરણથી જેનો દેહ અંકિત થયેલો છે એવા ભરત! હવે મારી આ રચના સાભળ.

—કમલોની સુગંધ ભ્રમર ગ્રહે છે, નહિ કે નિસાર અંગ વાળા એવા દેડકા, હાથી-હંસની જે ગતિની લીલા હોય છે, તેવી ચાલથી શુ હરણ ચાલી-નામી શકશે?—આજ રીતે જેઓને સજ્જનો પર દૂષણો મૂકવાની ટેવ પડી ગઇ છે એવા પિશુન-દુર્જન શુ સુકવિઓની કીર્ત્તિને હણી શકશે? (હવે હું) મન્મથને સહારનારા (અને) ભવ સમુદ્રને તારનાર અજિતપુરાણ (નામના) કાવ્યને કહુ છુ.

૭૩—યશોધર ચરિતમાંનો વિષય અને તેના સમકાલીન સોમદેવે સં ૧૦૧૬ મા રચેલા યશસ્તિલક ચંપુનો વિષય-બંને સરખા છે. તેને પોતે 'નગ્નના કર્ણોના આભરણ' રૂપ જણાવેલ છે.

તિહુયણ સિરિકંતહો અઇસયવંત હો અરહંતો વમ્મહહો,
પણવિવિ પરમેટ્ઠિહિ પવિમલદિટ્ઠિહિં ચરણ જુયલુ ણયસયમહહો-ધ્રુવક.
કુંડિલ્લ ગુત્તણહ દિણયરાસુ, વલ્લહનરિંદ ઘર મહયરાસુ,
ણણ્ણહુ મંદિરિણિ વસંતુ સંતુ, અહિમાણુમેરુ કઇ પુપ્ફયંતુ.

નિતઈ જે પણ ગુણી કહાએ, પઇઠિઉ કમ દુક્ખપયાએ,
કમ ધમ્મક્રિયહી મતિ મતિ કરિયાઉ જાઇ સિવ સોક્ખાઇમિ.

૭૪—હવે નાગકુમાર ચરિત્ર કે જેની પ્રતિ માત્ર કરંજ ભંડારમાં મળે છે તે લઈએ —

૭૬ ચોપઈ

ગોતમ ગણહર એ વંસિંદુ, સરિ પરંપરાએ ઉવઇટ્ઠ
ણાયકુમાર ચરિત્ત પયાસિઉ, કમ સિરિ પઉમસિંહ મઈ ભાસિઉ ૧
સો ણંદઉ જે પઢઈ પઢાવઇ સો ણંદઉ જે લિહઇ લિહાવઇ
સો ણંદઉ જે વિવરિ વિહાવઇ સો ણંદઉ જે ભાવે ભાવઇ ૨
ણંદઉ સમ્મઇ સાસણુ સમ્મઇ ણંદઉ પયસઉ ણંદઉ ણરવઇ
મિત્તિવિ મિત્તિવિ વરિસ ઉપાઉ ણંદઉ ણયરુ હોઉ દીહાઉસુ ૩
ણંદઉ જો સંઘસ સુપવિત્તહ, જિણ્ણ દસણ ણાણ ચરિત્તઈ
ણંદઉ હોઉ ઉપ્પજ્જ કમ્માક્ખઉ રોગ સોગ ભય કરણ વિણાસઉ ૪

—ગૌતમ ગણધરના વંશમાં સૂરિ પરંપરામાં ઉપદિષ્ટ આ નાગકુમાર ચરિત્ર મેં પ્રકાશિત કર્યું અને શ્રી પદ્મસિંહે તેનું વર્ણન કર્યું જે આને શીખે શીખાવે તેને આનંદ રહો, જે લખે કે લખાવે તેને આનંદ રહો, જે આનું વિવરણ કરે યા કરાવે તેને પણ આનંદ હો. *સન્મતિ એટલે મહાવીરનું શાસન (શુદ્ધ મહાનું શાસન વીરશાસન) સમ્યક્ પ્રકારે આનંદવાન્ હો, રાજાને આનંદ હો અને નરપતિને

* સમ્મતિ-સન્મતિ એ મહાવીરનું બીજું નામ છે. જુઓ ધનંજય નામમાલા.

सन्मतिर्महतिवीरो महावीरोऽन्त्यकाश्यपः ॥११३॥
नाथान्वयो वर्धमानो यत्तीर्थमिह सांप्रतम् ।

—(હવે જે આ જિનેન્દ્રનાં નામ કહે છે —સન્મતિ, મહતિવીર, મહાવીર, અન્ત્યકાશ્યપ, નાથાન્વય, વર્ધમાન, કે જેમનું તીર્થ-શાસન હાલમાં પ્રવૃત છે

આનંદ હો. ચિંતવતા ચિંતવતા (એક) વર્ષ વીતી ગયું (!) નન્ન દીર્ઘાયુષ્ય થાઓ અને આનંદ કરો નન્નને સુપવિત્ર અને નિર્મલ 'દર્શન,' 'જ્ઞાન' અને 'ચારિત્ર' (જૈનોના રત્નત્રય) ઉત્પન્ન હો. નન્નને સર્વ રોગ-શોક-ક્ષય-કારી પંચ કલ્યાણ હો.

કવિએ પોતાનો ટુંક પરિચય કરાવ્યો છે તે જોઇએ.

સિવભત્તાઈંમિ જિણ સણ્ણા સે, વેવિ મયાઇ દુરિયા ણિણ્ણાસે,
બંભણાઇ કાસવ રિસિ ગોત્તઇ, ગુરૂ વયણામય પૂરિય સોત્તઇ ૧
મુદ્ધા એવી કેસવ ણામઇ, મહુ પિયરાઈં હોતુ સુહ ધામઈં,

—હું શિવભક્તિ . .... કાશ્યપ ગોત્રીય બ્રાહ્મણ હતો જૈન ગુરૂના વચનામૃતથી માંગ શ્રોત્રો પૂરાયા, ત્યારે હું જૈનભક્ત થઇ ગયો મુગ્ધાદેવી અને કેશવ(ભટ્ટ) નામના મારા માતપિતા સુખના ધામ બનો.

૭૫—તેના 'પુરાણો'માંથી વિશેષ હકીકત મળે છે તે એ છે કે મેવાડિ (મેલપાટી અથવા માન્યખેટ)ની વાડીમાં લાંબા પ્રવાસથી શ્રમિત થઇને અને પોતાને થયેલ અપમાનથી ખિન્ન થઇ પોતે થાક લે છે. તે નગરના બે જનો તેને લઇ રાજા શુભતુંગદેવ (વલ્લભરાય)ના મંત્રી ભરત સાથે ઓળખાણ કરાવે છે ભરત પોતાના મંદિરમાં રાખી તેની કાવ્યપ્રતિભાથી મુગ્ધ થઇ મહાપુરાણ' લખવા પ્રેરે છે કવિ તેના આ આશ્રયદાતાનો ઉપકાર પોતાના આ વીરરસ કાવ્યની દરેક સંધિના અંતે તેનું નામ જોડી અને ઘણે સ્થળે તેની પ્રશંસા કરી સ્વીકારે છે તેના પિતાનું નામ કેશવભટ્ટ અને માતાનું મુગ્ધાદેવી હતું તેનું શરીર કૃશ અને રૂપ કુરૂપ હતું પુષ્પદંત પોતાને માટે બહુ અભિમાની હતો અને 'અભિમાનમેરૂ' એ નામનું બિરૂદ પોતે ધારણ કરી વાપર્યું છે

૭૬—મોટે ભાગે અપભ્રંશ કાવ્યો સંધિમાં (પ્રકરણમાં) વહેંચાયાં છે તે પ્રમાણે આ કવિએ સંધિમાં પોતાના મહાપુરાણને વહેંચેલ છે. સંધિ ૧ મા ૭ મો ૭૬ છે તેમાં પ્રવરસેનના સેતુબંધનો તેમજ સાથે સાથે રામાયણનો ઉલ્લેખ કર્યો છે નવમા ૭૬મા કપિલ અને વ્યાસ

ઉપરાંત ઐતિહાસિક એવા ભારવી અને ભાસનો ઉલ્લેખ કર્યો છે વળી તે અન્યત્ર રુદ્રનો તેમજ બીજા ચતુર્મુખનો ઉલ્લેખ કરે છે જેવા કે ચતુર્મુખ (ચતુર્મુખ-કવિ) ભરત (નાટ્યશાસ્ત્ર કર્તા) પતંજલિ, ભાસ, કાલિદાસ હર્ષ, વિમલ, ભામહ, કુમ્ભાંડ, દ્રોણ, સ્વયંભૂ. આમાં દ્રોણ તે એજ છે કે જેનો ઉલ્લેખ હેમચાર્યે દેશી નામમાલામાં પ્રમાણ તરીકે 'અવિપુયવઇ ઇતિ દ્રોણ. ૧-૧૮ અન્યે એવ ઇતિ દ્રોણ:' ૧-૫ વગેરેમાં ઉલ્લેખ કરે છે તેજ છે. સ્વયંભૂ ને નાટ્ટસમાં નતિકારે-દેશી ભાષકે એમ જણાવેલ છે કે स्वयंभू कवि पद्धडीबद्ध रामायण कर्ता आपणीसंधीय આ પરથી જણાય છે કે તે જૈન છે અને જેણે પ્રાકૃત ૭૬ પદ્ધડીમાં રામાયણ-પઉમચરિય રચેલ છે (કે જેનો આગળ આપણે ઉલ્લેખ કરી ગયા છીએ. પારા ૫૪).

૭૭—શ્રીચન્દ્રમુનિ—તેનો બનાવેલો એક કથા કોશ છે તેમાં ૫૩ સંધિ અર્થાત્ અધ્યાય છે તેમાં લગભગ તેટલી સંખ્યામાં નાની રોચક ઉપદેશ પૂર્ણ કથાઓ કહેલી છે કર્તાની મંગલ અને પ્રશસ્તિ છે તે પરથી જણાય છે કે આ કવિએ આ ગ્રંથ ગૂજરાતની રાજધાની અણહિલપુર પાટણમાં મૂળરાજ નૃપતિના સમયમાં રચ્યો હતો. અણહિલપુરના ચૌલુક્ય (સોલંકી) વંશમાં બે મૂળરાજ થયા—એક વિ.સં. ૯૯૮ થી ૧૦૫૩ સુધી, અને બીજો માત્ર બે વર્ષ સં. ૧૨૩૩ થી સં. ૧૨૩૫ સુધી. સંભવિત રીતે આ કવિ મૂળરાજ પહેલાના સમયમાં થયો છે. તેની ઉપરની સંસ્કૃતમાં પ્રશસ્તિ છે તે પરથી જણાય છે કે કુંદ કુંદાચાર્યના અન્વયની પરંપરામાં શ્રીકીર્તિ શિષ્ય શ્રુતકીર્તિ શિષ્ય ગુણાકર કીર્તિ શિષ્ય વીરચન્દ્રનો શિષ્ય હતો અને તેણે આ ગ્રંથ મૂળરાજ રાજાના ગોષ્ઠિક (સભાસારક મંત્રી) અને અણહિલપુરના વતની પ્રાગ્વાટ જાતિના સજ્જનના પુત્ર કૃષ્ણના કુટુમ્બ માટે રચ્યો હતો.

૭૮—તેની ભાષા પદ્ય આદિ કૃતિઓ જેવી છે પરંતુ ૭૬ કંઈક ભિન્ન છે

પણવેપ્પિણ્ જિણ્ સુવિસુદ્ધમઈ, ચિતઇ ભણિ મુણિ સિરિચ્ચદુ કઇ,
સસારૂ અસારૂ સવ્વુ અથિરૂ, પિય પુત્ત મિત્ત માયાતિમિરૂ ૧
ખણિ દીસઇ ખણિ પુણ્ ઉસ્સરઇ, સપય પુણ્ સપહે અણુહરઇ,
જોવ્વણ્ ગિરિવાહિણિ વેયગઉ, લાયણ્ણુ વણ્ણુ કરસલિલ સઉ ૨
જીવિઉ જલબુબ્બુય ફેણ ણિહુ, હરિજાલુ વરજ્જુ અવજ્જુ ગિહુ

—વિશુદ્ધમતિ જિન (ભગવાન્)ને પ્રણામ કરીને મુનિ શ્રીચંદ્ર કવિ ચિત્તમા ભણે-ચિત્વન કરે છે કે સસાર અસાર અને સવ અસ્થિર છે. પ્રિય પુત્ર મિત્ર માયાના અધકાર સમાન છે. ક્ષણમા દીસે, વળી ક્ષણમા ઓસરી જાય-ચાલી જાય (એવી) સપત્તિ વળી 'સાપ'ને અનુસરતી-સરખી છે જોબન, ગિરિ એટલે પર્વતની વાહિની-નદીના વેગ પેઠે જનારૂ છે, લાવણ્ય વર્ણ-કાન્તિ હાથમાના પાણી જેમ નાશવત છે. જીવન જલના બુદ્બુદ-પરપોટાના ફીણ જેવુ છે, અને ગૃહ ઇત્યાદિ (?) ઇંદ્રજાલ સમાન છે.

૭૯—ધુવડ અને હસની એક કથાનો પ્રારભ જોઇએ —

મગહામડલિ પય સુહય રમ્મિ, પયપાલુ રાઉ પાડલિપુરમ્મિ,
તત્થેવ એકકુ કોસિઉ ઉયારિ, નિવસઇ મયાવિ ગોઉરદુવારિ ૧
સકયાઇ રાય હસહ સમીવુ, ગઉ વિહરમાણ્ સુરસરિહે દીનુ,
એકકેણ્ તત્થ કય સાગએણ્, પુચ્છિઉ હસે વયમા ગએણ્ ૨
ભો મિત્ત ! ત સિ કો કહસુ એત્થુ, આઉમિ પએસહો કહો કિમત્થુ,
ધયરટ્ઠુ હો વયણ્ સુણેવિ ધૂઉ, ભાસઈ હઉં ઉત્તમ કૂલ પસૂઉ. ૩
કયસાવાણ્ગહ ત્રિહિ પયાસુ, આયહો પહુ ! પુહઇ મડલાસુ,
વસવત્તિ સવ્વ સામત રાય. ભહુ વયણ્ કરતિ કયાણુરાય. ૪
કીલાઇ ભમતઉ મહિપ સત્થ, તુમ્હઈ નિએવિ આઉમિ એત્થ,
ઇય વયણહિ પરિઓસિઉ મરાલુ, વિણએણ્ પય પિઉ મઇવિમાલુ ૫

—મગધમડલ દેશમા સુખદ અને રમ્ય પાટલિપુત્રમા પ્રતિપાલ રાજા (હતો), ત્યાજ (તેના) એક કોટના ગોપુર દ્વાર-દરવાજામા એક

૮૨—સ. ૧૦૭૬માસાગરદત્તનુ બનાવેલુ **જંબુસ્વામિ ચારિત્ર** (૨૬૯૦ ગ્રથાગ્ર) તથા તેના ઉપર ટિપ્પન (૧૧૯૦ ગ્રથાગ્ર) બૃહત્ ટિપ્પનિકામા નોધાયેલ છે

૮૩—**પદ્મકીર્ત્તિના પાર્શ્વપુરાણ**મા ૧૮ સધિ છે ને ૩૩૨૩ શ્લોક છે જૈનોના ૨૩ મા તીર્થંકર શ્રી પાર્શ્વનાથનુ ચરિત્ર તેમા છે. પ્રશસ્તિ પરથી જણાય છે કે તે ચદ્રસેનના શિષ્ય માધવસેનના શિષ્ય જિનસેનનો શિષ્ય હતો તેના કાલનો નિર્ણય હાલ થઇ શકે તેમ નથી. પણ તેના આ ગ્રથની કારજા ભડારમા જે પ્રત છે તેનો લખ્યા સવત્ ૧૪૭૩ ફાલ્ગુણ વદિ ૯ બુધ છે કે જે વખતે વીરભાણુદેવ રાજ્ય કરતો હતો

૮૪—**નયનન્દિના સુદર્શન ચરિત**મા ૧૨ સન્ધિ છે. તેમા સુદર્શનનુ ચરિત્ર છે. પ્રશસ્તિપરથી જણાય છે કે કર્ત્તા કુંદકુન્દાચાર્યગણના પદ્મનન્દિના શિષ્ય વિશાખનન્દિના શિષ્ય રામનન્દિના શિષ્ય માણિક્યનન્દિનો શિષ્ય હતો અને તેણે વિ સ. ૧૧૦૦ મા જ્યારે ભોજદેવરાજા અવતિદેશમા ધારાનગરીમા રાજ્ય કરતો હતો ત્યારે આ ગ્રથ રચ્યો છે. તેનો આદિ ભાગ આ પ્રમાણે છે—

**ॐ नमः सिद्धेभ्यः। णमो अरहंताणं। णमो सिद्धाणं। णमो आयरियाणं। णमो उवज्झायाणं। णमो लोए सव्वसाहूणं।**

ઇહ પચ ણમોકારઈ લહેવિ ગોવહુવઉ સુદસણુ,
ગઉ મોક્ખહો અક્ખમિતહો ચરિઉ વ ચઉવગ્ગ પયાસણુ.

૮૫—આજ **નયનન્દિએ** કદાચ **આરાધના** નામનો ગ્રથ રચ્યો હોય તેના સબધમા સ્વ૦ સાક્ષર દલાલે જણાવ્યુ છે કે તેના કર્ત્તા નયનન્દિ દિગબર છે ગ્રથ બે ભાગમા—૧ લામા ૫૬ અને બીજામા ૫૮ સધિ છે પાટણ ભડારમા સ્વ૦ દલાલે પોતે જોયેલી પ્રતમા માત્ર ૩૦ અને ૨૭ સધિઓ છે

મુણિવર ણયનદી સણ્ણિ વધ્ધે પસિધ્ધે સયલવિહિણિહાણે એત્થ કવ્વે સુભવ્વે,
અરિહ પમુહ સુત્તુ વુત્ત મારાહણાએ પભણિઉ ફુડુ સધી અટ્ઠાવણ્ણુ સમેત્તિ.

જયતિહુયણ વર કપ્પ રૂક્ખ જય જિણ ધન્નતરિ,
જયતિહુયણ કલ્લાણ કોસ દુરિયક્કખરિ કેસરિ
તિહુયણ જણ અવિલંધિ આણ ભુવણુત્તય સામિય
કુણસુ સુહાઇ જિણેમ પાસ થંભણયપુરિટ્ટિય. ૩

* * * *

એય મહારિય જત્તદેવ ઇહિન્હવણ મહૂસઉ,
જ અણુલિય ગુણ ગહણ તુમ્હ મુણિજણ અણિ મિદ્ધઉ
એમ પસીય સુપાસણાહ થંભણયપુરટ્ઠિય,
ઇયિ મુણિવરૂ સિરિ અભયદેઉ વિણ્ણવઇ અણિ દિય ૩૦

૮૯—સ ૧૧૨૩ મા સાધારણના અક સૂચિત કવિએ ૧૧ સધિ વાળી અપભ્રશ ભાષામા **વિલાસવઈકિહા** રચેલી છે તે 'સમરાઇચ્ચકહા' નામની સુપ્રસિદ્ધ હરિભદ્ર સૂરિની પ્રાકૃત કથામાથી ઉધૃત કરી છે એમ તે કવિએ પોતે જણાવ્યુ છે કથાવસ્તુ જાણવા માટે સમરાદિત્ય કથામાનુ પચભવવર્ણન જોવું ગ્રથકાર પોતે કોટિકગણ—વજશાખામા થયેલા બપ્પભટ્ટિ સૂરિના સતાન છે ને યશોભદ્ર સૂરિના ગચ્છના છે એમ જણાવે છે. કવિ 'સાધારણ' એ નામથી પૂર્વે સુપ્રસિદ્ધ હતા તે નામથી તેમણે અનેક જાતના સ્તુતિસ્તોત્રો રચેલા હતા. પાછળથી પોતાનુ નામ **સિદ્ધસેનસૂરિ** એ નામથી પ્રતિષ્ઠિત થયુ એ પણ તેમણે જ જણાવી દીધુ છે આ 'અપભ્રશ' કથાની પ્રત જેસલમેર ભડારમા છે તેનું આદિ આ પ્રમાણે છે.

બહુરયણમણોહર નિમ્મલપયહર સગુણ સુવન્ના હિટ્ટિયઉ,
જ(ભ?)ણુ કસ્સ ન સોહઈ નયણ મોહઇ કવ્વહાર કઠટ્ટિયઉ ૧
પઢમ પણમેપ્પુ(વિ?)ણ ઉસહસામિ પુણ અજિઉ વિર્વિન(ણિ ?)-
જિજયઉ થુણામિ,
સંભવુ ભાવેવિણ ભવવિણાસણ વદિવિ અભિનદણ ગુણનિધાણ.
—જેસલમેર ભડાર સૂચી પૃ ૧૪ પ્રસ્તા. પૃ ૪૫



'કસુ કર' નો અર્થ ટૉનીએ 'કેનો હાથ' એમ કર્યો છે અને શાસ્ત્રીએ 'શું કરું' એમ કર્યો છે પુત્ર કલત્ર' એ બનેને સંબોધન માન્યો છે અને ધી એટલે કન્યાને બને ભૂલી ગયા છે. કસુ કરુ-સં કસ્ય કેરક, ધી-પુત્રી જુઓ ઉપર નં. ૧૧ કરસણ-ખેતી યા કૃત્સ્ન-આખી (શાસ્ત્રી), આઇઓ, જાઇઓ=ટૉનીએ આવું છું, જાઉં છું એમ અર્થ કર્યો છે બે-એજ શબ્દ ગૂજરાતીમાં વપરાય છે

(૧૯). સિદ્ધરાજ જયસિંહ સમુદ્રકિનારે ફરતો હતો. એક ચારણે તેની સ્તુતિની કવિતા કહી તેમાથી એક સોરઠો (?) આપ્યો છે—

કો જાણઈ તુહ નાહ ચિત, તુ હાલેઇ ચક્કવઇ લઉ
લંકહલે વાહમગ્ગુ, નિહાલઈ કરણ ઉત્તુ

**પાઠાંતર**—કૌ, હાલતુ, લંકકાલે, ચક્કવઇ લહુ

**અર્થ**—સિદ્ધરાજને સમુદ્ર તરફ જોતો જોઇ ચારણ કહે છે કે નાથ! તમારા ચિત્ત (ની વાત)ને કોણ જાણે છે? તું ચક્રવર્તી (પદ) લઉં એમ ચાલે છે-ચાલ કરે છે-એવી ચેષ્ટા કરે છે, કર્ણનો પુત્ર (સિદ્ધરાજ) લંકા ફલને (લેવા માટે) વહાણનો માર્ગ નિહાળે છે.

હાલેઈ—હાલે છે-ચાલે છે (સં જઘાલ્ચયતિ, શાસ્ત્રી) લઉ-લેવા (સં લબ્ધુ, શાસ્ત્રી) લંકહલે-લંકા ફલને વાહ-વહાણનું ચાલનુ. કરણઉત્તુ-કર્ણપુત્ર ગજસ્થાની કહેણાત પિતાના નામના ગૌરવથી પુત્રને સંબોધન કરવું એ ચારણ કવિતા (ડિંગલ)નું પ્રસિદ્ધ લક્ષણ છે.

(૨૦) સિદ્ધરાજ જયસિંહે વર્દ્ધમાનપુર (વઢવાણ)ના આભીર રાણક-રાણા [૩૪]નવઘન પર ચડાઈ કરી અને કિલ્લાની દીવાલ તોડી તેને દ્રવ્યની વાસણિયો-વાસડીઓ (થેલીઓ)ના મારથી મારી નાખ્યો.

---

૩૪ ગિરનારના ચૂડાસમા યાદવોની રાજાવલીમાં કેટલાય નવઘણ નામના રાજાઓનો ઉલ્લેખ છે સંભવિત છે કે તે ચોથો નવઘન હોય અને ખેગાર તેનું ઉપનામ હોય ફાર્બસે રાસમાળામાં ખેગારને નવઘનનો પુત્ર કહ્યો છે. ખેંગાર અને નવઘન એ નામ આ રાજાઓમાં અનેક વખત આવ્યાં છે

માણુસમ—સમર્થ-પ્રકાર છઠ્ઠીના 'મ્હું' અને 'મ' માટે જુઓ ન ૧ ડી-વધ એકવચનને માટેની નારીજાતિ છે ક્ર-મધુવચન. સ્થવઈ-ઠેય છે સુનિશ્ચઈ-કર્મવાચ્ય-કર્મપ્રયોગ નિમ્મવિઅઈ-નિર્મિત કરવામાં આવી (સ નિર્મીયિતાનિ) પ્રેરણાર્થકમાં ૫(વ)ને માટે જુઓ ના. પ્ર. ૫. ભાગ ૧ અંક ૪ પૃ. ૫૦ ટિપ્પણી ૧૧ મુજ્ઝ-મારૂં સંસ્કૃતમાં મહ્ય તુભ્ય ચોથીના છે ચોથી અને છઠ્ઠીનો પ્રયોગ વૈદિક ભાષામાં કંઇપણ ભેદ વગર થતો હતો. વૈદિક ભાષામાં તુભ્ય - છઠ્ઠીના અર્થમાં પણ વપરાયો છે-જેમ તુભ્ય ય સવનં તાનિસ્થામ-ન્તામ્-મહ, કતહ-તેમાં ઙ સમર્થ-પ્રકારનું ચિહ્ન છે હિન્દી-માં જ તે ગુજરાતીમાં પણ જ વપરાય છે-તેનો અર્થ કેવળ થાય છે હિંદીમાં 'હી' વપરાય છે મારવાડીમાં પણ હજુ સુધી વપરાય છે જેમકે- આપરેજ કામ. એકજ ગૂપો (ગૂપડું) અવરિ-ઓઇ સ અપર છે ઠાની અનુસાર ઉપરિ એટલે ઉપર, અધિક એ અર્થ નથી. નવો-રહિ—નવ+ઓરહિ હિંદીમાં પણ ઓર છે તે અપર એટલે અવરથી બન્યું છે સંવત્ ૧૯૨૨ સુધી જૂના પંડિતો હિંદીમાં અવર એમ લખ્યાં કરતા હતા જેમકે અવર જન આઇસા હોય તન (એક પત્ર પરથી) લિહ-સ લખ. મારવાડી ગુજરાતી લીધી હરિયાઈ-હરી લીધી—લઇ લીધી.

(૧૮). મસ્તી વખતે ગોપને કહ્યું હતું કે રમતાનાચતા વખતે મારા હાથ નનામી બહાર રાખવા. ભોજનું આ વચન લઇને એક નેસ્થાએ કહ્યું કે —

કહ્યુ કરે પુત્ર કલત્ર ધી, કહ્યુ કરે કસણ વાડી,
એકલા આઇબો એકલા જાઇબો હાથ પગ બે ઝાડી.

અર્થ—અરે! પુત્ર, સ્ત્રી, કના કોના છે! પતીયાડી કોના છે! (અથવા આખી વાડી કોની છે!) એકલું આવવું છે ને જવે હાથ પગ ઝાડીને એકલું જવું છે

મીના દુ:ખમા તારી સહાનુભૂતિ જાણી લેવાત, જેવી રીતે શોકમાં ભૂષણ ઉતારી નાખવામા આવે છે તેમ )

તઇ—તે ગરુઆ (સ -ગુરુક) ભારે-મોટા **મારીતાં**-મારતા (ભાવલક્ષણ-ભાવપ્રયોગ) **સિહર**-શિખર **ઢાલિઉ**-ઢાળ્યુ, નીચે પડ્યુ.

(૨૩) જૈસલ મોડિ મવાહ, વલિ વલિ વિરૂપ ભાવીયઇ
નઈ જિમ નવા પ્રવાહ, **નવઘણ** વિણુ આવઇ નહિ

**પાઠાંતર**—વરૂણ ભાવીયઈ, નવયણ વિન આવૈ નહિ

અર્થ—જૈસલ (જયસિંહ)ના મર્દન કરેલો મારો વાસ-મારૂ ઘર વળી વળી-ફરી ફરીને વિરૂપ જણાય છે જેમ નદીમા નવો પ્રવાહ નવઘન (નવો મેઘ-બીજી બાજુએ રાણો નવઘન) વગર આવતો નથી તેમ.

'જૈસલ મોડિ મવાહ' નો અર્થ ટૉનીએ એવો કર્યો છે કે 'જેસલ, આસુ પાડમા' શાસ્ત્રીનો અર્થ પણ સતોષદાયક નથી એ અર્થ થઇ શકે કે જૈસલનો મોડેલો-તોડેલો (અમારી રાજ્યરૂપી નદીનો) પ્રવાહ ખરાબ લાગે છે, કારણકે ક્યા નવઘનથી થનારો નદીના પૂરનો સુંદર પ્રવાહ અને ક્યા બીજાના પરાક્રમથી તોડેલો પ્રવાહ ?–નવઘનનો અર્થ બને બાજુ લાગુ પડે છે.

મોડિ-મોડીને-મર્દ્ ધાતુ મવાહ-મદ્+વાસ મારૂ ઘર (શાસ્ત્રી), ગુલેરીજીના મતે એમ લેવુ જોઇએ કે જૈસલ-મોડિમ-વાહ=જૈસલનો મોડેલો વામ યા પ્રવાહ **વલિ વલિ**-ફરી ફરી, **નઇ**-નદી સુરવરનઈ (તુલસીદાસ)

(૨૪) વાઢી તો વઢવાણુ, વીસારતા ન વીસરઇ
સોના સમા પરાણ, **ભોગાવહ** પઇ ભોગવીઈ

**પાઠાંતર**—વાટી તવઉં વઢમાણુ, સૂના, તઈ, ભોગિઆ

અર્થ—હે વઢવાણુ (વર્ધમાન) શહેર ! તુ (શત્રુઓથી) વઢાયુ છે-કપાયુ છે તો પણ વીસારતા પણ વિસરતુ નથી. (હુ મારા) સોના જેવા ભોગાવાને (નદીનુ નામ) પ્રાણોનો ભોગ આપીશ (અથવા હે ભોગાવા ! હુ તને તેનુ ભોજન કરાવીશ).

બીના દુખમા તારી સહાનુભૂતિ જાણી લેવાત, જેવી રીતે શોકમાં ભૂષણ ઉતારી નાખવામા આવે છે તેમ )

**તઇ**—તે **ગરુઆ** ( સ -ગુરુક ) ભારે-મોટા **મારીતાં**-મારતા ( ભાવલક્ષણ-ભાવપ્રયોગ ) **સિહર**-શિખર **ઢાલિઉં**-ઢાળ્યુ, નીચે પડયુ.

(૨૩) જેસલ મોડિ મવાહ, વલિ વલિ વિરૂપ ભાવીયઇ
નઈ જિમ નવા પ્રવાહ, **નવ**ઘણ વિણ આવઇ નહિ.

**પાઠાંતર**—વરણુ ભાવીયઈ, નવયણુ વિન આવૈ નહિ.

અર્થ—જેસલ ( જયસિંહ )ના મર્દન કરેલો મારો વાસ-મારૂ ઘર વળી વળી-ફરી ફરીને વિરૂપ જણાય છે જેમ નદીમા નવો પ્રવાહ નવઘન ( નવો મેઘ-બીજી બાજુએ રાણો નવઘન ) વગર આવતો નથી તેમ.

'જેસલ મોડિ મવાહ' નો અર્થ ટૉનીએ એવો કર્યો છે કે 'જેસલ, આંસુ પાડમા' શાસ્ત્રીનો અર્થ પણ સતોષદાયક નથી એ અર્થ થઇ શકે કે જેસલનો મોડેલો-તોડેલો ( અમારી રાજ્યરૂપી નદીનો ) પ્રવાહ ખરાબ લાગે છે, કારણકે ક્યા નવઘનથી થનારો નદીના પૂરનો સુંદર પ્રવાહ અને ક્યા બીજાના પરાક્રમથી તોડેલો પ્રવાહ ?—નવઘનનો અર્થ બંને બાજુ લાગુ પડે છે

મોડિ-મોડીને-મર્દ્ ધાતુ મવાહ-મદ્+વાસ મારૂ ઘર ( શાસ્ત્રી), ગુલેરીજીના મતે એમ લેવુ જોઇએ કે જેસન-મોડિમ-વાહ=જેસલનો મોડેલો વાસ યા પ્રવાહ **વલિ વલિ**-ફરી ફરી, **નઇ**-નદી. સુરવરનઈ ( તુલસીદાસ )

(૨૪) વાઢી તો વઢવાણુ, વીસારતા ન વીસરઇ
સોના સમા પરાણ, ભોગાવહ પઇ ભોગવીઈ

**પાઠાંતર**—વાટી તવઉ વઢમાણ, સૂના, તઇ, ભોગિત્યા

અર્થ—હે વઢવાણ ( વર્ધમાન ) શહેર ! તુ ( શત્રુઓથી ) વઢાયુ છે-કપાયુ છે તો પણ વીસારતા પણ વિસરતુ નથી (હુ મારા) સોના જેવા ભોગાવાને ( નદીનુ નામ ) પ્રાણોનો ભોગ આપીશ ( અથવા હે ભોગાવા ! હુ તને તેનુ ભોજન કરાવીશ ).

(૨૬). એક દિવસ હેમચંદ્ર કુમારપાલ વિહાર-મંદિરમાં કપર્દી નામના પંડિતના હાથની સહાય લેવાતી હતી ત્યા નાચનારીના કંચુકની દોરી પાછળથી ખેંચીને બાધવામા આવતી હતી તે પર કપર્દીએ એક દોહાનો પૂર્વાર્દ્ધ કહ્યો અને તેજ વખતેજ હેમચંદ્રે તેની પૂર્તિ કરી કે —

સોહગ્ગીઉ સહિ કંચુયઉ, જુત્ત ઉત્તાણુ કરેઇ
પુટ્ટિહિ પચ્છઈ તરૂણિયણુ, જસુ ગુણુ ગહણુ કરેઈ.

અર્થ—સુહાગણીને ( યા સુહાગ-સૌભાગ્યને ) પણ સખીઓ કંચુક-કાચળીથી યુક્ત-સાથે ઉત્તાન (ઉંચો) કરે છે જેના તરૂણિજન પીઠ પાછળથી ગુણ ગ્રહણ કરે છે. જેના ગુણોનું પાછળથી ગ્રહણ (કથન) કરવામા આવે તે અવશ્ય ઉંચો ( મોટો ) હોય છે અહીં ગુણ પર શ્લેષ છે. (૧) ગુણ એટલે દોરો અને (૨) ગુણ એટલે સદ્ગુણ

—સોહગ્ગીઉ-સૌભાગ્યવતી પણ-સુહાગણ. હિ-સુહાગન. પુટ્ટિહિ—પીઠથી, પુટ્ટે ( પૂઠ ) થી સ. પૃષ્ઠ ઋની ઉ શ્રુતિપર ધ્યાન રાખવુ. પીઠ પાછળ-હિ પીઠ પીછે, રાજસ્થાનીમા રૂઢિ પ્રયોગ પૂઠ પીઠે વપરાય છે પચ્છઇ-પછી-પાછળ મારવાડી પાછે. કરેઇ-કરે

(૨૭) સોરઠના બે ચારણ 'દુહાવિદ્યા'મા સ્પર્ધા કરતા અણહિલપુર પાટણમા આવ્યા શરત એવી હતી કે જેની રચનાની હેમચંદ્ર વ્યાખ્યા કરે તે બીજાને હારેલો સમજે હેમચંદ્ર મળતા એક બે સોરઠો બોલ્યો કે —

લચ્છિવાણિ મુહકાણિ ઇયઇ ભાગી મુહ ભરઉ
હેમસૂરિ અચ્છીણિ જે ઇસરતે તે પંડિયા

પાઠાંતર—પયઈ, મરઉ, સૂરિઆ છાણિ.

અર્થ—આ ભાગી ( ભાગ્યશાલી હેમચંદ્ર ) નુ મુખ લક્ષ્મી અને સરસ્વતી બંનેના મુખથી ભરેલું છે, એવા હેમસૂરિ જેના પર છાના છાના કંઈક પ્રેમ કરે છે તે પંડિત થઈ જાય છે

આ અર્થ કંઇક ખેચીને કર્યો છે કારણ કે સોરઠો સ્પષ્ટ નથી. શાસ્ત્રીએ એક પાઠાતરનો જૂદો અર્થ આપ્યો છે કે જે તદ્દન અવળો છે.

લક્ષ્મી કહે છે કે એ યતિ ( એ વર્ણ ) વાણીને મુખમાં રાખનારો છે તેથી ( લોકની અપેક્ષાથી ) હું મરું છું તો હેમસૂરિથી બની ( હેમસૂરિ આ બનિ ) તે ભાગી ગઇ તેથી જે ઇશ્વર (સમર્થ) છે તે પંડિત છે પંડિત લક્ષ્મીવાન્ નથી.

લચ્છિવાણિ મુહકાણિ—મુખા ( સ )=પ્રભૃતિ, આદિ એવાર્થ—એ એવો અરથ-અર્થું-અરેશુ, ઇસિસ્ઠે-ઇચ્છ રહે ? ( સ ) કમ વણ પ્રેમ કરતાં, ભાવિ—(સ ભ્ર ભય ?) ભાનાં—આમ રીતે સમજવાની—બને.

(૨૮). આ ચારણ તો બેસી ગયો. એટલામાં કુમારપાલ વિહારમાં આરતીના વખતે મહારાજ કુમારપાલ આવ્યા અને તેણે નમન કર્યો એટલે હેમચંદ્રે તેની પીઠ પર હાથ રાખ્યો. આટલામાં બીજો ચારણ બોલ્યો—

હેમ તુમ્હા કર મરઉ જહં અચ્બુભૂ રિદ્ધિ,
જે ચંપ હિઠા મુહા તાંહ ઉપ્પહરી સિદ્ધિ
પાઠાંતર—જિહ અચ્ચુ પુચરિદ્ધિ, જે ચંપઇ હિઠ્ઠ મુહ તીહ ઉપ્પહરી સિદ્ધી.

અર્થ—હે હેમ ! તમારા હાથ જેના પર બેસે—રાખો તેની તો અચબો પામે તેવી રિદ્ધિ થાય છે અને જેનું મોં નીચે હોય છે ( યા ? નીચા મોંથી ( આપના પગ ) નમે છે ) તેને આપે સિદ્ધિની ભેટ કરી. આ અર્થ ચાલ્યો અને ટીકા એ બન્નેના કરતાં જૂદો છે અને તેઓના અર્થ સંતોષકારક નથી. ચારણ કુમારપાલની અચબો ઉપજાવે તેવી સંપત્તિને હેમચંદ્રની પીઠ પર હાથ રાખ્યો અને સિદ્ધિની ભેટને નીચા મોંથી પગમાં પ્રણામ કરવાનું કારણ માને છે આ વિરોધાભાસ પણ હોય શકે છે કે મો નીચું અને સિદ્ધિ ઉંચી ( ઉપ્પહરી ). કવિની આ ઉક્તિ પર રાજા પ્રસન્ન થયો અને તેનો ફરી ફરી બોલાવરાવ્યો. ત્રણ વાર બોલીને ચારણે હિસાબ પાસે ભૂપની પેઠે આશ્ચર્યથી કહ્યું કે શું દરેક પાઠના લાખ આપશો ? રાજાએ ત્રણ લાખ આપ્યા. આ

કહાણી અધૂરી છે, હેમચંદ્રે કોઇને વખાણ્યો નહિ. બન્નેની હોડનું શું થયું તે જણાયું નથી.

**તુહાલા**—તમારા, પંજાબી તુહાડા, જુઓ નં ૧ **જાહ**–જેમાં, જ્યાં **અચ્ચબ્ભૂ**–અત્યદ્ભુત–જુઓ નં ૬ અને ૧૩ જે **ચંપહ**–જે ચંપાવે છે (પગને) પગચંપી કરાવે છે ગજ્જ્યાની–પગચંપી **જેવ**–જેના **પહ**–પગમાં **હિઠ્ઠ**–હેઠ–નીચેના જુઓ નં ૨૧ **ઊપહરી**–ઉપહાર દેવાયેલી (સં ઉપહૃતા) અથવા ઉપરની, ઉંચી

(૨૯) જ્યારે કુમારપાલ શત્રુંજય તીર્થમાં ગયો ત્યારે ત્યાં એક ચારણને પ્રતિમા સમક્ષ નીચેનો સોરઠો નવ વાર બોલતાં તેને નવ હજાર આપ્યા.

> ઇક્કહ ફુલ્લહ માટિ દેઅઇ સામી સિદ્ધિ સુહુ
> તિણિ સિઉ કેહી સાટી ભોલિમ જિણવરહ.

**પાઠાંતર**—દેવઇ સિદ્ધિ સુહું .કેહિ સાટિ કટિ(રિ ?), ૨ ભોતિ ( લિ ? )મ, તિણિસિઉં.

**અર્થ**—એકજ ફુલને માટે સ્વામી સિદ્ધિસુખ ( અથવા સર્વ સિદ્ધિ ) આપે છે, તે પ્રમાણે (તેથી) હે જિનવર ! આપ શા માટે ( એટલા ) ભોળા છો ? યા જિનવરનું આટલું ભોળપણું કેમ છે ?. ટૉનીએ 'તિણિમઉ'નો અર્થ કર્યો છે કે ' આ નિશ્ચિત છે (તન્નિશ્ચિત ! ) આ માટે જિનવરને કદી પણ ન ભૂલી જાઓ.

**માટિ**—માટે. આ શબ્દ ગૂજરાતીમાંજ વપરાય છે હિંદીમાં લિયે, ખાતિર એમ જૂદા શબ્દ છે. **તિણિ સિઉં**–તેથી (આ કારણથી) ( સં તન્નિશ્ચયા–શાસ્ત્રી ) તે પ્રકારે **કેહી સાટી**–કેના સાટે–માટે. સાટે, સટે ગૂજરાતીમાં વપરાય છે દેખો નં ૫ કેને બદલે **ભોલિમ**–ભોળપણું

(૩૦) કુમારપાલનો ઉત્તરાધિકારી અને ભત્રીજો **અજયપાલ** ઘણો નિર્દયી હતો જૈનોપર જેટલી તેના પૂર્વજોએ ભલાઇ કરી હતી તેટલો અત્યાચાર તેણે કર્યો હતો તેણે ચુંટી ચુંટીને વિદ્વાનો ને પ્રધાનોને માર્યા.

લક્ષ્મી કહે છે કે એ યતિ ( એ માઈ ) વાણીને મુખમાં રાખનારો છે તેથી ( શોકની અદેખાઈથી ) હું મરૂં છું તો હેમસૂરિથી બની ( હેમસૂરિ આ ભાણિ ) તે ભાગી ગઈ તેથી જે ઇશ્વર (સમર્થ) છે તે પંડિત છે પંડિત લક્ષ્મીવાન્ નથી.

લચ્છિવાણિ મુહકાણિ—મુખાઃ ( સ )=પ્રભૃતિ, આદિ એવાઈ—એ એવો પ્રસ્થઈ—મરું—મરેહ, ઇસરત્તે—ઇશ્વર ત્વે ? ( સ ) કઈ પણ પ્રેમ કરતાં, ભણિ—(સ ભન્ય ભપ ?) બનાં—ગ્રમ રીતે, રાજસ્થાની—અને

(૨૮). આ ચારણ તો બેસી ગયો. એટલામાં કુમારપાલ વિહારમાં આરતીના વખતે મહારાજ કુમારપાલ આવ્યા અને તેણે પ્રણામ કર્યો એટલે હેમચન્દ્રે તેની પીઠ પર હાથ રાખ્યો. આટલામાં બીજો ચારણ બોલ્યો:—

હેમ તુહાલા કર મરઉ જાંહ અચ્ચબ્ભૂ રિદ્ધિ,
જે ચંપઇ હિટ્ઠા મુહા તાંહ ઊપહરી સિદ્ધિ

પાઠાંતર—જિહ અચ્ચુ પુણરિદ્ધિ, જે ચપ્પ હિઠ મુહા તીહ ઉપ્પહરી સિદ્ધી.

અર્થ—હે હેમ ! તમારા હાથ જેના પર ભરો—રાખો તેની તો અભ્ભુત થાય તેવી રિદ્ધિ થાય છે અને જેનું મો નીચે હોય છે ( યા જે નીચા મોથી ( આપનાં પગ ) ચાંપે છે ) તેને આપે સિદ્ધિની ભેટ કરી. આ અર્થ શાસ્ત્રી અને ઠાકોર એ બન્નેના કરતાં જુદો છે અને તેઓના અર્થ સંતોષકારક નથી. ચારણ કુમારપાલની નમ્રતા ઉપજાવે તેવી સ્થિતિને હેમચન્દ્રની પીઠ પર હાથ રાખવો અને સિદ્ધિની ભેટને નીચા મોથી પગમાં પ્રણામ કરવાનું કારણ માને છે આ વિરોધાભાસ પણ હોઈ શકે છે કે મો નીચું અને સિદ્ધિ ઉંચી ( ઉપહરી ). કવિની આ ઉક્તિ પર રાજા પ્રસન્ન થયો અને તેનો દોહો ફરી ફરી બોલાવરાવ્યો. ત્રણ વાર બોલીને ચારણે, શિવાજી પાસે ભૂષણની પેઠે અધિકારથી કહ્યું કે શું દરેક પાઠના લાખ આપશો ? રાજાએ ત્રણ લાખ આપ્યા. આ

કહાણી અધૂરી છે, હેમચદ્રે કોઇને વખાણ્યો નહિ. બનેની હોડનુ શું થયુ તે જણાવ્યુ નથી

**તુહાલા**—તમારા, પંજાબી તુહાડા, જુઓ ન ૧ **જાહ**-જેમા, જ્યા **અચ્ચંભ્ભૂ**-અત્યદ્‌ભુત-જુઓ ન ૬ અને ૧૩ **જે ચપહ**-જે ચપાવે છે (પગને) પગચપી કરાવે છે રાજસ્થાની-પગચપી **જેંવ**-જેના **પાહ**-પગમા **હિટ્ઠે**-હેઠા-નીચેના જુઓ ન ૨૧ **ઊપહરી**-ઉપહાર દેવાયેલી (સ ઉપહૃતા) અથવા ઉપરની, ઉંચી

(૨૯). જ્યારે કુમારપાલ શત્રુજય તીર્થમા ગયો ત્યારે ત્યા એક ચારણને પ્રતિમા સમક્ષ નીચેનો સોરઠો નવ વાર બોલતા તેને નવ હજાર આપ્યા

ઇક્કહ ફુલ્લહ માટિ દેઅઈ સામી સિદ્ધિ સુહુ
તિણિ સિઉં કેહી સાટી ભોલિમ જિણવરહ.

**પાઠાંતર**—દેવઇ સિદ્ધિ સુહું...કેહિ સાટિ કટિ(રિ ?), રે ભોતિ ( લિ ?.)મ, તિણિસિઉં.

**અર્થ**—એકજ ફુલને માટે સ્વામી સિદ્ધિસુખ ( અથવા સર્વ સિદ્ધિ ) આપે છે, તે પ્રમાણે (તેથી) હે જિનવર ! આપ શા માટે ( એટલા ) ભોળા છો ? યા જિનવરનુ આટલું ભોળપણુ કેમ છે ? ટૉનીએ 'તિણિસઉં'નો અર્થ કર્યો છે કે ' આ નિશ્ચિત છે (તન્નિશ્ચિતં ! ) આ માટે જિનવરને કદી પણ ન ભૂલી જાઓ.

**મારિ**—માટે. આ શબ્દ ગૂજરાતીમાજ વપરાય છે હિ માં લિયે, ખાતિર એમ જૂદા શબ્દ છે **તિણિ સિઉં**-તેથી (આ કારણથી) ( સ તન્નિશ્રયા-શાસ્ત્રી ) તે પ્રકારે **કેહી સાટી**-કેના સાટે-માટે. સાટે, સટે ગૂજરાતીમા વપરાય છે દેખો ન ૫ કેને બદલે. **ભોલિમ**-ભોળપણ

(૩૦). કુમારપાલનો ઉત્તરાધિકારી અને ભત્રીજો **અજયપાલ** ઘણો નિર્દયી હતો. જૈનોપર જેટલી તેના પૂર્વજોએ બનાઇ કરી હતી તેટલો અત્યાચાર તેણે કર્યો હતો. તેણે ચુટી ચુટીને વિદ્વાનો ને પ્રધાનોને માર્યા.

નવિ-ન+અપિ, થોવા-થોડા (સ-સ્તોક) ગૂજરાતી તેમજ હિંદીમા થોડામા તે 'ડ' આવ્યો છે. દાધ્ધયઈ-દધએ સગ્ગિ-સ્વર્ગમા, ટગમગુ-ટગુમગુ-ગૂજરાતીમા વપરાય છે ને તેનો જેમતેમ, મુશીબતથી, ધીમે ધીમે-ડગુમગુ એ અર્થ છે હિંદીમા ઝટપટ એવો અર્થ કરે છે.

૨૩૫-(૩૧૬) પ્રબંધ ચિંતામણિમા જેટલી જૂની ગૂજરાતી-હિંદી કવિતા હતી તેનુ વ્યાખ્યાન થઈ ચૂક્યુ. એ પ્રસંગોએ તેમા કંઈક ગદ્ય પણ આવ્યુ. છે અને તેની કથા રોચક છે તે માટે તેનો પણ ઉલ્લેખ અહીં કરવામા આવે છે કુમારપાલના મંત્રી માલ્લ આંબડે કોકણના રાજા મલ્લિકાર્જુનને જીતીને તેના માથા સહિત બીજી જે ભેટ રાજા સામે રાખી તેની સૂચીમા સંસ્કૃત સાથે કંઈક દેશભાષા પણ આપી છે તે એ છે કે-શૃંગારકોડીસાડી (શૃંગારકોટિ સાડી) માણિકઉ પખેવડઉ-(માણિક નામ પખેવડા-પક્ષપટ, દુપટ્ટો યા ઓઢણી. પછેડો. આ શબ્દ કાઠીઆવાડમા તેમ રાજસ્થાનમા વપરાય છે), પાપખઉ હારૂ (પાપક્ષય હાર), . મૌક્તિકાનાં સેડઉ (સેડો ?=સેટક, સેર ગૂજરાતીમા છડો-મોતીનો છડો બરાબર વપરાય છે).[૩૫]

---

૩૫ પ્રબંધ ચિંતામણિમા એમ છે કે શૃંગાર કોડી સાડી ૧, મણિક્કઉ પછેવડઉ ૨, પાપખઉ હારૂ ૩, સંયોગ સિદ્ધિ સિપ્રા ૪, તઠા (મુડા ?=તથા ?) હેમ કુંભા ૩૨ સ્તથા મૌક્તિકાના સેડઉ ૬ ચતુર્દન્ત હસ્તિ ૧ પાત્રાણિ ૧૨૦ કોડી સાર્દ્ધ ૧૪ દ્રવ્યસ્ય દંડ. (પૃ ૨૦૩) આ પ્રસંગના વર્ણનના જિનમંડનના કુમારપાલ પ્રબંધ (સં ૧૪૯૨ ના) માં ત્રણ શ્લોક આપ્યા છે તે પરથી અર્થ સ્પષ્ટ થાય છે —

शाटीं शृंगा कोट्याख्या पट माणिक्य नामकम् ।
पापक्षयंकरं हारं मुक्ताशुक्तित (=सेडउ ?) विषापहाम् ॥
हैमान् द्वात्रिंशतं कुंभान् १४ मनुभारप्रमाणः ।
षण्मूटकां (=सेडउ ?) स्तु मुक्तानां स्वर्णकोटीश्चतुर्दश ॥
विंशं शत च पात्राणां चतुर्दन्त च दन्तिनम् ।
श्वेत सेडुकनामानं दत्वा नव्यं नवग्रहम् ॥

—આત્માનંદ સભા ભાવનગરનું સંસ્કરણ પત્ર ૩૯ પૃ ૨.

૧૦૩૬ મા મુળરાજ સોલંકીના હાથે કચ્છના રાજા લાખા ફૂલાણીનુ માર્યો જવુ સ. ૧૧૫૦ મા સિદ્ધરાજ જયસિંહનું ગાદી પર બેસવુ સ. ૧૧૫૦ થી ૧૧૯૯ સુધીમા કોઇપણ સમયે—સ. ૧૧૬૨ (?) મા આભીર રાણા નવઘનનુ મૃત્યુ સ ૧૧૯૯ સિદ્ધરાજ જયસિંહનુ મૃત્યુ ને કુમારપાલનો રાજ્યાભિષેક સ. ૧૨૩૦ મા કુમારપાલનુ મૃત્યુ સ ૧૧૫૦ થી ૧૨૩૦ ની વચ્ચમા—મોગે ભાગ સિદ્ધરાજના સમયમા હેમચંદ્રના વ્યાકરણની રચના. સ ૧૨૪૯ મા પૃથ્વીરાજનુ મૃત્યુ અને સ ૧૩૬૧ મા પ્રબધચિંતામણિની રચના

## પ્રકરણ ૬ હું.

### પ્રાચીન [૩૬] ગૂજરાતી સુભાષિતો.

૨૩૭ સ્વ૦ ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલ એમ. એ. નો આ નામનો લેખ ૧૯૧૪ ના મે માસના 'સાહિત્ય'મા પ્રકટ થયો છે, તે અત્ર આપવામા આવે છે.

૨૩૮ અંગ્રેજીમા સારા ચુટી કાઢેલા ગદ્ય તથા પદ્યોના સગ્રહો ઘણાક બહાર પડેલા છે સસ્કૃતમા પણ આપણા પ્રાચીન વિદ્વાનોએ સારા સારા શ્લોકોના સગ્રહ ગ્રથો રચેલા છે જેમા શાર્ઙ્ગધરની પદ્ધતિ, વલ્લ-

---

૩૬ જૂની ગૂજરાતી તથા મારવાડી ભાષાના પ્રથમ અભ્યાસી ઇટાલીના ડા એલ પી ટેસીટોરી જેમને બગાળાની એશીયાટીક સોસાઇટીએ પોતાના સગ્રહના મારવાડી તથા ગૂજરાતી પ્રાચીન ગ્રંથોનું સંશોધન કરવા બોલાવેલા હતા તેઓએ તેમના " Notes on the grammar of the Old Western Rajasthani with special reference to Apabhramsa and to Gujarati and Marwari " નામના Indian Antiquary Feb 1914 માના લેખમા આ ભાષાનું Old Western Rajasthani એવુ નામ આપેલુ છે.

૪ મન સ્થિરીકરણ સ્વાધ્યાયની સ. ૧૫૬૪ મા લખાયેલી ભવ્યાક્ષરની પ્રતિના અતે આપેલા સૂકતો.

૫ સૂક્તિઓના સગ્રહના પાચ પાના—આ પ્રતીકને તાડપત્રની પેઠે વચમા કાણુ પાડેલુ છે અને તે ૪૦૦ વર્ષ પહેલાનો લખાયેલો લાગે છે તેમાં સસ્કૃત, પ્રાકૃત અને બહુ જૂની ગૂજરાતી સૂક્તિઓ છે

૬ સુભાષિત પત્ર ૬—સસ્કૃત પ્રાકૃત તથા ગૂજરાતી સૂક્તિઓ આશરે ૧૫૦ આપેલી છે પ્રતીક ત્રણુસે વર્ષ જેટલો જૂનો લાગે છે.

૭ સુભાષિતના ૨–૮ પાના સંસ્કૃત, પ્રાકૃત અને ગૂજરાતી સૂક્તિઓ ઓછામા ઓછા બસે વર્ષ જેટલો જૂનો પ્રતીક લાગે છે.

૮ સુભાષિત પત્ર ૫—ઉપરના જેટલોજ જૂનો.

૯ સૂક્તાવલી—સસ્કૃત, પ્રાકૃત અને ગૂજરાતી સૂક્તિનો સગ્રહ પત્ર ૨–૯ સગ્રહ કર્તા અજ્ઞાત છે પ્રતીક લખ્યા સાલ સ. ૧૬૯૭.

૧૦ સુભાષિતોના પાના ૧૩ સસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી ૩૦૦ વર્ષથી પણુ વધારે જૂના લાગે છે.

૧૧ એકલા પ્રાચીન ગૂજરાતી સૂક્તોનું એક પત્ર તેમા ૧૦૫ સૂક્તો છે. આ પાનુ ઓછામા ઓછુ ૨૦૦ વર્ષ જેટલુ જૂનુ લાગે છે.

૧૨. છૂટક અસબદ્ધ પાના ૨૦૦ થી ૪૦૦ વર્ષ સૂધીના જૂના

૨૩૯ આ સર્વમાથી આપણુને આશરે બધા મળીને ૫૦૦ સૂકતો મળી આવશે. જૂદા જૂદા સગ્રહોમાથી એકજ સૂક્તના અથવા એકજ ભાવાર્થના સૂક્તોના જૂદા પાઠાતરો મળી આવશે

**ઉદાહરણતરીકે** ૧ દિઠ્ઠા જે નવિ આલવઇ પુછિઇ કુસલ ન વત્ત ।
તાહ તણુઇ કિમ જાઇછિ રે હીયડા નીસત્ત ॥
હસીય ન વયણે આલવઈ કુશલ ન પૂછઈ વત્ત ।
તહિ મદિરિ નવિ જાઇઇ રે જીવતા નીસત્ત ॥

ન. ૧૦ ૩૦૦ વર્ષની જૂની પ્રતિમાથી.
આની સાથે સગ્ખાવો ન. ૧ ના અબડ કથાનકમાનુ

નમી ન મારૂં બેસવું હસી ન મૂકઈ વચ ।
તેહ પરિ કિમ ન જાણીએ રે હયડી નીસત્ત ॥ કિમ=કેમ રીતે

૨ કે પઢીયા કે પંડીયા કે સુરત્મા સુગુધીર ।
નારી તે નચાવીયા જે હૂઈ બાવનવીર ॥ (ન ૧ માંથી)

આની સાથે અમરુ કથાનકમાંનું નીચેનું સરખાવો.

જે પઢિયાં જે પંડિયા જે બલ ઉપર ચઢ ।
તે મહિલાઇ ફેરીએ જીમ ફેરઇ ઘરટ ॥

૩ પાણી પણું વિછોહ કર ગોપણ ન હુતિ ।
નગ્ગુણ જાણ સદેસડઉ નિચ્ચય હુતિ નિ ભંતિ ॥

આની સાથે સરખાવો સૂક્તાવલિમાંનું

નિદ્દાહ ઉવએસડઇ સુણિઆ જતિ ન જંતિ ।
પાણી પણ વિછોહ કર ગોપણ ન હુંતિ ॥

૪ પાણહ વેલા આપણઇ ધમ્મહ મંદિર દેહ ।
આપણુ પોસઇ ચોરડી તઈ કિહ સિરી એહ ॥
જઈ ધમ્મખ્ખર સાંભળી અનુ નાસ્ચે નિર ન ભાઇ ।
વાત કરતા માણુસહ આમકિ રયણિ વિહાઇ ॥

સરખાવો સૂક્તાવલિમાંના ધર્મોપમના તથા પ્રમાદ
ત્યાગના પ્રથમ સૂક્તો.

૫ સાહસીઆં લચ્છી હવઇ નહુ કાયર પુરસાંહ ।
કન્નહ કુંડલ સાવનમય કજ્જલ પુણિ નયણાંહ ।
સીહ સુપખુ ન મઠ ખાહુ ગરાજ્જ નવિ રિદ્ધિ,
એકાકી સહસ ભિડઈ જિહિ સાહસ તિહિ સિદ્ધિ.
(ન ૧ માંથી)

સરખાવો અમરુ કથાનકમાંના પ્રથમ બે સૂક્તો. (કે જે નીચે આપ્યાં છે.)

આનાં ઉદાહરણો ઘણાંજ આપી શકાય પરંતુ વિસ્તારભયથી નહીં આપતાં તેવાં સૂક્તો સરખાવી જોવાનું વાચકને સોંપીએ છીએ.

## ૨૪૦. અંબડ કથાનકમાંથી ઉદાહરણો.

**સાહસ**
સાહામીઆ[1] લચ્છી[2] લઈઈ[3] નહુ કાયર[4]પુરિસાણુ ।
કાને કુંડલ રયણમઈ[5], કજ્જલ પુણ[6] નયણાણુ[7]
મીંઢ ન જોઈ ચંદબલ,[8] નવિ જોઈ ઘણુ ઋદ્ધિ ।
એકલડો બહુ આભિડઈ,[9] જો સાહસ તિહા સિદ્ધિ ॥

**દૈવ**
જન જાણુઈ મન આપણુઈ મન વંછિત પૂરે
દૈવ ભણેરે જીવડા, હું પુણ અવત કરેસુ ॥

**સ્ત્રી**
સ્ત્રી દીઠઈ મન મોહીએ, કિમ ન[10] વેધીઈ વિલાસ ।
વાગુરિ[11] હરિણુ ઝબકીઇ, કિમ ન પડઈ તે પાસ ॥
જે પઢિયા[12] જે પડિયા, જે જગ ઉપર વટ્ટ ।
તે મહિલાઈ ફેરીએ, જિમ ફેરવઇ ઘરટ્ટ[13] ॥

**બાલાની માતા તથા તરૂણીના નાથનું મૃત્યુ**
કૂઆ[14] કુંઠઉ મ પડઉ, મ પડઉ, બલીઆ[15] વાહ ।
મ મર બાલા માવડી, તરૂણીકેરા નાહ[16] ॥
કૂઆ કુઠઉ વલી હોઇ, સહીં હો સઇ બલીઆ વાહ ।
મ મર બાલા માવડી, તરૂણીકેરા નાહ ॥
ઉગી ઉગી બાપડી, મુહ ઢંકી મન રોઇ ।

**મૃત્યુ**
જુ[17] જમ લાગ્યઇ ફિરઇ તુ, ફિરલ ન મગ્ગઇ કોઇ ॥

**સત્કાર**
નમી ન મૂકઇ એમણુ, હસી ન પૂછઇ વત્ત[18] ।
તેહ ઘરિ કિમ ન જાઇએ, રે હઇડા નિસત્ત[19] ॥

**સ્નેહિવિયોગ**
સારસડા[20] મોતી ચિણઇ, ચિણઈ તુ મેલ્હઈ કાઇ ।

---

૧ સાહસિક. ૨ લક્ષ્મી ૩ પામે છે ૪ નહિ કાયર પુરૂષો. ૫ રત્નમય ૬ પુનઃ પણ ૮ ચંદ્રમાનું બલ જ્યોતિ શાસ્ત્રાનુસાર ૯ આભ સાથે ૧૦ વિલાસથી કેમ ન વેધાય ? ૧૧ મૃગબંધન ૧૨ ભણેલા ૧૩ કુવાનો ઘરઘટ. ૧૩ કુવાનો કાંઠો ૧૪ બલવાનનો ઘોડો ૧૫ નાથ ૧૬ જો યમ લાંચે ફેરવાય તો ૧૭ વાત ૧૮ છાનું બેસી રહે ૧૯ સારસ મોતીચણે તો શું ચણેલા મોતી મૂકી દે છે ? વાલ્હા માણસ જો મલે તો શા વાસ્તે જુદા થાય ?

ઘણુ ચિંતિઉ તઉ ઉદ્યમકરિ, ધર્મેણુ ધન હોઇ
ઘણુ ચિતતઉ ઝુ મરિ, દુન્નવિ[1] ઇક ન હોઈ
દીહા[2] જંતિ વલતિ નહિ, જીમ ગિરિનીઝરણાઈ
[3]લહૂઅલગિ જીવિ ધમ્મ કરિ, સૂઇ નચિંતઉં કાંઈ ॥
મોહઉ[3] ન મેલ્હિ ઘરતણુ, જઈ શિરિ પલીઆ કેસ ।
વલી વલી જિણુધમ્મહતણા, [4]કો દેશિ ઉવએસ ॥
નિજીવહ ઉવએસડા, સુહી[5]આ જતિ ન ભંતિ ।
પાણી ઘણું વિલોઈઇ, કર ચોપડા ન હતિ ॥
ભારે[6] કમ્મા જીવડા, જઈ બુઝુસિ તા બુઝ્ઝે ।
સર્વં કુટુબ ષાઇસિ માથિ પડસિ તુઝ્ઝે ॥
હાથ ઘસઈ ભુઈ[7] આહણઇ, [8]જીભિ તાલું દિન્ન ।
મરણહ વેલા સભરઇ, મિ નહુ કીધુ ધમ્મ ॥

પ્રમાદત્યાગ જઇ[9] ધમ્મખ્ખર સભલિ, નયણે નિદ ન માઇ ।
વત્ત કરતા હે સહી રયણિ ઝબક વિહાઇ ॥
કમ્મેણુય[10] ઘર વત્તસી, ધમ્મેણુ ય પરલોઅ ॥
જહિ સૂતા રવિ ઉગમઈ, તિહિ નર આઉ તઉઅ ।

વિધિ જવિહ[11]કરઇ સ હોઇ હોઈ, ન જં જીઅ ચીંતવઇ ॥

---

૧ બેમાથી એક ૨ દિવસ જાય છે પાછા વલતા નથી, પર્વતના ઝરણાની માફક ૩ લઘુ વયથી જીવ ધર્મ કર, નચિંતો કેમ રહે છે ? ૪ ઘરનો મોહ ન મેલ્યો જો શિર ઉપર વાળ ધોળા થયા તો પણ ૫ કોણ ઉપદેશ આપશે ? ૬ સુધા (ફોકટ) જાય છે પાણી ઘણું વલોવીએ પણ હાથ ચોપડા-ચિકાસવાળા થતા નથી ૭ ભારે કમ્મીં જીવ જો સમજે તો સમજ; સર્વ કુટુંબ ખાશે માથે પડશે તારે ૮ ભુમિ ૯ આઘાત કરે ૧૦ જો ધર્મના અક્ષર સાંભળુ તો નયનમા નિદ્રા માતી નથી, હે સખી વાત કરતા રાત ઝબકારાની પેઠે જતી રહે છે ૧૧ જે વિધિ કરે છે તે થાયછે નહિ કે જે જીવ ચીતવે છે તે ૧૨ ઘેર શૂરા અને મઠને વિષે પંડિત પુરૂષો પૃથ્વીમાં માતા નથી.

૨૪૨. સિદ્ધચક્રમહિમસૂક્તોમાંથી ઉદાહરણો.

દૈવ, કર્મ અને પુણ્ય — અરિ[1] મન આપઉં ખચિ કરિ ચિંતા જાલિ મ પાડિ
ફલ તિત્તઉં પણિ પામીઇ, જિત્તઉં લહિઉં નિલાડિ ॥
[2]અજ્જી ભવતર સચીઉ, પુન્ન સમગ્ગલ જાસ ।
તસુ બલ મઇ તસુ સિરીઅ, તસુ તિહૂઅણુ જણુદાસ ॥
કિહાં માલવ કિહા સખઉર કિહા બબ્બર કિહા નટ્ટ ।
સુરસુંદરિ નચ્ચાવીઈ, દૈવિહિ દલ વિમરટ્ટ ॥
ધણુ[3] જુવ્વણુ સુવિઅઠ્ઠ પુણુ, રોગરહી નિત્ય દેહ ।
મણુ વલ્લહ મેલાવડઇ, પુન્નિહિ લબ્ભઇ એહ ॥

૪

૨૪૩. મન સ્થિરીકરણ સ્વાધ્યાયના પ્રતીકના પ્રાંતેથી.

ઇંદ્રિયસંયમ — ઇંદિ [4] પંચ નવ સિક્ખીઆ, લોભિ નિ દીધી અગ્ગિ ।
મન માકડ નવ મારીઉ, કિમ જાઇ જઈ સગ્ગિ ॥
પ્રમાદત્યાગ — દીહા [5]જતિ વલતિ નહૂ, જિમ ગિરિની ઝરણાઇ ।
લહૂઅલગઇ જીવ ધમ્મ કરઇ, સૂઈ નચિંતઉ કાંઈ ॥

આ પ્રમાણે દલાલનો લેખ પુરો થાય છે.

૨૪૪ ઉપસર્ગહરસ્તોત્રનો પ્રભાવ બતાવનારી પ્રિયંકર નૃપની કથા વિશાલરાજ સૂરિ શિષ્ય સુધાભૂષણના શિષ્ય જિનસૂરે કરી છે તેમાં દેશી દુહા વગેરે ઉલ્લેખ કરી ટાંક્યા છે તે—

" તાઈ તેલી તેરમો તબોલી તલાર
પંચ તકારા પરિહરો પછે કરો વિવહાર
તાઇ=વસ્ત્રતાનક, શાળવી, તેરમો–મોચી, તલાર=તલારક્ષ.

---

૧ હે મન ચિંતા જાલમાં મ પડ જેટલું લલાટમાં લખ્યુ છે તેટલું ફલ પામીશ ૨ જેને ભવાંતર સંચિત પુણ્ય સમૂહ છે તેને બલ મતિ લક્ષ્મી મળે છે અને તેનું ત્રણ ભુવન દાસ થાય છે ૩ ધન યૌવન સુવિદગ્ધ પુન્ય, રોગ રહિત દેહ મન વર્ણનો મેલાવડો એ સર્વ પુણ્યે મળે છે, પાંચ ૪ ઇંદ્રીઓ રોકીનથી અને લોભને અગ્નિ દીધી નથી અને મનરૂપી માંકડ માર્યું નથી તો સ્વર્ગે કેમ જઇશ? ૫ સૂક્તાવલિમાંના તેજ સૂક્ત સાથે સરખાવો.

યતઃ રીહા જંતિ વલતિ નહુ જિમ ગિરિ નિજ ઝરણાંઈ
લહુઅ લગે જીવ ધમ્મ કરિ, સુખ નિચિંતો કાંઇ ?? ૧૦૦

યત અવરં સવ્વ દુહ જણાણુ કાલતરેણુ વીસરઈ,
વલ્લહ વિઓગ દુકખ મરણેણુ વિણા ન વીસરઇ ૧૦૫

યત કે કપડપગિ લહ લહે કે કંચન નીરાંશિ,
રાયમાન કેતા લહે કે ન લહે સામાસિ ૧૧૮

યત વિરલા જાણુતિ ગુણા વિરલા પાલન્તિ નિદ્ધણે નેહ
વિરલા પરકજ્જકરા પરદુકખે દુકિખયા વિરલા ૧૪૨

યત હાથી હાલે હેક, લખ કૂતર ગલીએ લવે,
વડપણુ તણે વિવેક, કદિ ન ખીજે કિસનીયા ! ૧૭૦

યત બજ્ઝઇ વારિ સમુદ્દહ, બજ્ઝઇ પજરિ સીંહ,
જઈ બદ્ધા કુણે કહિઉ, દુજ્જણુ કેરી જીહ ૧૯૨

"આગલિ જાત કોટ જેહિ ન નામી દેવગુરૂ,
માથે વહેસે મોટ ભોજનનો સાસો પડે ૧૯૮

" વાવાણા જણુ બુલણા નાહ ન કીજે રોસ,
નીકે કાપડ ખાયણુ ચાગે ભા માણુસ રોસ. ૨૦૦

" વાર વહતા યામ તુ લે તુ પર ધનઢોર,
એ તિન્નિ વિમાસણુ કરે, વેસા ચારણુ ચોર ૨૦૨

" મુહતા વિણુ રાજ જ કિસ્યુ, રખવાલ વિણુ પોલિ,
પતિ પાખે નારી કિસી, પહિરણુ વિણુ કિસી મોલી ૨૧૭

મોલિ=મોળીયુ.

" જીભે સાચુ બોલિજે રાગ રોસ કરિ દૂરિ,
ઉત્તમસું સગતિ કરિ લાભે જિમ સુખ ભૂરિ ૨૫૫

જિણુવર દેવ આરાહિઅ, નમીય સહગુરૂ ભત્તિ,
સુધો ધમ્મજ સેવિઇ રહીઈ નિર્મલ ચિત્ત ૨૫૬

પુત્ર મિત્ર હુઇ અનેરા ન રહઈં નારિ અનેરી
મોહઈં મોહા મૂઢા જંપઇ મહીયા મેરી. ૧૦૩
અતિહિ ગહના અતિ અપારા સંસાર સાયર ખારા
બૂઝઇ બૂઝઈ ગોરખ બોલઇ સારા ધર્મ્મ વિચારા. ૧૦૪
ક્વણહ કેરા તુરગમ હાથી ક્વણહ કેરી નારી
નરગિ જાતા કોઇ ન રાખઇ જોઓ હીઇ વિચારી ૧૦૫

---

ધર્મ્મ વિહૂણુ ન સુખ વિઆણિઇ, પરઘરિ પાણી ઇંધણુ આણુઇ
ખડઈ દલઇ કરઈ કરિ લોડણુ, તહવિ ન પાવઈ કિંચિવિ
ભોઅણુ. ૧૧૧

---

દમા (દામ=પૈસો) એવ સુલખણા મણુવછિઅ પૂરતિ
અછઈ પછીઆ પડીઆ કચપચ કરી મરતિ. ૧૧૪

---

નેહો કહવિ ન કીજ્જઇ અહ કીજ્જઈ રત્ન કબલ સારિખો
અણુવરઈ ધોવમાણો સહાવ રગ ન છડેઈ. ૧૨૬
નેહ માહિ ખડુક્કુ મુઝ મનિ ખરૂ સુહાઇં
મિરીચ મુક્કા બાહિરી ખડન ખાણી જાઇ ૧૨૭

---

દવ દદ્ધા ખડ પલ વઈ, જિમ વુઠેણુ ઘણેણુ
વિરહ પલત્તહ માણુસહ, તિમ દિઠેણુ પિએણુ, ૧૪૯

---

બહુત ખરા ન બોલીઇ તાલૂ સૂકઈ જેણિ
એક જ અક્ષર બોલીઇ, બાધ્યુ છૂટઇ જેણિ. ૧૫૫

---

બેડિમ ખૂટા ટાલિ ખૂટા વિણુ ખીખઈ નહી
દૈવતણુઈ કપાલિ સાહસ કેરૂ હલ વહઇ. ૧૭૩

સજ્જન ચિત્તિ ન ઊતરઇ ગયા ચ સુક્ક ઉલાઇ,
મલ નવિ ચુહુટઇ, કચણુહ જઇં વરસાસઉ જાઇ. ૨૧૯

નેહ વિણ્ટ્ઠ્ઇ ગયગમણિ, કિસિ જિ તાણો તાણિ
ભાગુ મોતી જો જડઇ તો મન આવઇ ઠાણિ ૨૫૦

માણુસ માહિ માઠા બલ્યા સાચા નેહ સુજાણુ
જઉ કીજઇ જલ જૂજૂઆ તઉ તતક્ષણુ છડઇ પ્રાણુ. ૨૫૨

વાઈ હાલઈ પાન તરૂઅર પુણુ હાલઇ નહી
ગિરૂઆ એહ પ્રમાણુ એક બોલઇ બીજા સહઇ ૨૫૯

નહી ન ભણીઇ લોઈ દીજઇ થોડા થોડિલુ
ટીપઈ ટીપઈ જોઇ સરોવર ભરીઓ સમુદ્ર જમ. ૨૭૧

વિરલા જાણુતિ ગુણા, વિરલા પાલતિ નિધ્ધણા નેહા
વિરલા પરકજ્જકરા પરદુખે દુખીઆ વિરલા. ૨૮૪

ગ્રહ અબલા વિહિ વકડી દુજ્જણુ પૂરઉ આસ,
આવિ દુહેલા ખધિ ચડિ જિમ સઉ તિમ પચાસ. ૨૯૯

૨૪૬ આવા સુભાષિતો, જે અનેક સુકતમાલાઓ યા સુક્તાવલીઓ જૈન સગ્રહકારોએ એકત્રિત કરી છે તેમાના તેમજ ગ્રથકારોએ પોતાના ગ્રથોમા ઉલ્લેખેલા છે તે સર્વ એકઠા કરતા પુષ્કળ મળી આવે તેમ છે વિસ્તારભયથી અત્ર તે ન ટાકતા અહીં માત્ર વાનગી રૂપેજ ઉપર મુજબ થોડા ટાકવામા આવ્યા છે

છે. ઉદાહરણ તરીકે—જેમકે 'ગો' એ શબ્દના અપભ્રંશો ગાવી, ગોણી, ગોતા, ગોપોતાલિકા વગેરે છે.. અહીં અપભ્રશનો અર્થ એટલો જ થઇ શકે કે મૂળમા ફેરફાર–વિકૃતિ–ભ્રષ્ટતા. આ ભરતના શબ્દ નામે 'વિભ્રશ' યા 'વિભ્રષ્ટ' સાથે બરાબર સામ્ય ધરાવે છે બંનેનો અર્થ ભાષાનું અમુક ખાસ રૂપ એટલોજ છે. તેથી કઇ વધુ અર્થ નથી 'અપભ્રશ' એ શબ્દને આભીરો સાથે હજુ સુધી લેવા દેવા નથી. તેમજ ત્યાર પછી જે તેનો લાક્ષણિક–વિશિષ્ટ અર્થ થયો તે અર્થમા–એટલેકે લોકોની બોલી કે ભિન્ન ભિન્ન પ્રાકૃતોની પેઠે સાહિત્યનુ વાહન–એ અર્થમા અત્યાર સુધી વપરાયો નથી.

૨૪૯. (૨) **ભરત**—સસ્કૃત નાટયશાસ્ત્રપર પ્રાચીનતમ ગ્રથકાર છે. સંભવિત રીતે ઇ. સ. બીજી કે ત્રીજી સદીમા તે થયો હોવો ઘટે. તેના નાટયશાસ્ત્રમા તે પ્રાકૃતો સબંધી વિવરણ નાટકમા કેટલાક પાત્રોના વિચારોના વાહન તરીકે ૧૭ મા પ્રકરણમા કરે છે અને ૩૨ મા પ્રકરણના ૪૭ થી ૨૪૨ શ્લોકોમા છંદોના નામો અને લક્ષણો ઉદાહરણો સહિત આપે છે કે જે લગભગ સમસ્તપણે પ્રાકૃતોમાં છે ૧૭ મા પ્રકરણના ૫ માથી ૨૩ મા શ્લોક સુધીનો ભાગ પ્રાકૃતના ઉચ્ચારશાસ્ત્ર સબધે છે.

ભામહ અને દડીથી ને ત્યાર પછીના અપભ્રંશ જેને કહેવાલાગ્યા તેનો મૂળ ઉલ્લેખ દોઢ શ્લોકમા છે[૩૮] —

૨૫૦ 'નાટયયોગમા તે ટુકામા ત્રણ પ્રકારે જાણવુ —૧ સમાન (સસ્કૃતમા જેમ છે તેમ) શબ્દોથી, ૨ જે વિકૃતિ પામ્યા છે એવા વિભ્રષ્ટ શબ્દોથી અને ૩ દેશી શબ્દોથી"

૨૫૧. આ પછી અપભ્રષ્ટતાના નિયમો કે જે પ્રાકૃતોમા લાગુ પડે છે અને સામાન્ય રીતે વૈયાકરણોએ આપેલા છે તેને મળતા આવે

---

૩૮ त्रिविधं तच्च विज्ञेयं नाट्ययोगे समासतः ।
समानशब्दैर्विभ्रष्टं देशीमतमथापि वा ॥ १७-३
गच्छन्ति पदन्यस्तास्ते विभ्रमा(ष्टा) इति ज्ञेया ॥ १७-४

છે તે આપ્યા છે. દેશી એ શબ્દથી ભરત જે અર્થ કરે છે તે ૨૪ થી શ્લોકો આપેલ છે તે પરથી સ્પષ્ટ થાય છે[39] —

૨૫૨ આ રીતે પ્રાકૃત અને સંસ્કૃત જણાવ્યું હવે પછી આગળ હું દેશ ભાષાના ભેદ કહીશ. —આ પરથી સ્પષ્ટ છે કે દેશ ભાષા સંસ્કૃત અને પ્રાકૃત બંનેથી જુદી પાઠ્યમાં આવી છે અને તે ભાષા એ / હોઇ શકે કે જે જુદા જુદા દેશની ભાષા હોય. અને તેથીજ તેનું નામ દેશી આપ્યું હવે તે ભેદ ખાસ કરીને એ રીતે જણાવ્યા છે[40] —

૨૫૩.— અથવા પ્રયોગકારોએ (નાટકમાં) પોતાના છંદ—મરજી પ્રમાણે દેશભાષાનો પ્રયોગ કરવો, કારણ કે નાટકમાં જુદા જુદા દેશમાંથી ઉત્પન્ન થયેલ કાવ્ય હોય છે

૨૫૪ ત્યાર પછી તે સાત 'ભાષાઓ' જણાવે છે[41] —

—માગધી (મગધની) આવન્તિની પ્રાચ્ય (પૂર્વની), શૌરસેની અર્ધ માગધી, બાલ્હિકા અને દાક્ષિણાત્યી. અને પછી દેશીક વિભાષા—બોલીઓ જણાવે છે[42]

૨૫૫ (પૃથ્વીધર મૃચ્છકટિક પર લખતાં શકાર અને શબર ને લઇને ચાર અને શબર પણ જણાવે છે. શબર એ દુર્બોધ શબ્દને તેથી ઉવેખવા જોઇએ તેમ હોઇ શકે. માગધીમાં શકારીનો અન્તર્ભાવ

---

३९ एवमेतत्तु विज्ञेयं प्राकृतं संस्कृतं तथा
अत ऊर्ध्वं प्रवक्ष्यामि देशभाषा प्रकल्पनम् ॥ १७-२४

४० अथवा छन्दतः कार्या देशभाषा प्रयोक्तृभिः ॥ १७-४६
नानादेशसमुत्थं हि काव्यं भवति नाटके ॥ १७-४७

४१ मागध्यवन्तिजा प्राच्या शूरसेन्यर्धमागधी ।
बाल्हीका दाक्षिणात्या च सप्तभाषा प्रकीर्तिता ॥ १७-४८

४२ शबराभीर चण्डाल सचर द्रविडोद्रजाः ।
हीना वनेचराणां च विभाषा नाटके स्मृता ॥ १७-४९

થવા ઉપરાંત શકારીને જે બોલીઓ શબર, 'આભીર વગેરે જાતો સાથે થોડે ભાગે સબધ ધરાવે છે તેમજ થોડે ભાગે દ્રવિડ, ઓડ્ર જેવા દેશો સાથે પણ થોડે ભાગે સંબધ રાખે છે એવી બોલીઓ સાથે મૂકતા વિલક્ષણ જેવુ લાગે છે શકારી એ નામ તેના ઉચ્ચારની વિશેષતાને અગે એક બોલીને આપેલું છે અને તે મૃચ્છકટિક પછી સભવિત રીતે અપાયેલું છે )

—શબરની, આભીરોની, ચાડાલોની, ચરોની સાથેના દ્રવિડોની, અને ઓડ્રોની અને વનચર-જગલીઓની ઉતરતી-વિભાષાઓ નાટકમા ગણાયેલી છે.

૨૫૬ એ ખરૂ છે કે અહીં અપભ્રશનો એ ખાસ નામથી સ્પષ્ટ નિર્દેશ કરવામાં આવ્યો નથી પણ તેનુ કારણ દેખીતુ છે કે તે સમયની સાહિત્યની ભાષાઓ એટલે 'ભાષાઓ'ને પોતાના ખાસ નામો હતા. પણ 'વિભાષાઓ'ને ખાસ નામ નહિ હતા, તે છતા તેઓને જુદી જુદી જાતોથી બોલાયેલી ભાષાઓ તરીકે માન્ય કરવામા આવી છે૪૩ —

૨૫૭—'શબર ભાષા કોયલા કરનારા, શીકારીઓ, અને લાકડા અને યત્ર પર આજીવિકા કરનારાના મુખમા યોજવી અને કિંચિત્ જગલીની પણ ખરી. આભીરી કે શાબરી ઘોષસ્થાન નિવાસીઓ-જેવા કે ગોવાળો-અશ્વ, અજ પાળનારા, ઉંટાદિ રાખનારા માટે વાપરવી જોઇએ.

૨૫૮. આ રીતે ગોવાળો વગેરેની જગલી જાતની બોલી- માટે આભીરોની જાતિનુ નામ પ્રાપ્ત થયુ છે. હવે આપણે હવે પછી જોઇશુ કે તેણે પોતાને માટે ખાસ જુદુ નામ મેળવ્યુ હતુ અને વળી સાહિત્યવિષયક પ્રાકૃતોમા પણ પોતાનુ સ્થાન પ્રાપ્ત કર્યું હતુ

---

૪૩ अगारकारव्याधानां काष्ठयन्त्रोपजीविनाम् ।
योज्या शबरभाषा तु किञ्चिद् वनौकसी तथा ॥१७-५४
गवाश्वाजाविकोष्ट्रादि घोषस्थाननिवासिनाम् ।
आभीरोक्तिः शाबरी वा द्राविडी द्रविडादिषु ॥ १७-५५

૨૫૯ ભારતના ભાગમાં સમન્વિત રીતે અપભ્રંશ બોલી હતી-(પ્રાય: હતુ તે બોલાતી હતી વર્ધમાન થતી જતી હોય એવી સ્થિતિમાં હતી)—એ વાત જ્યારે આપણે જૂદા જૂદા પ્રતિની ભાષા સંબંધીની વિશાળ વિશેષતાઓ નાટ્યશાસ્ત્રને જણાવવા માટે ભરતે જે શ્લોક છે તે વિચારીએ ત્યારે સ્પષ્ટ માલૂમ પડી આવે છે૪૪:—

૨૬૦—જે જ્ઞાતા છે તેણે ગંગા અને સાગર વચ્ચેના દેશમાં ભાષામાં 'એ' કાર જેમાં બહુ આવે તેવી ભાષા પ્રયોજવી- વિંધ્ય અને સાગર વચ્ચેના પ્રદેશમાં 'ન'કાર જેમાં બહુ આવે એવી ભાષા પ્રયોજવી, સુરાષ્ટ્ર અને અવન્તિ તથા વેત્રવતી નદીની ઉત્તરના દેશોમાં 'ચ'કાર-વાળી હિમાલયની સીમામાં આવેલા અને સિંધુ તથા સૌવીર દેશમાં 'ઉ'કાર બહુ આવે તેવી, અને ચર્મણ્વતી નદીની પેલી પાર અને અર્બુદ (પર્વત) આસપાસના દેશોમાં 'ત'કાર જેમાં બહુ આવે એવી ભાષા પ્રયોજવી.

૨૬૧. આમાં 'ઉ'કાર જે ભાષામાં બહુ આવે તે ભાષા સ્પષ્ટ રીતે પ્રયોજવી એ સૂત્ર છે તેનો 'ઉ'કાર બહુ આવે એવી ભાષા તેજ અપભ્રંશ છે કે જેનું ખાસ લક્ષણ તે છે પણ તે ભાષાનું તે અપભ્રંશ નામ નથી આપ્યું કારણ કે તે નામ તે વખતે પડ્યું નહિ હોય. વળી લખનાર

૪૪ गंगासागर मध्ये तु ये देशाः संप्रकीर्तिताः
एकार बहुलां तेषु भाषां तज्ज्ञः प्रयोजयेत् ॥ ५८ ॥
विन्ध्यसागर मध्ये तु ये देशाः श्रुतिमागताः ।
नकारबहुलां तेषु भाषां तज्ज्ञः प्रयोजयेत् ॥ ५९ ॥
सुराष्ट्रावन्तिदेशेषु वेत्रवत्युत्तरेषु च ।
ये देशास्तेषु कुर्वीत चकार बहुलामिह ॥ ६० ॥
हिमवत् सिन्धु सौवीरान्ये च देशाः समाश्रिताः ।
उकार बहुलां तज्ज्ञस्तेषु भाषां प्रयोजयेत् ॥ ६१ ॥
चर्मण्वती नदीपारे ये चार्बुद समाश्रिताः ।
तकार बहुलां नित्यं तेषु भाषां प्रयोजयेत् ॥ ६२ ॥

ઓએ ને વૈયાકરણોએ જેને અપભ્રશ નામ આપ્યુ છે ને તેને લાગુ પડે છે. હવે તે જે દેશોમા 'ઉ'કાર વાળી ભાષા હતી તે દેશો નોંધવા જેવા છે. હિમાલય પાસેના એટલે ઉત્તર પંજાબ, સિધુ અને સૌવીર. આ સબધમા હવે પછી કહીશુ, પણ તે દેશો એવા તો જરૂર છે કે જ્યા ગાયો, ઘોડાને ઉંટ ચારવાનું બહુ થતુ અને તે ચારનારી જાતિ ત્યા બહુ વસતી ગમે તેમ પણ એટલુ તો ખરૂ કે ઉટને ચારનારા-રાખનારાને સિધુના તીર પર આવેલા રેતાળ પ્રદેશો સિવાયના અન્ય દેશો વધારે સાનુકૂળ ન હોઇ શકે.

૨૬૨ ભરતને અપભ્રશનો પરિચય અમુક સ્વરૂપમા હતો એમ તેણે ૩૨ મા અધ્યાયમાં છંદોની વ્યાખ્યા આપતા આપેલા ઉદાહરણો પરથી જણાય છે તેનું નાટયશાસ્ત્ર પ્રાકૃત ભાગો માટે બરાબર શુદ્ધ સશોધિત થઇ પ્રકટ થયુ હત તો વધારે સારૂ હતું.

(૧) મોકલ્લઉ નચન્તઉ, મ(ન) હાગમે સભત્ત(ન્ત)ઉ. ૬૬

(૨) મેહ ઉદ્વત્તું નઇ(ણુ)જોણ્હઉં, ણિચ્ચ ણિપ્પહે એસ ચદઉ ૭૪

આ એમ જોઇએ કે-મેહઉ હત્તું (?) ણેઈ જોણ્હઉ, ણિચ્ચ ણિપ્પહેએહુ ચદઉ

(૩) એસા હસવધૂ (હૂ) હિ (ઇ)ચ્છા કાણુણુઉ,
ગતુ જુ(ઉ)સ્સુઇયા, કત સગઇયા, ૯૫

(૪) પિયવાઇ વાયતું (ઉ), સુવસતકાલ (ઉ),
પિયકામુકો (કઉ) પિય મદણુ જણુતઉ. ૧૦૮

(૫) વાયદિ વાદો એહ પવાહી રૂસિદ ઇવ ૧૬૯

૨૬૩. આ પરથી જણાશે કે (૧) આખુ અપભ્રશ છે કારણુ કે (ક) તેમા ત્રણુ સ્થળે પ્રથમા એકવચનનો ઉકાર છે, અને (ખ) અન્ય પ્રાકૃતોની જેમ સામાન્યપણે અપભ્રશમા છે તેમ ભ બદલે હ વપરાયો વપરાયો છે. (૨) તે કઇક વિલક્ષણુ છે છતા તેને સુધાર્યા વગર તેમા 'ઉકાર જોઇ શકાય છે, અને ખાસ લક્ષ ખેંચે તેવુ એ છે કે 'જોણ્હઉ'

પ્રસ્તાવના પૃ. ૫૫ ૫૨) એટલે 'તેનું મન સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ-એ ત્રણે ભાષામાં છંદોબદ્ધ પ્રબંધની રચના કરવામાં અતિ નિપુણ હતું'. આ ધરસેનનો પિતા ગુહસેન હતો તેના ઇ. સ. ૫૫૯ અને ૫૬૯ ની વચમાંના શિલાલેખો મળી આવે છે. (મુંબઇ ગેઝેટીયર વૉ. ૧ ભાગ ૧ પૃ. ૯૦) આ પરથી જણાય છે કે ઇ. સ. છઠ્ઠા સૈકામાં અપભ્રંશમાં કાવ્યો રચાતા હતા. જો કે હજુ તે સમયનું એક પણ ઉપલબ્ધ થયેલ નથી.

૨૬૬ (૪) ભામહ—સંભવિત રીતે ઇ. સ. છઠ્ઠા સૈકાની અંતે થયેલ છે તે અપભ્રંશના સંબંધી જાણે છે અને તે અપભ્રંશનો સાહિત્યમય કાવ્યના ભાગ પાડતાં ઉલ્લેખ કરે છે[૪૫]—

૨૬૭—'કાવ્ય એ શબ્દ અને અર્થ સહિત છે. તે કાવ્ય પદ્ય અને ગદ્ય એમ બે પ્રકારનું છે વળી તે સંસ્કૃત, પ્રાકૃત અને તે ઉપરાંત અપભ્રંશ એમ ત્રણ પ્રકારનું છે.

૨૬૮. આ જાતનો ભામહનો ઉલ્લેખ ઘણો ઉપયોગી છે, કારણ કે એ સિદ્ધ કરે છે કે ઇ. સ. ૬ ઠી સદીના અંતમાં અપભ્રંશનું અસ્તિત્વ હતું, પરંતુ તે ભાષા કોણ બોલતું હતું યા કોણે બોલવી જોઇએ એ સંબંધી તે કંઇ કહેતો નથી. દંડીની પેઠે તેણે તેમ કર્યું હત તો વિશેષ સારૂં થાત.

૨૬૯. (૫) દંડી—તેણે કાવ્યાદર્શ (પ્રકાશિત, બિબ્લિઓથેકા ઇંડિકા સન ૧૮૬૩) એ નામનો ગ્રંથ રચ્યો છે-તેમાં જે સાહિત્ય પોતાના સમયમાં ભણેલાઓમાં પ્રચલિત હતું તેના ચાર ભાગ જણાવે છે, ભામહ ત્રણ પાડે છે ત્યારે દંડી ચાર પાડી આગળ વધ્યો છે.[૪૬]

---

૪૫ शब्दार्थौ सहितौ काव्य गद्यं पद्यं च तद्द्विधा ।
संस्कृतं प्राकृतं चान्यदपभ्रंश इति त्रिधा ॥ १-३६ ॥

૪૬ तदेव वांग्मयं भूय संस्कृतं प्राकृतं तथा ।
अपभ्रंशश्च मिश्रं चेत्याहु रार्याश्चतुर्विधम ॥ १, ३२

૨૭ *આર્યો (વિદ્વાનો) કહે છે કે આ સાહિત્ય વળી ચાર પ્રકારનું છે નામે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને મિશ્ર. મહર્ષિઓએ સંસ્કૃતની વ્યાખ્યા દૈવી વાક્-ભાષા તરીકે કરી છે. પ્રાકૃતમાં અનેક ક્રમો છે જેવા કે તે (સંસ્કૃત)માંથી ઉદ્ભવ પામેલ—તદ્ભવ, તેના જેવા તત્સમ અને દેશી (એટલે ગ્રામ્ય ભાષાને લગતા). આભીર વગેરેની ભાષા કાવ્યોમાં અપભ્રંશ તરીકે ગણાઈ છે. શાસ્ત્રમાં (તે છતાં) સંસ્કૃત કરતાં જે બીજી એટલે સંસ્કૃત સિવાયની બધી તે અપભ્રંશ એમ જણાવ્યું છે. સંસ્કૃત કાવ્ય સર્ગો (પ્રકરણો) વગેરેમાં, પ્રાકૃત કાવ્ય સંધિક (ટીકાકાર સંધિને એક પ્રકારનો છંદ જણાવે છે) આદિમાં અને અપભ્રંશ કાવ્ય તે આસાર આદિમાં અને મિશ્ર (સાહિત્યનો ચોથો પ્રકાર) કાવ્ય તે નાટક આદિમાં બદ્ધ થયેલ હોય છે—કથા (મિશ્ર સાહિત્યની એક જાતિ) સર્વ ભાષામાં અને વળી સંસ્કૃતમાં રચાયેલી હોય છે. આશ્ચર્યકારક અર્થવાળી બૃહત્કથા ભૂતભાષામાં છે.

૨૭૧ આ પરથી એ સ્પષ્ટ છે કે અમુક ભાષાઓ સંબંધી દંડી બોલતાં સાહિત્યના દૃષ્ટિબિંદુથી કહે છે નહિ કે ભાષાની દૃષ્ટિએ છતાં આટલું તો પ્રકટ છે કે તે સમયે જે આભીર આદિ જાતિઓ બોલતી હતી તે ભાષાવિશેષનું નામ અપભ્રંશ હતું અને અપભ્રંશનો પ્રયોગ ત સમયે સાહિત્યમાં થતો હતો. આ પ્રયોગ જેમ ભરતના સમયમાં સંસ્કૃત નાટકોમાં અમુક ઉતરતાં પાત્રો પ્રયોગ કરે તેવો પ્રયોગ નહોતો. જો તેમ હત તો દંડી સાહિત્ય-વાઙ્મયના પ્રકાર પાડતાં તેના એક પ્રકાર તરીકે અપભ્રંશ નામનો પ્રકાર જણાવત નહિ. તે સ્પષ્ટ કહે

---

*संस्कृतं नाम दैवी वागन्वाख्याता महर्षिभिः ।
तद्भवस्तत्समो देशी त्यनेकः प्राकृतक्रमः ॥ १, ३३
आभीरादिगिरः काव्येष्वपभ्रंश इति स्मृता ।
शास्त्रे तु संस्कृता दन्यदपभ्रंश तयोदितम् ॥ १, ३६
संस्कृतं सर्गबन्धादि, प्राकृतं संधिकादिकं ।
आसारादीन्यपभ्रंशो नाटकादि तु मिश्रकम् ॥ १, ३७

છે કે અપભ્રંશ કાવ્યમા આસાર આદિ કેટલાક છંદો વપરાતા હતા. નાટકોમા અપભ્રંશ ઘણુજ અલ્પ પ્રમાણમા અને અહીં તહીં ક્યાક ગદ્ય તરીકે વપરાતું અને તેમા પણ નિયમ તરીકે સર્વ નાટકોમા તેનો ઉપયોગ થતોજ એવુ નથી. 'આભીરાદિગિર.' એ આખી પંક્તિ માત્ર અપભ્રંશનુ સર્વ સાધારણ સ્વરૂપ સૂચવે છે એટલે કે કાવ્યમા આભીર જેવા ઉતરતા લોકોના મુખમા જે મૂકવામા આવે છે તે અપભ્રંશ છે, પણ એ પરથી એક લોકજાતિનીજ એ ભાષા હતી એમ કલ્પવુ અનુચિત છે 'આભીરાદિ' એમા 'આદિ' શબ્દજ બતાવી આપે છે કે તે માત્ર આભીર જાતિનીજ ભાષા હતી એમ નથી ઈ સ પૂર્વે થોડા શતકોમા આભિર જાતિ જ્યાથી આવી ત્યાથી તે જાતિ તે ભાષા પોતાની સાથે લાવી નહોતી વસ્તુત સત્ય વાત એ છે કે જ્યા જ્યા તે લોકો અને તેમની સાથે બીજા ગયા ત્યા ત્યા તે તે પ્રદેશની પ્રચલિત પ્રાકૃત ભાષા તેઓ ગ્રહણ કરતા ગયા, અને સ્વાભાવિક રીતે તેથી ઉત્તરોત્તર ઘણે અંશે ભાષાનુ સ્વરૂપ તેમનાથી બદલાતુ ગયુ આ બદલો–પરિવર્તન–અપભ્રષ્ટતાજ ભરતે વાપરેલ 'અપભ્રંશ', 'અપભ્રષ્ટ' અને વળી 'વિભ્રષ્ટ' શબ્દો બતાવી આપે છે (૨) આ સાહિત્યની અપભ્રંશ ભાષાની પાછળ ભાષા હતી કે જે નાના સાહિત્યરસિક સમૂહોનો કે ફિલસુફો, વૈયાકરણો, ખગોળશાસ્ત્રીઓ, ગણિતશાસ્ત્રીઓ, કવિઓ અને અધ્યાપકો આદિ પંડિતોની ભાષા–ટુકામા થોડા વિદ્વાનોની ભાષા નહોતી, પણ ઉતરતા, કનિષ્ઠ વર્ણના, સામાન્યમા સામાન્ય લોકો જેવા કે આભીરો, શબર, ચંડાલો વગેરેની ભાષા હતી આ પરથી જણાય છે કે આ લોકો જે પ્રદેશમા વસતા ગયા તે પ્રદેશ વખતો વખત યા એકી વખતે જેમ જેમ બદલાતો ગયો તેમ તેમ અપભ્રંશમા પણ ફેરફાર પડતો ગયો અને તેથી પાછળના પ્રાકૃત વૈયાકરણોએ અપભ્રંશની જુદી જુદી જાતિઓ બતાવી છે તે બનતી ગઇ

૨૭૨ દંડીનો સમય વિવાદગ્રસ્ત છે પણ તેને ૮ મી શતાબ્દીમાં મૂકી શકાય ( જુઓ ના૦ પ્ર૦ પત્રિકા ભાગ ૫ અંક ૨ ). આ રીતે

જે અમુક લોકજાતિઓની બોલાતી ભાષા ગણાતી અને તેને 'આભીરી ભાષાનું નામ અપાતું તે ભરત અને ભામહ-દંડી વચ્ચેના ચાર પાંચ સૈકાઓમાં વિકસિત થઈ અપભ્રંશ ભાષામાં પરિણમી. આ કાલ, દેશના મોટા ભાગપર આભીરોની સર્વોપરી સત્તા વાળો પણ હતો. એ સ્વાભાવિકપણે ધારી શકાય કે ઈ. સ. ત્રીજા સૈકા અને છઠ્ઠા સૈકાની દરમ્યાન અપભ્રંશ એ નામ, જે બોલાતી ભાષાઓ હિંદુઓમાં આભીર જાતિ ભળી જવાથી પ્રાદેશિક પ્રાકૃતોમાંથી વિકાસ પામી, તેને અપાયું હોવું જોઈએ.

૨૭૩ (૫) રુદ્રટ—ઈ. સ. નવમા સૈકામાં થયો. તે પોતાના કાવ્યાલંકાર ( કાવ્યમાલા નં. ૨ ) માં અપભ્રંશ સંબંધી ઉલ્લેખ કરે છે 'કાવ્ય'ના ગદ્ય અને પદ્ય એમ ભાગ પાડી તેના વળી છ ભાગ ભાષાના ધોરણપર પાડે છે તે કહે છે કે

भाषाभेद निमित्तः षोढा भेदोऽस्य संभवति ॥ २, ११
प्राकृत संस्कृतमागध पिशाच भाषाश्च शौरसेनी च ।
षष्ठोऽत्र भूरिभेदो देशविशेषादपभ्रंशः ॥ २, १२

તેના ભેદ ભાષાભેદ નિમિત્તથી છ પ્રકારના સંભવે છે—પ્રાકૃત સંસ્કૃત, માગધી, પૈશાચિ અને શૌરસેની અને છઠ્ઠો અપભ્રંશ તે દેશ વિશેષે ઘણા ભેદવાળો છે.

૨૭૪ અહીં પણ અપભ્રંશને વધુ જૂની સાહિત્યની પ્રાકૃતો નામે માગધી પૈશાચી અને શૌરસેની સાથે એક ધોરણપર મૂકવામાં આવી છે ફક્ત એક ખાસ ઉપયોગી વાત જણાવે છે તે એ છે કે અપભ્રંશની ઘણી જાતો છે અને તે ઘણી જાતો જૂદા જૂદા દેશ પર તે છે કે જ્યાં તે બોલાતી હોય. વધુ જૂની પ્રાકૃતોના ખાસ ભેદો જણાયા નથી અને જો કે તેમનાં નામો ભૂગોલિક છે જ્યાં તેઓ પ્રાદેશિક મટી ગઈ અને તેથી લોકોથી પણ ખાસ બોલાતી બંધ પડી. અપભ્રંશ તો આ બને રીતિએ તેઓથી ભિન્ન થઈ એટલે કે દેશપરત્વે તે જુદી જુદી થઈ અને લોકોથી તે બોલાતી બંધ પડી નહિ.

# પ્રકરણ ૩ જું.

## અપભ્રશ સંબંધી પ્રાચીન ઉલ્લેખો (અનુસધાન)

૨૭૫ (૭) રાજશેખર—તેણે પોતાની કાવ્યમીમાસા (ગાયકવાડ ઓરિયેન્ટલ સીરીઝ ન ૧, ૧૯૧૬)મા અપભ્રશ સબધી પુષ્કળ ઉલ્લેખો કર્યા છે. પોતાના પુરોગામી આલકારિકોની પેઠે તે પણ આ ભાષાને સાહિત્યની દૃષ્ટિએ નિહાળે છે તેથી પોતાના કાવ્યપુરૂષના શરીરને વર્ણવતાં જણાવે છે કે—" તારૂ શરીર તે શબ્દ અને અર્થ છે. સસ્કૃત મુખ છે, પ્રાકૃત બાહુ છે. જઘન અપભ્રશ[૪૭] છે, પૈશાચી તે પગો છે અને મિશ્રભાષા તે ઉરૂ એટલે છાતી છે." વળી જ્યારે પોતાનો કવિરાજ પોતાની દરબાર ભરે છે ત્યારે સસ્કૃત કવિઓને (પોતાની ગાદીથી) ઉત્તરમા, પ્રાકૃત કવિઓને પૂર્વમા, અપભ્રશ કવિઓને પશ્ચિમમા, અને પૈશાચ કવિઓને દક્ષિણમા બેસાડવા–એમ જણાવે છે[૪૮] આવીજ રીતે સાહિત્યના ચતુર્વિધ પ્રકાર, તે જે ભાષામા વ્યક્ત કરવામા આવે તે ભાષાપરથી એક સારા કવિ થવા માગનારે કેટલી ભાષામા નિપુણ થવુ જોઇએ એ પ્રશ્નનો ઉત્તર આપતા આ રાજશેખર પાડે છે કે[૪૯] —

૪૭ शब्दार्थौ ते शरीरं, संस्कृतं मुखं, प्राकृत बाहु, जघनमपभ्रश पैशाच पादौ, उरो मिश्रम् । पृ. ६

૪૮ तस्य उत्तरत सस्कृता कवयो निविशेरन् ।...पूर्वेण प्राकृता कवय ..। पश्चिमेनापभ्रशिन कवय । दक्षिणतो भूतभाषाकवयः । पृ ५४

૪૯ एकोर्थं संस्कृतोक्त्या स सुकविरचन प्राकृतेनापरोस्मिन् अन्योऽपभ्रशगीर्भि किमपरमपरो भूतभाषाक्रमेण ।
द्वित्राभि· कोऽपि वाग्भिर्भवति चतसृभि किंच कश्चिद् विवेक्तुं

૨૭૬ એક અર્થ એક સુકવિ સંસ્કૃત ઉક્તિમાં (સારી રીતે) કહી શકે બીજો પ્રાકૃતમાં વળી અન્ય અપભ્રંશ વાણીમાં અને કોઈ ભૂત-પૈશાચી ભાષામાં કહી શકે. કોઈ બીજો બે, ત્રણ, યા ચારે ભાષામાં કોઈ વાણી કહી શકે. જે સુકવિની બુદ્ધિ આ સર્વ ભાષામાં પ્રપન્ન-નિપુણ હોય છે તે આખા જગતને પોતાની કીર્તિથી ભરે છે

૨૭૭ આ કરતાં બીજા વધારે અગત્યના ઉલ્લેખો બીજા બે ફકરામાં આપ્યા છે કે જેમાં પણ ઉક્ત ચતુર્વિધ ભેદ બતાવ્યો છે પરંતુ વિધવિધ દેશ પરત્વે બતાવેલ છે ને તે એવી રીતે કે જે દેશમાં સાહિત્ય જે અમુક ભાષામાં વિશેષે કરી વપરાય છે તે દેશો તે ભાષા સહિત જણાવ્યા છે

૨૭૮ અમુક ખાસ ભાષાઓ અમુક દેશોમાં વાપરવામાં આવે છે—એ બાબત છે અને તે માટે એમ જણાવ્યું છે કેઃ—ગૌડ વગેરે સંસ્કૃતમાં સ્થિત છે પ્રાકૃતમાં લાટદેશના (કવિઓ) રુચિ પરત્વે છે તે પ્રસિદ્ધ વાત છે સમસ્ત મરુ દેશના, ટક્કના અને ભાદાનકના કવિઓ અપભ્રંશનો પ્રયોગ કરે છે અવન્તિ અને પારિયાત્રના કવિઓ દશપુરના કવિઓ સુદ્ધાં ભૂતભાષા વાપરે છે અને જે સુકવિ મધ્યદેશમાં વસે છે તે (આ) સર્વ ભાષામાં નિપુણ હોય છે [૫૦]

૨૭૯ આ પરથી જણાય છે કે રાજશેખરના સમયમાં સંસ્કૃત સાહિત્ય ગૌડ (હાલનું બિહાર)માં, પ્રાકૃત સાહિત્ય લાટ (ગુજરાતના ભરૂચ

---

यस्योर्ध्वं धीः प्रपन्ना स्नपयति सुकविस्तस्य कीर्ति-
र्जगन्ति ॥ पृ ४८-४९.

५० गौडाद्याः संस्कृतस्थाः परिचितरुचयः प्राकृते लाटदेश्याः
सापभ्रंशप्रयोगाः सकलमरुभुवष्टक्कभादानकाश्च ।
आवन्त्याः पारियात्राः सह दशपुरजैर्भूतभाषां भजन्ते
यो मध्येमध्यदेशं निवसति स कविः सर्वभाषा
निषण्णः ॥ पृ ५१

આસપાસના પ્રદેશ)મા, અપભ્રશ સાહિત્ય આખા મરૂદેશ (હાલનુ મારવાડ), ટક્ક (પૂર્વ પંજાબનો ભાગ)મા, અને ભદાનક (?) મા, પૈશાચી સાહિત્ય અવન્તિ (મધ્ય માલવા)મા, પારિયાત્રા ( પશ્ચિમના વિધ્ય પ્રદેશોમા ) અને દશપુર ( ઉપરનો માલવા–મદસોર આસપાસનો મુલક ) મા વધારે ખેડાયેલુ હતુ. આમ છતા એ લક્ષ બહાર ન રહેવુ જોઇએ કે આ ભાષાઓ આ પ્રાતોમા બોલાતી ભાષાઓ હતી એમ રાજશેખર કવિ જણાવતો નથી તે એટલુજ કહે છે કે આ પ્રાતોમા સાહિત્યકારો પોતાના વિચારો આ જણાવેલી ભાષામા પ્રધાનપણે દર્શાવતા હતા.

૨૮૦ અપભ્રશ સબંધી બીજો મહત્વનો ફકરો એ છે કે—“ સુરાષ્ટ્ર, ત્રવણ વગેરે, સૌષ્ઠવ સહિત, પણ અપભ્રશના અશો વાળા સસ્કૃત વચનો પણ બોલે છે. ” ૫૧

૨૮૧ આથી મરૂ, ટક્ક અને ભાદ્રાનકના કવિઓ સાથે સૌરાષ્ટ્ર (કાઠિયાવાડ) અને ત્રવણો (? પશ્ચિમ રાજપુતાના) ને ઉમેરવાના છે–તે સર્વેએ અપભ્રંશ સાહિત્યને ખેડયુ છે પ્રાકૃતભાષાઓ અને તેમાના સાહિત્ય સબંધી આપણું જ્ઞાન અત્યારે દિનપ્રતિદિન વિશેષ થતું જાય છે અને તે રાજશેખરના મતને અને ખાસ કરીને પ્રાકૃત અને અપભ્રશ સબંધીના મતને સ્પષ્ટ રીતે સિદ્ધ કરતુ જાય છે. જે પ્રાતમાં વિશાલ પ્રાકૃત સાહિત્યની શોધ થઇ છે અને હજુ પણ થવા સર્જાયેલી છે, તે ગૂજરાત પ્રાત છે ૫૨તેમા જૈન શ્વેતામ્બરોનો જબરો ફાળો છે

---

૫૧. सुराष्ट्रत्रवणाद्या ये पठन्त्यर्पितसौष्ठवम् ।
अपभ्रंशावदंशानि ते संस्कृतवचांस्यपि ॥ पृ. ३५.

૫૨ જુઓ પાંચમી ગૂજરાત સાહિત્ય પરિષદ્‌નો સદ્‌ગત ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલ એમ. એ નો ‘ પાટણના ભડારો અને ખાસ કરીને તેમા રહેલું અપભ્રશ તથા પ્રાચીન ગૂજરાતી સાહિત્ય ’ પર નિબધ, તથા પુનાની પહેલી ઓરિયેન્ટલ કૉન્ફરન્સમાં ફ્રુડાલકરનો ‘પાટણ ભડારના હસ્તલેખિત પુસ્તકોનો અહેવાલ’ એ પર નિબધ

૨૮૨ રાજશેખરના સમયમાં અપભ્રંશ ભાષા સાહિત્યભાષા તરીકે ઘણી લોકપ્રિય હતી અને ખાસ કરી સુરાષ્ટ્ર અને મારવાડમાં જરૂર લોકપ્રિય હતી છતાં તે ભાષાએ પોતાના મૂળ સ્વરૂપ એટલે સામાન્ય જનસમાજની બોલાતી ભાષા આ ભાષાઓ સાથેનો સ્વત સંપૂર્ણ છોડયો નહોતો એ વાત રાજશેખરના બીજા બે ફકરાઓથી જણાય છે તે ફકરાઓ એ છે કે—

૨૮૩ (૧) અપભ્રંશ ભાષામાં પ્રવીણ તે તેના (રાજ કવિના) પુરુષ-પરિચારક વર્ગમાં હોવા જોઇએ, અને પરિચારિકાઓ માગધ ભાષામાં પણ અભિનિવેશ રાખનારી હોવી જોઇએ. અંતઃપુરમાંનાએ સંસ્કૃત અને પ્રાકૃત બંને જાણવી જોઇએ અને તેના મિત્રોએ સર્વભાષા જાણવી જોઇએ. ૫૩

૨૮૪ (૨) તેમની (સંસ્કૃત કવિઓ) પાસે-પછી વેદ વિદ્યાના જાણ પ્રમાણ શાસ્ત્રીઓ, પૌરાણિકો, સ્મૃતિકો વૈદ્યો જોશીઓ તથા તેવા પ્રકારના બેસે. પૂર્વે પ્રાકૃત કવિઓ અને તેની પાસ-પાસે વળી નટ નર્તક નાચનારા, ગાવા વગાડવાવાળા વાણીપર જીવનારા ભાટ આદિ સંગીતના તાલ આપનારા એવાઓ બેસે. પશ્ચિમે અપભ્રંશના કવિઓ, ને તેમની પાસે ચિત્રકામ કરનાર, મણિ-રત્ન બાંધનારા, ઝવેરીઓ, સોનીઓ સુતારો, લુહારો અને એવા બીજા બેસે, દક્ષિણે ભૂતભાષા એટલે પૈશાચી ભાષાના કવિઓ ને તેમની પાસે ગણિકાઓ અને તેના સાથીઓ દોરડાપર નાચનારા, મદારીઓ, જાદુગરો, મલ્લો અને ઘણ ઉપર આશ્ચર્યકારક કરનારા તથા એવા બીજાઓ બેસે. ૫૪

૨૮૫—આ પૈકી (૧) થી ઉપરથી ખાસ જણાય છે કે પુરુષ તેમજ સ્ત્રી પરિચારકને અપભ્રંશ બોલનારા જણાવ્યા છે પહેલાં

---

૫૩ अपभ्रंशभाषाप्रवणः परिचारकवर्गः, समागधभाषाभिनिवेशिन्यः परिचारिकाः। प्राकृतसंस्कृतभाषाविद आन्तःपुरिकाः मित्राणि चास्य सर्वभाषाविन्दि भवेयुः।

૫૪ આ માટે જુઓ આ પ્રકરણનાં ૫ ફકરાને ૨૮ પર મળેલ

મં पैशाचिका भि अवतरण—तेमां विशेषमां छोरा दक्षिणतो भूतभाषा

તો તે સામાન્ય જનસમૂહનાજ છે અને તેથી લોકભાષાજ બોલેજ. બીજુ સામાન્ય જનસમૂહ અને રાજા એ બેની વચમા રહેનારા તેઓ છે કારણ કે તેઓ લોકની ઇચ્છાઓ અને ફરિયાદો રાજાને સમજાવે, અને રાજાનો સંદેશ કે ઉત્તર લોકોને કહે અને તેથી તેઓએ સામાન્ય લોકની ભાષા જાણવીજ જોઇએ આ ઉતારાથી એ ધ્વનિત થાય છે કે રાજશેખરના સમય પહેલાના ઘણા લાબા કાળથી અપભ્રંશ ભાષા સાહિત્યભાષાના દરજ્જે પહોચી હતી છતા તે સમય સુધી એક બોલાતી ભાષા તરીકે બધ પડી ગઇ હતી નહિ તે અપભ્રંશ અને લોકની બોલાતી ભાષા–એ બને વચ્ચે જીવત સબધ હતો. બીજા શબ્દોમા કહીએ તો **અપભ્રંશ ભાષા હજુ બીજી પ્રાચીનતર સાહિત્યની પ્રાકૃત ભાષાઓની પેઠે મૃતભાષા થઇ હતી નહિ**

૨૮૬. ઉપરના (૨) જા ફકરામા સસ્કૃત ભાષા થોડાઓની–એટલે પડિતોની ભાષા ક્યારની થઇ ગઇ હતી પ્રાકૃત ભાષા જાણનારા તેમજ બોલનારાનો મોટો સમૂહ નિર્વિવાદ રીતે હતો અને તે બોલનારામા નાટ્ય સાથે સંબધ ધરાવતી કેટલીક લલિત કળાઓના જાણનાર હતા. પરતુ અપભ્રંશના કવિઓ પાછળ બેસનારાનો અને સ્પષ્ટ રીતે તે ભાષા બોલનારાનો વર્ગ એ પ્રાકૃતભાષી કરતા પણ વધુ જથામા હતો. આ મોટા પ્રમાણનો ઉતરતા વર્ગનો સમૂહ–એટલે સામાન્ય જનસમૂહ છે કે જેમાથી કારીગરો નામે સુતાર, લુહાર, સોની આદિ, તથા બીજો મજુર વર્ગ પ્રાપ્ત થાય છે. અને આ વાત ભાષાવિષયક જે હકીકતો વર્તમાન હિંદની દેશી ભાષાઓના પ્રાચીનતમ સાહિત્યોમાથી મળી આવી છે તેને બરાબર બધ બેસતી છે ઇ સ નવમા સૈકાના અત ( કે જે રાજશેખરના કવિત્વ કાલનો સામાન્ય રીતે સમય છે ) સુધી દેશી ભાષાઓ પોતાનુ સ્વરૂપ જુદી જુદી બોલાતી અપભ્રંશ ભાષાઓથી ભિન્ન સ્વરૂપ

---

कषयः, ततपरं भुजगणिका प्लवकशौमिकजंभकमल्लाः शस्त्रोपजीविनो ऽन्ये ऽपि तथाविधाः ॥ पृ. ५४–५५

પાકતી જતી હતી અને પોતાનું વિશિષ્ટ સ્થાન લેવા માટે પોતાનો વિકાસ કરી રહી હતી. ( જુઓ આ લેખનું પૃ ૨૮ )

૨૮૭ (૮)—નમિસાધુ—જ્યારે કાવ્યાલંકાર ૨. ૧૨ સૂત્ર પર ટીકા કરે છે ત્યારે અપભ્રંશ સંબંધી એવી ટીકા કરે છે કે—

તથા અપભ્રંશ ને પ્રાકૃતજ છે તે બીજાઓએ ઉપનાગર આભીર અને ગ્રામ્ય એ ભેદથી ત્રણ પ્રકારની કહી છે તેનો નિરાસ કરવા માટે કહે છે ભૂરિભેદ. એટલે ઘણા ભેદવાળી એ શબ્દો વાપર્યો છે શા માટે કે ઘણા દેશો હોવાથી, અને તેનું લક્ષણ લોક પાસેથી સમ્યક્ પ્રકારે જાણી લેવું તેમ છે[૫૫] (જુઓ આ લેખનું પૃ. ૨૯)

૨૮૮ આ ફકરો એ રીતે અગત્યનો છે કે નમિ સાધુ (૧) અપભ્રંશને આ પ્રાકૃત તરીકે ગણે છે (૨) પોતાની અગાઉના બીજાઓએ તેના જે પ્રકાર નામે ઉપનાગર, આભીર અને ગ્રામ્ય જણાવ્યા છે તે બતાવે છે (૩) પરંતુ પોતે સ્પષ્ટપણે જણાવે છે કે આ ત્રણ કરતાં વધુ પ્રકાર તેના છે અને સૌથી અગત્યની વાત પોતે કહે છે તે એ છે કે (૪) તે શીખવા માટે લોકો પાસેજ જવું પડે આ છેલ્લી વાત મહત્વની છે તે એટલા માટે કે નમિસાધુ કે જેણે પોતાની ટીકા સંવત્ ૧૧૨૫ (ઈ સ. ૧૦૬૯)માં પૂરી કરી[૫૬] તેના તે સમય સુધી પણ બોલાતી ભાષાની અપભ્રંશ સામાન્ય જનસમૂહથી બોલાતી બંધ પડી નહોતી.

૨૮૯ નમિસાધુએ જે આ વાત કહેલ છે તે ખાસ ધ્યાન દેવા જેવું છે કારણ કે તે પરથી જણાય છે કે અપભ્રંશનો વિસ્તાર પૂર્વમાં ઠેઠ મગધ સુધી હતો. આપણે જાણીએ છીએ કે ભરતના સમય સુધી

---

૫૫ રુદ્રટનો કાવ્યાલંકાર (કાવ્યમાલા ૨, ૧૨) तथा प्राकृतमेवापभ्रंशः । स चान्यैरुपनागराभीरग्राम्यत्वभेदेन त्रिधोक्तस्तन्निरासार्थमुक्तं भूरिभेद इति । कुतो देशविशेषात् । तस्य च लक्षणं लोकादेव सम्यगवसेयं ।

૫૬ पंचविंशति संयुक्तैरेकादशसमाशतैः ।
विक्रमात्समतिक्रान्तैः प्रावृषीदं समर्थितं ॥ ५ १७४

તેનુ બીજ જે આભીરી તે સિંધ, મુલતાન અને ઉપરના પજાબમાં બોલાતી જણાઈ છે. નમિસાધુનુ ઉક્ત વાક્ય એ છે કે[૫૭]

૨૯૦. "આભીરી ભાષા અપભ્રશના પેટામા મૂકાયેલી જણાવવામા આવી છે, ક્વચિત્ તે માગધીના પેટામાં પણ જોવામા આવે છે." આનો એટલોજ અર્થ થાય છે કે મગધમા અપભ્રશની એક બોલાતી ભાષા હતી. આથી એ પૂરવાર થાય છે કે ઈ. સ ૧૧ મી સદી સુધી પણ ભારતના પૂર્વ ભાગમા અપભ્રશ વિદ્યમાન હતી.

૨૯૧. (૯)—ઉપરનાથી બીજા ઓછા પ્રસિદ્ધ અને તેઓના પછી થયેલા લેખકો નામે પૃથ્વીધર (મૃચ્છકટિકનો ટીકાકાર), ગીતગોવિંદપર નારાયણે કરેલી ટીકામા ઉલ્લેખેલા 'રસિકસર્વસ્વ'ના અજ્ઞાત કર્ત્તા, શકુતલા પર ટીકાકારોમાંનો એક શકર, અને બે ત્રણ બીજા થયા છે તે માટે પિશલનુ વ્યાકરણ જુઓ અહીં તેમને વિસ્તારથી બતાવવા નકામુ છે કારણકે તેઓ માત્ર બીજાઓના વિચારો અને કથનો ટાંકે છે, અને પોતાને તો અપભ્રશનો સાક્ષાત્ પરિચય કે સમાગમ નથી.

**અપભ્રંશ અને પ્રાકૃત વ્યાકરણો—**

૨૯૨. (૧) **વરરૂચિ**—કે જેનો સમય ઇસવી તૃતીય શતાબ્દિ ગણવો અનુચિત નહિ થાય તે અત્યારસુધીના પ્રાકૃત વૈયાકરણોમા, સર્વથી પ્રાચીન માનવામા આવે છે તેના 'પ્રાકૃત-પ્રકાશ'મા અપભ્રશનો કંઇપણ ઉલ્લેખ નથી. તેનું કારણ એમ જણાય છે કે તે સમયે અપભ્રશ સાહિત્યની ભાષા હતી નહિ સાહિત્યની પછીજ વ્યાકરણોની સૃષ્ટિ થાય છે એ સ્વીકારી શકાય તેવી વાત છે.

૨૯૩ (૨) ચડે—'પ્રાકૃત-લક્ષણ'મા અપભ્રશ પર થોડા સૂત્રો લખ્યા છે. ચડનો સમય ઇ. સ. ૬ ઠી શતાબ્દિમા લઇએ તો

---

૫૭. आभीरी भाषापभ्रशस्था कथिता क्वचिन्मागध्यामपि दृश्यते. પૃ ૧૫

દશરૂપ પણ જ્યારે એમ (૨, ૪૨ માં) કહે છે કે આભીરો માગધી બોલનાર પૈકી હતા ત્યારે એમજ સૂચિત કરે છે દશરૂપ તે નમિસાધુ કરતાં બે સૈકા પાછળનું છે.

ઉચિત છે—જોકે ટૉનલ સાહેબ તેને તેથી ઘણો પૂર્વે લઇ જવાનો પ્રયાસ કરે છે

૨૫૪ (૩) હેમચંદ્ર—તેણે પોતાના સિદ્ધહેમ વ્યાકરણમાં પ્રાકૃતની સાથે સાથે અપભ્રંશ ઉપર પણ સારી રીતે લખ્યું છે તેણે અપભ્રંશ પર ૧૨ સૂત્ર આપ્યાં છે ને તે પર લગભગ ૧૮ દોહા ઉદાહરણરૂપે આપ્યા છે અને તે બીજા ગ્રંથોમાંથી સંકલિત કરેલા જણાય છે તેથી તે ઘણા પ્રાચીન છે. તે પરથી જણાય છે કે ૮ મી સદીમાં અપભ્રંશનું સાહિત્ય ઘણું વિસ્તૃત હોવું જોઇએ. હેમચંદ્રનો સમય ૧૨ મી સદી છે અને તેના સમયમાં અગાઉ ઘણું લખાઇ ગયું છે

૨૫૫. (૪) તેની પછીના ત્રિવિક્રમ લક્ષ્મીધર સિંહરાજ અને માર્કંડેય આદિએ પણ અપભ્રંશ પર લખ્યું છે તેમાં ત્રિવિક્રમનું પ્રાકૃત-વ્યાકરણ વિશેષ મહત્વનું છે આ 'સિદ્ધહેમ' સાથે ઘણું ઘણું મળે છે તેમાં લગભગ ૧૧૭ સૂત્ર અપભ્રંશ પર છે માર્કંડેયનું 'પ્રાકૃત સર્વસ્વ' પણ અર્વાચીન છે ઇ. સ. ૧૭ મી સદીમાં તેનો સમય મૂકવો ઉચિત છે આ વખતે તો અર્વાચીન ભાષાઓનો પ્રચાર હતો અત: તેનું કથન વિશેષ મહત્વનું માની નહિ શકાય. હમણાં આ વર્તમાન પંડિત બહેચરદાસે ગુજરાત પુરાતત્ત્વમંદિર તરફથી 'પ્રાકૃત-વ્યાકરણ' બહાર પાડેલ છે તેમાં સર્વના દોહનરૂપે સૂત્રો આપી વ્યાકરણના વિષયને વધારે સુગમ અને માર્ગદર્શક કર્યો છે

## પ્રકરણ ૪ થું

### અપભ્રંશનો સમય.

૨૫૬ આ રીતે આપણે આશરે ઇ. સ. બીજા કે ત્રીજા સૈકામાં થયેલા ભરતથી માંડીને ઇ. સ. ૧૧ મા સૈકાના મધ્યમાં થયેલા નમિસાધુ સુધીના અલંકાર અને અન્ય પ્રકારના ગ્રંથોમાં અપભ્રંશ

સંબંધી જે ઉલ્લેખો થયેલા છે તે જોયા. આથી આપણે અપભ્રંશના સમય, વિસ્તાર અને પ્રકાર સંબંધી કેટલીક અસંદિગ્ધ હકીકતો એકઠી કરી શકયા છીએ.—

૨૯૭ (૧) આભીરી એ નામથી અપભ્રંશ ભાષા ઓછામા ઓછા ઈસુના બીજા અને ત્રીજા સૈકામા વિદ્યમાન હતી અને તે સિધ, મુલ્તાન અને ઉત્તરના પંજાબ–પંચનદમા મુખ્યપણે આભીરો અને બીજી જાતિઓ કે જે હિંદમા પ્રવેશ કરી ચૂકી હતી અને આ પ્રાંતોમાં સ્થિરવાસ કરી ચૂકી હતી તેઓથી બોલાતી હતી

૨૯૮. (૨) ઈ. સ ૬ ઠા સૈકા સુધીમા આભીરો અને બીજાઓની બોલાતી ભાષા તરીકે અપભ્રંશ તે વખત સુધી પણ ગણાતી હતી તે ભાષાએ 'અપભ્રંશ' એવુ વિશિષ્ટ નામ ગ્રહણ કર્યું હતું, અને પોતાનુ સાહિત્ય પણ ખેડયુ હતુ કે જે સાહિત્ય ભામહ અને દંડી જેવા અલંકારશાસ્ત્રીઓને પણ માન્ય રાખવુ પડયુ હતુ.

૨૯૯ (૩) ઈ. સ. નવમા સૈકા સુધીમા આભીરો, શબરો અને ચંડાલોનીજ ભાષા તરીકે ગણાતી તે બંધ પડી હતી, અને જોકે ઉંચી પંક્તિના સંસ્કૃત બોલતા હતા અને નાટક કરનારા લોકો પ્રાકૃત ભાષાઓ બોલતા હતા, છતા અપભ્રંશ મોટો જે કારીગરનો વર્ગ તેની ભાષા તરીકે પ્રસિદ્ધ થઈ હતી એટલે કે તે લોકોની ભાષા બની હતી. આ સમય સુધીમા તે દક્ષિણમા સૌરાષ્ટ્ર સુધી પણ અને સંભવિત રીતે પૂર્વમા મગધ દેશ સુધી પ્રસરી હતી

૩૦૦ (૪) ઈ. સ. ૧૧ મા સૈકાના મધ્ય સુધી સાહિત્યનિપુણ લોકોને પણ સ્વીકારવુ પડયુ છે કે અપભ્રંશ તે એક ભાષા નથી પણ ઘણી બોલાતી ભાષાઓ છે, કે જેમાની એકે સાહિત્ય ભાષા તરીકે નામ કાઢયુ હતુ. દોહાકોશ (જુઓ ૭ નો અંત) આ સંબંધી સબલ પુરાવો આપે છે.

૩૦૧ અપભ્રંશના સમયની નિમ્નતમ અવધિ સર ભંડારકરના અભિપ્રાય સાથે બરાબર મળે છે પોતાના હસ્તલિખિત ગ્રંથોના રીપો-

અપભ્રંશનુ મૂળ લગભગ સાતમા સૈકાપર લઇ શકાય છે, અને દેશી ભાષાઓ લગભગ ૧૨ મા સૈકાના અંતે અને ૧૩ મા સૈકાની શરૂઆતમા—કે જ્યારે કેટલાકના માનવા પ્રમાણે ચંદ કવિ વિદ્યમાન હતો ત્યારે હાલનુ વર્ત્તમાન વલણુ લેતી ગઈ અને તેજ સ્વરૂપ તેઓનું ચોહાણ હમ્મીર (એટલે ઇ. સ. ૧૨૮૩ થી ૧૩૦૧) ના સમયમા હતું.

---

## પ્રકરણ ૫ મું.

---

### અપભ્રંશ અને આભીરનો દેશાનુદેશ વિહાર.

૩૦૨. ઉપર જણાવેલ હકીકત છે તે આભીરના હિંદમા પ્રવેશ ને વિહાર સબધી ઇતિહાસ કે જેણે દેશની બોલાતી ભાષાઓમા આવું પરિવર્ત્તન કર્યું છે તે સાથે બરાબર બંધ બેસતી થાય છે—આભીરો (હવે આહીરો) મહાભારતમા[૫૮] સિંધુ નદિ પર હિંદના પશ્ચિમમા વસતા લોકો તરીકે જણાવવામા આવ્યા છે તેમને એક તિરસ્કૃત જાતિ તરીકે ગણવામા આવ્યા છે[૫૯] પણ તેઓ એક લડાયક જાતિ હતી અને દ્રોણના સુપર્ણવ્યૂહમા તેમને અગ્રસ્થાન આપવામા આવ્યુ છે જ્યારે અર્જુન કૃષ્ણની વિધવાઓને લઇને દ્વારકાથી પાછો ફરતો હતો, ત્યારે આભીરોએ તેના પર પંચનદમા પ્રવેશ કરતાંજ આક્રમણ કરેલુ હતુ. અહીં તેમને લુટારા, ગોવાળીઆ અને મલેચ્છો તરીકે કહ્યા છે મનુસ્મૃતિમા તેમને બ્રાહ્મણ પિતા અને અમ્બષ્ટ માતાથી ઉત્પન્ન થયેલા માનેલા છે.

૩૦૩. આ ઉલ્લેખો પરથી સ્પષ્ટ જણાય છે કે બીજી જાતિઓની સાથે આ આભીરોની જાતિએ હિંદમા પ્રવેશ કરીને

---

૫૮ મહાભારત ૨, ૩૨, ૧૧૯૨, ૪, ૨૦, ૭૯૮; ૯–૩૭–૨૧૧૯; ૧૬–૭–૨૨૩

૫૯. મનુસ્મૃતિ અધ્યાય ૯–૧૫ ब्राह्मणात्.....आभारोम्बष्ठकन्यायाम्.

અપભ્રશનુ મૂળ લગભગ સાતમા સૈકાપર લઇ શકાય છે, અને દેશી ભાષાઓ લગભગ ૧૨ મા સૈકાના અતે અને ૧૩ મા સૈકાની શરૂઆતમાં–કે જ્યારે કેટલાકના માનવા પ્રમાણે ચદ કવિ વિધમાન હતો ત્યારે હાલનુ વર્ત્તમાન વલણુ લેતી ગઈ અને તેજ સ્વરૂપ તેઓનું ચોહાણુ હમ્મીર ( એટલે ઇ. સ. ૧૨૮૩ થી ૧૩૦૧) ના સમયમા હતું.

## પ્રકરણ ૫ મું.

### અપભ્રશ અને આભીરનો દેશાનુદેશ વિહાર.

૩૦૨. ઉપર જણાવેલ હકીકત છે તે આભીરના હિદમા પ્રવેશ ને વિહાર સબધી ઇતિહાસ કે જેણે દેશની બોલાતી ભાષાઓમા આવું પરિવર્ત્તન કર્યું છે તે સાથે બરાબર બધ બેસતી થાય છે–આભીરો (હવે આહીરો) મહાભારતમા[૫૮] સિંધુ નદિ પર હિદના પશ્ચિમમા વસતા લોકો તરીકે જણાવવામા આવ્યા છે. તેમને એક તિરસ્કૃત જાતિ તરીકે ગણવામા આવ્યા છે.[૫૯] પણુ તેઓ એક લડાયક જાતિ હતી અને દ્રોણના સુપર્ણવ્યૂહમા તેમને અગ્રસ્થાન આપવામા આવ્યુ છે જ્યારે અર્જુન કૃષ્ણની વિધવાઓને લઇને દ્વારકાથી પાછો ફરતો હતો, ત્યારે આભીરોએ તેના પર પચનદમા પ્રવેશ કરતાજ આક્રમણ કરેલુ હતુ અહીં તેમને લુંટારા, ગોવાળીઆ અને મ્લેચ્છો તરીકે કહ્યા છે મનુસ્મૃતિમા તેમને બ્રાહ્મણ પિતા અને અમ્બષ્ટ માતાથી ઉત્પન્ન થયેલા માનેલા છે.

૩૦૩ આ ઉલ્લેખો પરથી સ્પષ્ટ જણાય છે કે બીજી જાતિઓની સાથે આ આભીરોની જાતિએ હિદમા પ્રવેશ કરીને

---

૫૮ મહાભારત ૨, ૩૨, ૧૧૯૨; ૪, ૨૦, ૭૯૮; ૯–૩૭–૨૧૧૯; ૧૬–૭–૨૨૩

૫૯ મનુસ્મૃતિ અધ્યાય ૯–૧૫ ब्राह्मणात्......आभारोम्वष्ठकन्यायाम्.

પંજાબનો અમુક ભાગ ઇસ્વી શતાબ્દિના પ્રારંભમાં વસાવ્યો હતો (લગભગ ૧૫૦ ઇ. સ. પૂર્વે તેનાથી આગળ નહિ). તેમનો ધંધો ગાય, ઢોર, ઘેટાં આદિ અહીં તહીં ચરાવતા ફરવાનો હતો. તે માટે પંજાબની વિસ્તૃત ઉર્વરા ભૂમિ અત્યંત ઉપયુક્ત હતી

૩ ૪ અપભ્રંશ આભીરોની પોતાની ભાષા નહોતી, પરંતુ તેમના ઉચ્ચારણથી જે સ્થાનિક પ્રાકૃતનું પરિવર્તિત રૂપ થયું તે પાછળથી અપભ્રંશ કહેવાયું આભીરોના પછી આવેલ વિદેશી જાતિઓ હતી. આર્યાવર્તમાં વસી જવાથી તેમણે સ્થાનિક પ્રાકૃતોને બોલવાનો આરંભ કર્યો, પરંતુ તેઓ એક નવીન ભાષાનું ઠીક ઠીક ઉચ્ચારણ કરી શકતા નહોતા, તેથી આભીરો દ્વારા પ્રાકૃતનું એક નવીન અપભ્રંશ રૂપ પ્રકટ થયું કે જે કાલાન્તરે 'અપભ્રંશ' એ નામથી પ્રસિદ્ધ થયું

૩ ૫. આભીર જાતિ ક્રમશઃ પ્રભુતા પ્રાપ્ત કરતી ગઈ તેઓનો ઉલ્લેખ બીજા સૈકાના અને ત્રીજા સૈકાના પ્રારંભ અને મધ્ય સમયના શિલાલેખોમાં[10] મળી આવે છે. પહેલો ઇ. સ. ૧૮૧ ના ક્ષત્રપ રુદ્રસિંહના રાજ્યકાલમાં તે રાજાના સેનાપતિ રુદ્રભૂતિ આભીર હોવાનું જણાવેલ છે બીજો લગભગ ૩૦૦ ઇ. સ. નો નાસિકની ગુફાઓનો છે તેમાં શિવદત્તના પુત્ર-ઇશ્વરસેન નામના એક આભીર રાજાનો ઉલ્લેખ છે ત્રીજો શિલાલેખ ઇ. સ. ૩૬૦ આસપાસનો સમુદ્રગુપ્તનો[11] છે કે જે અલ્હાબાદના સ્તંભપર કોતરેલો છે તેમાં આભીર અને માલવજાતિ રાજસ્થાન, માળવા, અને ગુપ્ત સામ્રાજ્યની પેલીપાર દક્ષિણ-પશ્ચિમ અને

૧૦ જુઓ ડૉ. આર. ભાંડારકરનો લેખ ઇંડિયન એંટિક્વેરી ૧૯૧૧ પૃ. ૧૬ તથા આર. ઇ. એન્થોવનનો ગ્રંથ નામે Tribes and Castes of Bombay પુસ્તક ૧ પૃ. ૨૨ (તેમાં આભીર સંબંધી હકીકત ડી. આર. ભાંડારકરે પૂરી પાડી છે) આના સંબંધી રા. બ. ગૌરીશંકર ઓઝાનો અભિપ્રાય જોવા જેવો છે

૧૧ ઉક્ત ભાંડારકર તથા એન્થોવન કૃત લેખ તથા ગ્રંથ વિન્સેંટસ્મિથની Early History of India પૃ. ૨૮૧

પશ્ચિમના પ્રાંતોમાં નિવાસ-શાસન કરતી પ્રબલ જાતિઓ હતી એમ જણાવેલું છે. ઝાંસીની દક્ષિણે હમણાં 'અહિરવાર' નામનો એક પ્રાંત છે તેનું સંસ્કૃત નામ આભીરવાટ છે-તે પરથી ધારી શકાય છે કે તે જે અલ્લાહબાદના શિલાલેખમાં વર્ણવેલ છે તે આભીરની રાજધાની હોવી જોઇએ. તેથી ૪ થા સૈકા સુધીમાં આભીરોએ માલવામાં કાયમનો પગદંડો ચલાવ્યો હતો આમાંના અમુક ભાગે જંગલનું જીવન મૂકી દઇને કાયમના વસતિસ્થાન કરવામાં અને શાસક થવામાં ઉદ્યત થયા હોય એમ નાસિકના શિલાલેખ પરથી તેમજ પુરાણો[૬૨] પરથી જણાય છે. સંયુક્ત પ્રાંતમાં મિરજાપુર તાલુકામાં એક ભાગ 'અહિરોરા' નામનો છે કે જેનું સમાન સંસ્કૃત નામ 'આભીરવાટ જ છે. આજ સમયમાં અને ત્યાર પછી અપભ્રંશ પોતાનું વાઙ્મય વિકસિત કરવા અવશ્ય લાગી ગઇ હોવી જોઇએ આ વાત ૬ ઠા સૈકામાં જ્યારે અપભ્રંશ એક શાસ્ત્રીય વાઙ્મય ભાષા તરીકે દેખાવ દે છે એ હકીકત સાથે બરાબર બંધ બેસે છે.

૩૦૬ ત્યાર પછીના બે સૈકામાં આભીર લોકો આગળને આગળ દક્ષિણ તરફ અને પૂર્વ તરફ, સૌરાષ્ટ્ર અને તેની નજીકના પ્રાંતો અને મગધ તરફ અનુક્રમે વધતા ગયા હોવાજ જોઇએ, કારણકે ૯ મા સૈકા સુધીમાં અપભ્રંશ, એટલે પ્રાકૃત ભાષાઓએ પરદેશીઓના મુખથી જે સ્વરૂપ લીધું તે અપભ્રંશ, સુરાષ્ટ્ર વગેરેમાં સાહિત્ય માટેની યોગ્ય વાહક ભાષા ગણાઇ આ વાતને ઇતિહાસ પણ ટેકો આપે છે, કારણકે જ્યારે કાઠીઓએ સુરાષ્ટ્ર પર ૮ મા સૈકામાં યા તે લગભગ હલ્લો કર્યો ત્યારે તે કાઠીઓને[૬૩] તે દેશ આભીરોના કબજામાં માલૂમ પડયો

૬૨ આ પુરાણો ઉપરોક્ત ભંડારકર તથા એન્થોવનના કહેવા પ્રમાણે આભીરોને આંધ્રભૃત્ય પછી કાયમના રાજાઓ તરીકે જણાવે છે ૬ ઠા સૈકા સુધીમાં તેમનું રાજ્ય ક્યારનું અદૃષ્ટ થયું

૬૩. જુઓ ઉપરોક્ત એન્થોવનનો ગ્રંથ પૃ ૨૪

# વિભાગ સાતમો.

## જૂની ગૂજરાતી સંબંધી કેટલીક હકીકતો.

## પ્રકરણ ૧ લું.

### ગુર્જરો અને ગુર્જર દેશ.

૩૦૭ ગુર્જર અર્થાત્ ગૂજર જાતિના લોક વિશેષે કરી ખેતી યા પશુપાલનથી પોતાનો નિર્વાહ કરતા હતા, પરંતુ પહેલાં તેની ગણના રાજવંશોમા હતી હમણા કેવલ તેમનુ એક રાજ્ય સમથર (બુંદેલ-ખંડમાં) અને થોડી જમીનદારીઓ સયુક્ત પ્રદેશ આદિમા રહી ગયેલી છે પહેલા પજાબ, રાજપૂતાના તથા ગૂજરાતમા તેમનુ રાજય હતુ. ચીનનો યાત્રાળુ હુએન્ત્સગ વિ સ ની ૭ મી સદીના ઉત્તરાર્દ્ધમા હિદુસ્થાનમા આવ્યો તે પોતાની યાત્રાના પુસ્તકમા ગુર્જર દેશનું વર્ણન કરે છે અને તેની રાજધાની ભીનમાલ (ભિલ્લમાલ, શ્રીમાલ–જોધપુર રાજયના દક્ષિણ વિભાગમા) બતાવે છે આ પ્રસિદ્ધ યાત્રાળુએ બતાવેલો ગુર્જર દેશ મહાક્ષત્રપ રૂદ્રદામાના રાજયમા અતર્ગત હતો તો પણ તે રાજાના ગિરનારના શક સ ૭૨ (વિ સ ૨૦૭–ઈ સ. ૧૫૦) થી કંઇક પાછળના લેખમા તેના અધીન રહેલા દેશોના જે નામ આપ્યા છે તેમા ગુર્જર નામ નથી, પરતુ તેના સ્થાને શ્વભ્ર અને મરૂ નામ આપ્યા છે, એ પરથી અનુમાન થાય છે કે ઉક્ત લેખ કોતરાવ્યો ત્યા સુધી ગુર્જર દેશ (ગૂજરાત) નામ પ્રસિદ્ધિમા આવ્યુ નહોતુ ક્ષત્રપોના રાજયની પછી કોઇ સમયે ગુર્જર (ગૂજર) જાતિને આધીન જે દેશ રહ્યો તે ગુર્જરદેશ યા 'ગુર્જરત્રા' (ગૂજરાત) કહેવાયો.

૩૦૮ હુએન્ત્સગ ગુર્જરદેશની પરિધિ ૮૩૩ મૈલ બતાવે છે, તે પરથી જણાય છે કે તે દેશ બહુ મોટો હતો અને તેની લબાઈ અનુમાન ૩૦૦ મૈલ યા તેનાથી પણ અધિક હોવી જોઇએ. પ્રતિહાર

(પડિહાર) રાજા ભોજદેવ (પ્રથમ) ના વિ. સં. ૯૦૦ ના દાનપત્રમાં લખ્યું છે[16] કે તેણે ગુર્જરત્રા (ગુજરાત) ભૂમિ (દેશ) ના ડેન્ડવાનક વિષય (જીલ્લા) ના સિવા ગામનું દાન કર્યું. આ દાનપત્ર જોધપુર રાજ્યમાં ડીડવાના જિલ્લાના સિવા ગામના એક તૂટેલા મંદિરમાંથી મળ્યું હતું. તેમાં લખેલો ડેન્ડવાનક જિલ્લો જોધપુર રાજ્યના ઉત્તર-પૂર્વ ભાગમાં આવેલ ડીડવાના જ છે અને સિવા ગામ ડીડવાનાથી ૭ મૈલ પરનું સેવા ગામ છે કે જ્યાંથી તે તામ્રપત્ર મળ્યું છે. કાલિંજરથી મળેલા વિ. સં. ૯ મી સદીની આસપાસના એક શિલાલેખમાં[17] ગુર્જરત્રા મંડલ (દેશ) ના મંગલાનક ગામથી આવેલા જેજ્જુકના પુત્ર દેડ્ડુકની બનાવેલી મંડપિકાના પ્રસંગમાં તેની સ્ત્રી લક્ષ્મીધરા ઉમા મહેશ્વરના પટની પ્રતિષ્ઠા કરાવી એવો ઉલ્લેખ છે. મંગલાનક જોધપુર રાજ્યના ઉત્તર વિભાગમાં મંગલાના ગામ છે કે જે મારોઠથી ૧૫ મૈલ પશ્ચિમે અને ડીડવાનાથી થોડે અંતરે છે. કુમેન્તસગનું કથન અને આ બે લેખોથી જણાય છે કે વિ. સં. ૭ મી સદીથી ૯ મી સદી સુધી જોધપુર રાજ્યની ઉત્તરથી દક્ષિણ સુધીનો અર્ધો પૂર્વ વિભાગ ગુર્જરદેશ (ગુર્જરત્રા, ગુજરાત) માં અંતર્ગત હતો. આજ રીતે દક્ષિણ તરફ વારના રાઠોડો તથા પ્રતિહારોની વચ્ચેની લડાઈઓના વૃત્તાંતથી જણાય છે કે ગુર્જર દેશની દક્ષિણ સીમા લાટ દેશને અડીને આવતી હતી. તે હિસાબે જોધપુર રાજ્યનો અર્ધો પૂર્વ ભાગ તથા તેનાથી દક્ષિણે લાટદેશ સુધીનો વર્તમાન ગુજરાત દેશ પણ તે સમયે ગુર્જર દેશમાં અંતર્ગત હતો. હવે તો કેવલ રાજપૂતાનાથી દક્ષિણનો ભાગજ ગુજરાત કહેવાય છે. દેશોનાં નામ ઘણુંખરું તેનાપર અધિકાર કરનારી જાતિઓના નામથી પ્રસિદ્ધ થતાં ગયાં છે—જેમકે માળવો પરથી માળવા, શેખાવતો પરથી શેખાવાટી, રાજપૂતો પરથી રાજપૂતાના વગેરે—તેજ પ્રમાણે ગુર્જરો

૧૬ ગુર્જરત્રાભૂમૌ ડેણ્ડવાનક વિષયસમ્બદ્ધ શિવા ગ્રામાગ્રહારે—એપિ. ઇં. વૉ. ૫, પૃ. ૨૧૧

૧૭ શ્રીમદ્ ગુર્જરત્રા મણ્ડલાન્તઃપાતિ મંગલાનક વિનિર્ગત૦—એપિગ્રાફિયા ૧ પૃ. ૨૧ ટિપ્પણ.

(ગૂજરો) નો અધિકાર હોવાથી ગુર્જરત્રા (ગૂજરાત) નામ પ્રસિદ્ધ થયું.

૩૦૯ ગુર્જર દેશપર ગુર્જરો (ગૂજરો) નો અધિકાર ક્યારે થયો ને ક્યા સુધી રહ્યો તે બરાબર નિશ્ચિત નથી, તો પણ એટલું તો નિશ્ચિત છે કે રુદ્રદામાના સમય (અર્થાત વિ સ. ૨૦૭-ઇ સ. ૧૫૦) સુધી ગુર્જરોનુ રાજ્ય ભીનમાલમા થયુ નહોતું. સંભવ છે કે ક્ષત્રપોનું રાજ્ય નષ્ટ થવાથી ગુર્જરોનો અધિકાર ત્યા થયો હોય વિ. સ. ૬૮૫ (ઇ સ ૬૨૮) ની પૂર્વે તેઓનુ રાજ્ય ત્યાથી ઉઠી ગયુ હતું, કારણકે ઉક્ત સવતમા ત્યા ચાપ (ચાવડા) વશી રાજા વ્યાઘ્રમુખનું રાજ્ય હોવાનુ ભીનમાલના રહેનારા (ભિલ્લમાલકાચાર્ય) પ્રસિદ્ધ જ્યોતિષી બ્રહ્મગુપ્તના 'બ્રાહ્મસ્ફુટ સિદ્ધાત' પરથી જણાય છે[૬૮] આ ચાપોત્કટ (ચાપ, ચાવડા) વશ ગુર્જરવશથી ભિન્ન હતો એ લાટદેશના ચાલુક્ય (સોલકી) સામત પુલકેશી (અવનિજનાશ્રય) ના કલચુરિ સવત્ ૪૯૦ (વિ સ ૭૯૬-ઇ સ. ૭૩૯) ના દાનપત્રથી[૬૯] જણાય છે. વિ. સ. ૬૮૫ પહેલા પણ ઉક્ત ચાપ વશના રાજાઓનું રાજ્ય ભીનમાલમાં રહ્યું હોય, તેથી ઉક્ત સવતૂથી ઘણા સમય પહેલા ગુર્જરોનુ રાજ્ય ત્યાથી અસ્ત થઈ ગયુ હતુ અને તેની સ્મૃતિના સૂચક દેશનું નામ ગુર્જરત્રા (ગૂજરાત) માત્ર અવશેષ રહી ગયુ હતુ તેથી ગુર્જરોનુ વિ. સ ૪૦૦ થી પણ પૂર્વે યા તેની આસપાસ ભીનમાલપર રાજ્ય રહેવુ સભવિત હોઇ શકે છે. તે સમયથી અનુમાને ૧૬૦ વર્ષ પછી એટલે વિ. સ. ૫૬૭ (ઇ સ ૫૧૦) લગભગ હૂણોનો અધિકાર રાજપૂતાનામાં

---

૬૮ श्री चापवंशतिलके श्री व्याघ्रमुखे नृपे शकनृपाणां।
पंचाशत्संयुक्तै र्वषशतैः पंचभिरतीतै ॥ ७ ॥
ब्राह्म स्फुटसिद्धान्त सज्जनगणितगोलवित्प्रीत्यै ।
त्रिंशद् वर्षेण कृतो जिष्णु सुत ब्रह्मगुप्तेन ॥ ८ ॥
—ब्राह्मस्फुटसिद्धान्त.

૬૯ तरल...चावोटके मौर्यगुर्जरादिराज्ये.. (ના પ્ર ગ્ર. ભાગ ૧ પૃ ૨૧૦, ૨૧૧ નુ ટિપ્પણ ૨૩) તથા આ લેખનો પારા ૩૧૫ આગળનુ પૃષ્ઠ ૩૧૦

થયો. એથી ગુર્જરોને કોઈ દુઃખ અને વા તે કેવલ કપોલકલ્પના છે તેજ નમાલે કનોજના પ્રતાપી નતિહારો ( પ્રતિહારો ) નો પણ ગુર્જરો સાથે સબંધ નથી

૩૧ ભીનમાલનુ ગુર્જરરાજ્ય ચાવડાના હસ્તમાં આવ્યા પછી વિ. સં. ની ૧૧મી સદીના પ્રારંભમાં અલવર રાજ્યના પશ્ચિમ વિભાગ તથા તેના નિકટવર્તી નરેશો પર ગુર્જરોનું એક બીજુ રાજ્ય હોવાનો પત્તો મળે છે અલવર રાજ્યના રાજોરગઢ નામના પ્રાચીન શિલાલેખથી જણાયેલ વિ. સ ૧૦૧૬ (ઈ સ. ૯૫૯ ) પર પ્રતિહાર ગોત્રના ગુર્જર મહારાજાધિરાજ સાવટના પુત્ર, મહારાજાધિરાજ પરમેશ્વર મથનદેવ રાજ્ય કરતો હતો અને તે પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર ક્ષિતિપાલદેવ (મહીપાલ)નો સામંત હતો. ૬૯ આ ક્ષિતિપાલ કનોજનો રઘુવંશી પ્રતિહાર રાજા હતો. આ શિલાલેખમાં મથનદેવને મહારાજાધિરાજ પરમેશ્વર લખેલો છે તે પરથી અનુમાન થાય છે કે તે ક્ષિતિપાલદેવ ( મહીપાલ )ના મોટા સામંતોમાંથી એક હોય. આ લેખ પરથી એ પણ જણાય છે કે તે સમયે ત્યાં ગુર્જર (ગૂજર) જાતિના ખેડૂત પણ હતા.[૭૦]

૩૧૧ વર્તમાન ગુજરાતના ભરૂચ નગર પર પણ ગુર્જરોનું રાજ્ય વિ. સ. ની ૭ મી અને ૮ મી સદીમાં હોવાનું તેમના દાનપત્રોથી[૭૧] જણાય છે સંભવિત છે કે ઉક્ત સંવતોની પહેલાં અને પછી પણ તેઓનું રાજ્ય ત્યાં રહ્યું હોય અને એ કંઈ નવાઈ નથી કે ભીનમાલના ગુર્જરો (ગૂજરો)નું રાજ્ય પણ ભરૂચ સુધી ફેલાયું હોય અને ભીનમાલનું રાજ્ય તેના હાથથી નીકળી જવાથી પણ ભરૂચના રાજ્ય પર તેઓનો યા તેઓના કુટુંબીઓનો અધિકાર ચાલુ રહ્યો હોય આ ચના ગુર્જર રાજાઓના દાનપત્રોથી પ્રકટ થાય છે કે તે ગુર્જર રાજ્યની અંતર્ગત ભરૂચ જિલ્લો, સુરત જિલ્લાનો ઓલપાડ ચોરાશી અને નાંદોદીનાં પરગણાં તથા તેની પાસેનાં વડોદરા રાજ્ય રેવાકાંઠા અને સચીન રાજ્યના પ્રદેશ પણ હોય

૭૦ એપિ ઇંડિ. વૉ. ૩, પૃ. ૨૬૬
૭૧ ભા. સ. રિ. વૉ. ૬ પૃ. ૭૦

૩૧૨. ગુર્જર જાતિની ઉત્પત્તિના સબંધે આધુનિક પ્રાચીન શોધકોએ અનેક કલ્પનાઓ કરી છે જનરલ કનિંગહામે તેમને યુચી અર્થાત્ કુશાનવંશી હોવાનું અનુમાન કર્યું છે. વિન્સેન્ટ સ્મિથે તેમની ગણના હૂણોમા કરી છે. કેમ્પબેલનુ કથન એમ છે કે ઈ સ. ની ૬ઠી સદીમા ખજર નામની એક જાતિ, જ્યા યુરોપ અને એશીયાની સીમા મળે છે, ત્યા રહેતી હતી તે જાતિના લોક ગુર્જર યા ગૂજર છે. (ઇ. એ. વૉ ૪૦ પૃ ૩૦) અને તેમા મિ૦ દેવદત્ત ભાડારકરે કેમ્પબેલનુ કથન સ્વીકાર્યું છે.[૭૨] પરતુ એ સર્વ કલ્પના માત્ર છે, કારણકે તે સર્વમાં

૭૨ શ્રીયુત ભડારકરે તો સાથે સાથે એ પણ લખી નાખ્યુ છે કે "મુબઈ ઇલાકામા ગૂજર (ગુર્જર) નથી; એમ જણાય છે કે તે જાતિ હિંદુઓમા ભળી ગઇ ત્યા ગૂજર (ગુર્જર) વાણિયા (મહાજન), ગૂજર (ગુર્જર) કુભાર અને ગૂજર (ગુર્જર) સુતાર—કડીયા છે, ખાનદેશમા દેશી કણબી અને ગૂજર (ગુર્જર) કણબી છે એક મરાઠા કુટુબ ગુર્જર કહેવાય છે કે જે મહારાષ્ટ્રના આધુનિક ઇતિહાસમા પ્રસિદ્ધ રહેલ છે કરહાડા બ્રાહ્મણોમાં પણ ગુર્જર નામ મળે છે રાજપુતાનામા ગૂજર ગૌડ (ગુર્જર ગૌડ) બ્રાહ્મણ છે. આ સર્વ ગૂજર (ગુર્જર) જાતિના છે" ઇ એ વૉ ૪૦ પૃ ૨૨) ભડારકર મહાશયને આ નામોથી સામાન્ય ઉત્પત્તિ જાણવામાં પણ ભારે ભ્રમ થયો છે અને તેણે આ સર્વેને ગૂજર ઠરાવી દીધા છે, પરતુ વાસ્તવમાં તેમ નથી જેથી શ્રીમાલ નગર (ભીનમાલ, જોધપુર રાજ્યમા)ના બ્રાહ્મણ, વાણિયા, મહાજન, સોની આદિ બહાર જવાથી પોતાના મૂલ નિવાસ સ્થાનના નામથી અન્ય બ્રાહ્મણો આદિથી પોતાને અલગ બતાવવા માટે શ્રીમાલી બ્રાહ્મણ, શ્રીમાલી મહાજન—વાણિયા આદિ કહેવાયા—ઓળખાયા, તેવીજ રીતે મારવાડમા દધિમતિ (દાહિમ) ક્ષેત્રના રહેનાર બ્રાહ્મણ, રાજપૂત, જાટ આદિ દાહિમે બ્રાહ્મણ, દાહિમે રાજપૂત, દાહિમે જાટ આદિ કહેવાયા, અને ગૌડ દેશના બ્રાહ્મણ, રાજપૂત, કાયસ્થ આદિ બહાર જવાથી ગૌડ બ્રાહ્મણ, ગૌડ રાજપૂત, ગૌડ કાયસ્થ આદિ પ્રસિદ્ધ થયા, તેમજ પ્રાચીન ગુર્જર દેશના રહેનાર બ્રાહ્મણ, વાણિયા, કુંભાર, સુતાર, કડીઆ આદિ ગુર્જર બ્રાહ્મણ, ગુર્જર (ગૂજર) કુભાર તથા ગુર્જર (ગૂજર) સુતાર—કડિયા આદિ કહેવાયા છે એથી ગુર્જર બ્રાહ્મણ આદિનો અર્થ કે અભિપ્રાય એ નથી કે ગુર્જર (ગૂજર) જાતિના બ્રાહ્મણ આદિ તેમના નામની પૂર્વે ગુર્જર (ગૂજર) શબ્દ

## પ્રકરણ ૨ જું.

### પૂર્વની ભાષા મરીને આપણી દેશી ભાષાઓ નવી બની નથી.

૩૧૪ જૂની પ્રાકૃત-અપભ્રંશ ભાષા મરીને ( બોલાતા લુપ્ત થઈને ) તે સ્થળે ગૂજરાતી, હિન્દી, મરાઠી, બંગાલી આદિ નવી દેશી-આર્ય-ભાષા ઉત્પન્ન થઈ એમ અમુકનુ માનવુ હોય તો તે અયોગ્ય છે ભાષાનુ પરિવર્ત્તન થયાજ કરે છે એ વાતની સાક્ષી ભાષાનો ઇતિહાસ પૂરે છે, પણ એક ભાષા મૃત થાય અને તેને સ્થાને બીજી ઉદ્ભવે-નવીજ જન્મ પામે એ ભાષાનો ઇતિહાસ પરવાર કરતો નથી. કોઇ એમ કહે કે મોટી ક્રાતિ થાય-રાજ્યક્રાતિ કે ધર્મક્રાતિ કે વિચારક્રાતિ થાય અને તે વખતે એક ભાષા મરણવશ થાય ને તેને બદલે બીજી થાય એ વાત પણ યોગ્ય નથી ઈ સ. ૧૩ માથી તે ૧૫ મા શતકમાં સમગ્ર હિદુસ્થાનમા સતકવિ ઉત્પન્ન થયા ને તેમણે લોકોની ધાર્મિક અને સામાજિક રહેણીકરણીમા ખળભળાટ ઉપજાવ્યો-એ એક સમય, અને બીજો સમય અગ્રેજી વાગ્મયરૂપી વાઘણનુ દૂધ આપણને મળવા લાગ્યુ તે વખતનો,-આ બને સમયમા ખળભળાટ અને વિચાર-ક્રાતિ જગી થયા હતા, પણ એક પણ સમયે નવીન ભાષાનુ નિર્માણ થવુ બન્યું નથી એ લક્ષમા રાખવા જેવી બાબત છે. તે વખતે અતસ્થ વિચારક્રાતિ અને અન્ય ભાષામાથી વિચારોનુ ગ્રહણ એ જરૂર થયુ, છતા તેથી એમ સિદ્ધ થતું નથી કે એક ભાષા મરીને તેની જગ્યાએ બીજી નવી ઉત્પન્ન થઈ ભિન્ન સસ્કૃતિના બે માનવ વશોની અથડામણી થાય ત્યારે એક બીજાની ભાષામા મિશ્રણ થવાનો પ્રસગ આવે છે. તે કારણે સસ્કૃતની પ્રાકૃત ભાષા કેમ થઇ, અથવા પ્રાકૃતની અપભ્રશજ કેવી રીતે બનતી ગઇ તેની સગતિ મળી આવે છે અને તે ભાષાનો ઇતિહાસ સારી રીતે કહી શકે ઇ સ ૧૦ થી તે ૧૩ મા શતકની દરમ્યાન હાલની હિદની દેશી આર્યભાષાઓ ઉત્પન્ન થઇ એવું



આપણને દિસે છે કારણ કે તેરમા શતકમાં ગૂજરાતી હિન્દી મરાઠી વગેરે ભાષામાં વાઙ્મયરચના પ્રથમ જોવામાં આવે છે આ સમયની આસપાસ એટલે ઇ સ. ૧ થી તે ૧૩ મા શતક દરમ્યાન હિંદુસ્થાનમાં અન્ય સંસ્કૃતિના ને જાતિના લોક આવી આપણામાં મિશ્રિત થયા કે કેમ તે ઇતિહાસ પરથી જોવું જોઇએ

૩૧૫ આઠમા શતકથી આરબોની સ્વારી જલમાર્ગે સિંધ કચ્છમાં પ્રથમ આવી તેઓ ગૂજરાત તોડી રાજપુતાના સુધી ચાલી આવ્યા, પણ ત્યાં તેઓને સારો માર પડ્યો ને તેઓ પાછા ફર્યા, પણ તેમણે સિંધ અને મુલતાનમાં પોતાની સત્તા સ્થિર કરી મુસલમાની રાજ્ય સ્થાપ્યું, તેઓએ ગુજરાત, રાજસ્થાનમાં ધૂમ મચાવી.

'तरलतरतारतर वारिदारितोदित–सैन्धव कच्छेल्लसौ राष्ट्र चावोटक मौर्य गुर्जरादि रा(ज्ये) निःशेष दाक्षिणात्य क्षितिपति जिगीषया दाक्षिणापथप्रवेश प्रथममेव नवसारिका विषय प्रसाधनाय यागते ( પછી ૭-૮ લીટીમાં વર્ણ વિસ્તર્યો છે તે અહીં આપ્યો નથી ) समरशिरसि विजिते ताजिकानीके अवनिजनाश्रय' श्रीपुलकेशिराज ઇ ઓઇ સ. ૭૩૯ નો તામ્રપટ કેમ્પબેલના બૉમ્બે ગેઝેટિયર વૉ. ૧ પૃ. ૧ ૯ પર મુદ્રિત થયો છે તેમાં ચાલુક્યકુળના લાટદેશના શાખા પૈકી પુલકેશીએ નવસારી દેશ જીતવા માટે પ્રથમ આવેલા તાજિક એટલે આરબ સૈન્યનો પરાભવ કર્યાનો સ્પષ્ટ ઉલ્લેખ છે સિંધ સિવાય કચ્છ સૌરાષ્ટ્ર ગુર્જર, મૌર્યરાજ્ય ( ઉત્તર કોંકણના તે સમયના મૌર્યકુળના રાજાઓ )ની ખરી રીતે ખબર તાજિક–આરબોએ લીધી હતી અને તેઓએ ઇ સ. ૮મા શતકમાં મહારાષ્ટ્રમાં પ્રવેશ કરવા પ્રયત્ન કર્યો હતો તેમ આ તામ્રપટ માંથી સ્પષ્ટ જણાય છે

૩૧૬ આ પછી, પછીના શતકમાં હારુન ઉર રસીદ નામનો ખલીફા યા ખલિફા હતો ત્યારે આરબોની સત્તાનો પ્રચાર ઈરાનમાંથી અફઘાનિસ્થાન અને તાતરી પર ગઈ ત્યાં મુસલમાની ધર્મનાં મૂળ જોરથી રોપ્યાં હતાં પછી અફઘાનીસ્થાન અને તાર્તરીમાં આરબોની

સત્તા ક્ષીણ થતી ગઇ તેથી ત્યા મુસલમાનોનુ ધર્મ તથા રાજ્ય વિસ્તારનુ જોર તૂટ્યુ ને તાર્તારોએ અફ્ગાનિસ્થાન તાબે કર્યું અને હિન્દુસ્થાન ઉપર હુમલો કરવા દશમા શતકથી આરભ કર્યો દશમા શતકને અતે 'સિંધુની પેલી પાર સુધી તેમની સત્તા કાયમ થઇ પણ તેની આ બાજુ તેઓ ઘુમવા લાગ્યા આથી તે બને બાજુ વચ્ચે વસેલા ક્ષત્રિય કુળોમા ખળભળાટ જાગતા આત્મસરક્ષણ માટે તેઓ દક્ષિણ બાજુ તેમજ પૂર્વ બાજુ જઇને હિદુ લોકોમા મળ્યા, કેટલાયે રાજ્યો પણ સ્થાપ્યા આ કુળો ગૂર્જર, પરમાર, ચાલુક્ય, ચોહાણ, ઇત્યાદિના હતા ગૂર્જર, ચાલુક્યના કાઇક ટોળાનો અર્ધો ભાગ એકદા હૂણોની સાથે અન્દર ઘુસ્યો હતો તેણે ગૂજરાતમા અને મહારાષ્ટ્રમા રાજ્ય પણ કર્યું. પણ તેનુ મોટા પ્રમાણમા પ્રયાણ નવમા શતક પછી થયુ. આ ચાલુક્ય રાજ્ય ગૂજરાતમા સ્થાપન થયા પછીજ ગૂજરાતમા 'ગુર્જર' એ નામ મળ્યુ એ વાત અર્ધા ગુર્જરોને સમય ન્હોતો મળ્યો તે પરથી, અને મહારાષ્ટ્રમા 'કલ્યાણકટક' જેવા પોતાના પૂર્વ વસતિસ્થાનનું સ્મરણ આપનાર સ્થળો બીજા ચાલુક્યોએ (તૈલપે) સ્થાપ્યા તે પરથી જાણવામા આવે છે આ ગૂર્જર, પરમાર, ચાલુક્ય, ચૌહાણ મૂળથી પ્રાચીન આર્ય જાતિઓ હતી પ્રાચીન આર્યજાતિઓનુ સૌથી પ્રથમ નિવાસ મધ્ય એશિયામા હતુ ઇ સ નવમા શતકના છેવટથી પછી પરમાર, ચાલુક્ય, ચૌહાણ ઇત્યાદિ ક્ષત્રિય કુળો સમગ્ર હિદુસ્થાનમા (કાનડા, તેલગણ અને નીચેના પ્રાત સુધી) પ્રસર્યા. તેઓ અન્ય ધર્મીય, અન્ય સસ્કૃતિના અને અન્ય ભાષાના હતા. તેઓની અને તેઓ જ્યા જ્યા ગયા ત્યા ત્યાના લોકોનુ સમિશ્રણ થઈને તે કાયમના મળી જવાની ધમાચકડીમા નવીન ભાષા ઉત્પન્ન થવા જેવી પરિસ્થિતિ પ્રાપ્ત થઈ હતી.

૩૧૭ પછી અગ્યારમા શતકના પહેલા ૨૪ વર્ષમા ગઝનવીના મહમદે પોતાના અફ્ગાન, તાર્તર આદિ સૈનિકો લઇને અનેક વેળા હિદુસ્થાનપર સ્વારી કરી અને ઉપર જણાવેલા ક્ષત્રિયોની હીલચાલો અને પ્રયાણને વળી એક જોરથી ધક્કો માર્યો

૩૧૮. ઇ. સ ના ૮ મા શતકમા આરબોની એક સ્વારી સિંધ

અને સૌરાષ્ટ્ર પ્રાંતમાં આવી ગયાનો ઉલ્લેખ ઉપર કર્યો છે પણ તે ક્ષણિક હોવાના કારણે તેનું ઝાઝું પરિણામ આવ્યું નહિ. પણ ઈ. સ. ના અગીઆરમા શતકથી તે ત્યારપછી તુર્કઆદિ પરધર્મી લોકોનાં અનેક ધાડાંઓ આર્યભૂમિપર આવ્યાં અને તેઓએ અભૂતપૂર્વ ખળભળાટ મચાવી દીધો એમાં શક નથી. ઈ. સ. ૧ ૧ થી ૧ ૨૪ સુધી અનેક વેળાએ હિંદુસ્થાનપર સ્વારી મહમદ ગીઝનીએ કરી. મહમદ ૧૦૨૪ માં મુલતાન-અજમેર માર્ગે અણહિલવાડ પાટણમાં ઉતર્યો અને પછી સૌરાષ્ટ્રમાં સોમનાથપર હુમલો કર્યો. સોમનાથને લૂંટયા પછી તે પુનઃ પાટણપાસે ગયો અને ત્યાં કેટલાક દિવસ રહ્યો. તેણે ત્યાં મસીદો વગેરે બાંધ્યાનો ઉલ્લેખ છે (જુઓ ગેઝેટીયર વૉ. ૧ ભાગ ૧ પૃ. ૧૬૮ ફુટનોટ). મહમદના ધાડાંથી પંજાબ રાજપુતાના ગુજરાત, સૌરાષ્ટ્ર—એ દેશોમાં નિઃસંશય ખળભળાટ થયો. જેમનામાં તે સાથે સામનો કરવાનું હિંમત ન હોય તેમણે દેશ છોડી નાસવું. રાજાઓએ પોતાના સગાંસબન્ધીનો આશ્રય લેવો એવું એકંદર થયું પણ તેમાં આશ્ચર્ય નથી. ગુજરાતનો ભીમરાજ (ઈ. સ. ૧ ૨૨ થી ૧ ૬૪) પોતાનું જબરું સૈન્ય હોવા છતાં પણ તે છોડી નાઠો અને કચ્છનો આશ્રય કરી રહ્યો. મહમદ સાથે આવેલા લોકો પૈકી કેટલાક વિદેશી લોક અહીં વસવાટ કરીને રહ્યાનો ઉલ્લેખ વધારે કાંઈ મળતો નથી એ ખરું છે, પણ ગુજરાતના કેટલાક ભાગ ખાનદેશમાં રાજપુતાનાના ઉત્તર ભાગમાં, પંજાબના અટકપ્રાંત પાસે—એ સ્થળોમાં જૂના રહેવાસીઓની ભાગાભાગી માત્ર તેની સ્વારીના કારણે થઈ હોય એમાં નવાઈ નથી.

૩૧૫ આ પછી બીજી ધાડ મહમદ ઘોરીની આવી. તે બારમા શતકની આખર આવી. દિલ્લીના ચૌહાણ ઉપર ઉત્તર હિંદુસ્થાનનું વર્ચસ્વ હતું અને તેનું જોર પણ હતું તેથી મહમદનું ત્યાં ચાલ્યું નહીં. પહેલી ખેપમાં ઈ. સ. ૧૧૯૧ માં થાણેશ્વર પાસે માર ખાઈ તેને નાસી જવું પડ્યું. તેમ છતાં ઉત્તર હિંદુસ્થાનમાં પહેલી ગઝનીથી ફરી ચઢતો ૧૧૯૨ માં આવતાં તેને જય મળ્યો. તેણે પ્રથમ ચૌહાણની આખર કરી પછી બીજાનો નાશ કર્યો.

૩૨૦ મહમદઘોરી મહમદગીઝનીની પેઠે કેવળ લૂટ કરી પાછો ચાલ્યો જવા ન્હોતો આવ્યો, પણ તેને તો હિંદુસ્થાનમા પોતાનુ રાજ્ય સ્થાપવાનુ હતુ, તેથી (૧) એક એ વાત થઇ કે અન્ય સંસ્કૃતિના અને અન્ય માનવવંશના લોકોનો મોટો સમુદાય આપણામા ઘુસ્યો, અને (૨) બીજું એ થયુ કે તેણે ત્યાથી આપણા લોકોને પોતાના દેશમાથી હાંકી કાઢી રાજપુતાના, માળવા, ગૂજરાત—એમા વનવન ભટકતા કર્યા મહમદઘોરી દિલ્લી અને પંજાબ જીતીને હરીઠામ ન બેઠો, પણ તેણે પોતાના સરદાર પૂર્વ બાજુ બંગાલામા અને દક્ષિણ બાજુ માળવા ગૂજરાત સુધી મોકલ્યા. બંગાલ અને બહાર પ્રાંત ૧૧૯૪–૯૫ ના સુમારે મુસલમાનોના તાબામા આવ્યો. ગૂજરાતમા તેઓ ફાવ્યા નહિ, પણ તેના પછીના ગુલામ રાજાએ ગૂજરાતને હેરાન કર્યું ને પછી તેરમા શતકના છેવટમા અલ્લાઉદ્દિને ગૂજરાતના કર્ણરાજાના રાજ્યને ધૂળમા મેળવ્યુ અને મહારાષ્ટ્રમા દેવગિરિના યાદવોનો ૧૨૯૪ મા પરાભવ કર્યો

૩૨૧. મરાઠી સાહિત્યમા મૂળ સાહિત્ય જ્ઞાનેશ્વરીને સંપૂર્ણ થયે ચારજ વર્ષમાં મહારાષ્ટ્રનો મોટો ભાગ મુસલમાનોના હાથમા આવ્યો. મહમદ ગીઝની સાથે અફગાન, આરબ, તાર્તર, અને મહમદ ઘોરી સાથે પણ તેવાજ અફગાન, તાર્તર, તુર્ક ઇત્યાદિ પરધર્મી અને ભિન્ન કુળના લોક અગ્યારમા શતકના આરંભથી તે તેરમા શતક સુધી હિંદુસ્થાનમા આવી ઘુસ્યા. તેઓએ આપણો ધર્મ સ્વીકાર્યો નહિ, પણ તેમને આપણી ભાષા બોલવી પડતી આથી નવી ભાષા ઇ સ. ૧૧ મા શતકથી ૧૩ મા શતક સુધીમા ઉદયમા આવી તે પૈકી કોઇ ભાષાને પોતાનું નિશ્ચિત સ્વરૂપ પ્રકટ કરવામા બીજી ભાષા કરતા વખત લાગ્યો, કોઈએ તેનુ સ્વરૂપ ઝટ સાધ્ય કર્યું એટલેકે એકાદ અર્ધો શતક આગળ પાછળ એમ પરિસ્થિતિ પ્રમાણે જન્મ પામી મરાઠીમા ૧૩ મા શતકમા નિશ્ચિત સ્વરૂપનુ વાઙ્મય મળે છે, ત્યારે તે નિશ્ચિત સ્વરૂપની બોલીના રૂપમા આવી તે પૂર્વે એક બે શતકમા તે ઉત્પન્ન થવી જોઇએ એ ઉઘાડુ છે

૩૨૨. ગૂજરાતીમા પહેલા તેરમા શતકનુ વાઙ્મય પ્રાપ્ત થાય છે,



વામા હરકત નથી પણ સુદૈવે આ સંબધે કેવળ અનુમાન પરજ તે વાતનો માત્ર આધાર રાખવા જેવુ નથી રહ્યુ, કારણ કે વિદગ્ધ-વાગ્મય અને અન્ય આધાર પણ મળી રહે છે, કારણકે સ ૮૩૫મા રચાયેલી કુવલય માલા છે તેમા મુખ્ય દેશમા સૌરાષ્ટ્ર ને લાટ દેશનો ઉલ્લેખ કરવા ઉપરાત ગૂર્જર લોક ને તેમની ભાષાનો સ્પષ્ટ ઉલ્લેખ છે—

ઘયલોણિય પુટ્ઠંગે ધમ્મવરે સધિવિગ્ગહે નિઉણે,

'ન ઉરે ભલ્લઉં' ભણિરે, અહ પેચ્છઇ ગુજ્જરે અવરે

—પછી ગુર્જર લોકોને જોયા. એ લોકો ઘી અને માખણથી પુષ્ટ શરીરવાળા, ધર્મપરાયણ, સધિવિગ્રહમા નિપુણ અને 'ન ઉરે ભલ્લઉં' એમ બોલનારા હોય છે

વળી સાથે લાટપ્રદેશ કે જેનો હાલ ગૂજરાતમા સમાવેશ થાય છે તેનો પણ ઉલ્લેખ છે કે,—

ણ્હાઓલિત્તવિલિત્તે, કયસીમતે સોહિયગત્તે

'અમ્હ કાઉં તુમ્હ' ભણિરે અહ પેચ્છઈ લાડે

—પછી લાટના લોકોને જોયા—એ લોકો (માથામા) સેંથો પાડનારા, લેપન કરનારા, સુશોભિત શરીરવાળા અને 'અમ્હ કાઉં તુમ્હ' એમ બોલનારા હોય છે

૩૨૪ કોઇપણ ભાષા પોતાનુ સૌષ્ઠવ-પ્રૌઢપણુ ઇત્યાદિ ગુણોથી અગર તે બોલનારાની ધાર્મિક સમજણથી શિષ્ટસમત થઇ હોય તો તેનુ રૂપાતર થયા પછી તે સાથે તેમા વાગ્મય-સાહિત્ય ઉપજી શકે છે. ઉદાહરણ માટે સસ્કૃતની વાત કરીએ સામાન્ય જનસમૂહની નિત્ય વ્યવહારની બોલવાની ભાષાની દૃષ્ટિએ જે તેનુ અસ્તિત્વ વિક્રમ સંવત્ પૂર્વે છ સાત શતક ઉપર નષ્ટ થયુ હતુ, છતા પણ વિદગ્ધ વાગ્મયની વાહક તરીકેની દૃષ્ટિએ જોતા વિક્રમ સવત્ પછી ૧૭-૧૮ શતક સુધી તે જીવત રહી છે બીજુ એ છે કે વાગ્મયમાની ભાષાનુ સ્વરૂપ નિર્માણકાલે જેવુ હોય છે તેવુજ પછી રહે એવી ખાત્રી કોઇ આપી શકે તેમ નથી. જુઓ જૂની કૃતિઓ યા મધ્યકાલીન કૃતિઓ-દાખલા તરીકે

નરસિંહ મહેતાની કૃતિઓન્તે શુદ્ધ થતી ગઇ તેનાં જૂનાં, દુર્બોધ સ્વરૂપ ભૂંસાતાં ગયાં અને અત્યારે જે પ્રભાતિયાં વગેરે તેનાં બોલાય છે ને જે સ્વરૂપે બોલાય છે તે સ્વરૂપ કંઇ નરસિંહ મહેતાનું સ્વયંસ્ફુરિત નથી સાહિત્ય એ ભાષાને નામશેષ કરવા દેતું નથી પણ તે તેના ખરાં સ્વરૂપને માટે સાક્ષી પણ થઇ શકતું નથી. શિલાલેખમાં તેમ થઇ નથી પણ ગૂજરાતી તામ્રપત્રમાં જૂના લેખ મળ્યા નથી,

૩૨૫. પશ્ચિમના લોકો એ તેમાં ઈ. સ. પૂર્વે ૩ શતકથી પછી ઘણું સાહિત્ય થયું હવે જણાયું છે બૌદ્ધ લોકોના પરંપરાગત વિશ્વાસ પ્રમાણે બુદ્ધ વચનો પર ઉભી કરેલી તે મગધભાષા છે એટલે પાલિ અર્થાત્ જૂની પ્રાકૃત, બુદ્ધ સુધી પહોંચે છે વિ. સ. પૂર્વે ૧૩૦ વર્ષ સુધી તેને લઇ જવાનો પુરાવો ઉપલબ્ધ નથી. અશોકના વખતમાં તેના કિંચિત્ બદલાતા જતા સ્વરૂપમાં શિલાલેખો લખાતા આવ્યા તે ઇ.સ. પછી એક શતક સુધી લખાતા ગયા. આ બે શતકોની વચમાંજ સંસ્કૃત શિલાલેખો કોતરવા લાગ્યા અને પછી તે વધુ વધુ વપરાતા ગયા. એક બાજુ અશોક શિલાલેખોની પાલી અગર પ્રાકૃત ભાષાથી જઇને મહા-રાષ્ટ્રી હિન્દી, ગૂજરાતી આદિ થઇ નવી ભાષા ઉત્પન્ન થતી ગઇ બીજી બાજુ આ ભાષાઓ નવી હોવાથી તેને પ્રથમ પ્રશસ્તું મહત્ત્વ ન મળે તે સ્વાભાવિક છે તેથી અને સંસ્કૃત ઉપરના અભિમાનથી તથા બૌદ્ધ ધર્મના નાશ કાળ પછી જાગૃતિ જોરથી થઇ ગઇ તેથી સંસ્કૃતજ શિલાલેખોની ભાષા બની, પણ પ્રાકૃતની વૃદ્ધિ ચાલીજ ગઇ અને તેના પોતાનાંજ ખાસ પ્રશસ્તું ( એટલે ધાર્મિક રાજકીય નહિ ) ગ્રન્થ-સાહિત્ય થવા લાગ્યું.

૩૨૬ પૈશાચી ભાષામાં પહેલા ગુણાઢ્યની બૃહત્કથા, સત્તસઇ ત્રી-જા સૈકામાં રાવણવહો, સાતમા સૈકામાં ગઉડવહો, ૧૧ મા શતકમાં ક-પૂરમંજરી ઇત્યાદિ ગ્રન્થો, એવું લખેલી આપે છે કે ઇ. સ. પહેલા શત-કથી ૧૧ મા શતક સુધી પ્રાકૃત ભાષા જોરમાં હતી. આ દરમ્યાન જૈન ગ્રન્થકારોએ પણ અનેક પ્રાકૃત ગ્રન્થો અને કથાઓનું સાહિત્ય રચ્યું છે

ધાર્મિક, શાસ્ત્રીય નહિ તો કાવ્યાદિ. ગ્રંથ સુદ્ધા જો કે સંસ્કૃતમા પૂર્વ પ્રમાણે થતા હતા, છતા પણ જીવત પ્રાકૃત ભાષાએ પોતાની ચળવળ છોડી નથી, એતુ આ પરથી સિદ્ધ થાય છે આ પછીનો કાળ તેજ હાલની દેશી ભાષાનો કાળ. ઇ. સ. દશથી બારમા શતક સુધી પ્રાકૃતમા કાવ્ય થતાં હતા (તેનુ ઉદાહરણ હેમચન્દ્ર વગેરે) આનુ કારણ, આધુનિક ભાષા તે કાળથી વધતી ગઇ અને વાગ્મય—સાહિત્ય ભાષા થવાની પાત્રતા તેણે પોતાના અંગમાં આણી હતી

૩૨૭ આ '**જૈન ગૂર્જરકવિઓ**'ના પુસ્તકમા કવિઓ અને તેમની કૃતિઓનો વિ સ તેરમી સદીથી પ્રારભ કર્યો છે તેનું કારણ ઉપરથી સમજાશે બારમા શતકથી તે પદરમા સેકાના મધ્ય સુધી અપભ્રશ સાથે ગૂર્જર ભાષાનુ સ્વરૂપ વધારે સબધ જાળવ્યે જતુ હતુ, અને તેથી મારા મિત્ર સાક્ષરશ્રી અબાલાલ બુલાખીરામ જાની બી. એ. તે સમયને 'અપભ્રશ યુગ' એ આપવા દોરાયા લાગે છે. તેમણે ૩૦ મી એપ્રીલ ૧૯૨૬ ને રોજ નડિયાદમા 'પ્રાચીન ગૂજરાતી સાહિત્યના કેટલાક પ્રશ્નો' એ પર મનનીય ભાષણ આપ્યુ હતું તેમાથી અત્ર ઉપયોગનો ભાગ નીચે પ્રમાણે છે—

૩૨૮ 'અપભ્રશ, પ્રાચીન અને અર્વાચીન એમ ત્રણ વિભાગોમા ગૂજરાતી સાહિત્ય વહેચાવા પામ્યું છે વિક્રમ સવત્ બારમા સૈકાથી ૧૪૫૦ સુધીનો અપભ્રશ યુગ ત્યારથી ૧૯ મા સૈકા સુધી પ્રાચીન સાહિત્ય યુગ, અને ત્યાર પછીનો અર્વાચીન સાહિત્ય યુગ છે નરસિંહ મહેતાથી નાકર સુધીનુ સાહિત્ય એ મિશ્ર સાહિત્ય છે હમેશા એક કોટી—યુગમાથી બીજી કોટીમા સક્રાતિ પામતુ સાહિત્ય મિશ્ર હોઇ શકે, ન તે પ્રાચીન સસ્કાર બધા ત્યજી શકે, કે ન તે નવીન પરિવર્ત્તનના સસ્કારો સર્વથા સગ્રહી શકે. આવી સ્થિતિનુ નરસિહ—નારક યુગનુ મિશ્ર ભાષા સસ્કારવાળુ સાહિત્ય છે છતા તે પ્રાચીન સાહિત્યની કક્ષામા ગણાય છે કવિ દલપતરામે વિધાન બાધ્યુ હતુ કે, જે ભાષા નરસિહ મહેતાના વખતમા હતી તેવીજ અત્યાર સુધી ચાલી આવી છે. એવો એક પક્ષનો મત છે, પરતુ તે કેવળ ભ્રમજ છે.

૩૨૯ નરસિંહ મહેતાને આદિ કવિ કહેવામાં આવે છે પરંતુ તે પહેલાં પણ ગૂર્જર ભાષામાં કવિતાઓ લખવામાં આવતી હતી. જૈન અને જૈનેતર-બ્રાહ્મણ કવિઓએ પુષ્કળ સાહિત્ય લખ્યું છે (જૈન કવિઓ માટે જુઓ આ ગ્રંથમાં નોંધેલા કવિઓ અને તેમની કૃતિઓ.)

૩૩૦ આ ઉપરાંત ત્રીજો ભ્રમ એવો છે કે જૈનો અને બ્રાહ્મણોનાં સાહિત્ય જુદાં જુદાં ખીલ્યાં હતાં—પરંતુ સાહિત્યનો ઇતિહાસ લખાયા છતાં વિદ્વાનોએ તેમાં સાવધાની નહિ રાખવાથી એ ભ્રમો ઉત્પન્ન થવા પામ્યા છે."

૩૩૧ ઉપરના તેમજ બીજા અનેક ભ્રમો ગૂજરાતી ભાષા સંબંધે તેના સાહિત્ય સંબંધે તેમજ તે ભાષાની જનની અપભ્રંશ અને તેથી આગળ પ્રાકૃત સંબંધે ઉભા થવા પામ્યા છે તે તે પૈકી કેટલાક ઉભા કરેલા વ્રત છે આ સર્વ આ લેખથી તેમજ આ પુસ્તકમાં વર્ણવેલા કવિઓ અને તેમની કૃતિઓથી દૂર થશે અને સૂજ્ઞ સાહિત્યરસિક ભાષાવિવેકદૃષ્ટિથી યથાર્થ નિર્ણયોપર આવશે. વિશેષમાં તેઓ પ્રામાણિક પણે ઉંડા ઉતરશે તો તેઓ સ્પષ્ટ જાણી જોઇ સ્વીકારી શકશે કે જૈનોએ પ્રાકૃત, અપભ્રંશ અને દેશી-ગૂજરાતી આદિ ભાષાનું વ્યાકરણ રચવામાં, તે ભાષાની રચનામાં પ્રમાણભૂત પુસ્તકો પૂરાં પાડવામાં અને તેમનું સાહિત્ય સમૃદ્ધ જાળવી રાખવામાં પ્રબળ ફાળો આપેલ છે અને તેમ કરી ભાષાને ચિરંજીવતી રાખવાની અને સમૃદ્ધિશાળી બનાવી છે આટલું સમજવામાં સુજ્ઞોને આ નિબંધ તેમજ આ પુસ્તક નિમિત્તભૂત થશે તો તે તૈયાર કરવામાં મેં લીધેલો પરિશ્રમ સાર્થક થશે અને હું કૃતાર્થ થઇશ. પરમાત્મા સૌને શુદ્ધ બુદ્ધિ અને શુદ્ધ હૃદય અર્પો એજ પ્રાર્થના।

તલકચંદ બિલ્ડિંગ, ચંદનબાગ }
મુંબઇ-વિક્રમાર્ક ૧૯૮૨
ના જ્યેષ્ઠ શુદ ૯ શનિવાર
તા ૧૯-૬-૨૬

વિનીત સાહિત્યસેવક
મોહનલાલ દલીચંદ દેસાઇ

# જૈન ગૂર્જર કવિઓ.

## વિક્રમ તેરમી સદી.

### ૧ શાલિભદ્ર સૂરિ (રાજગચ્છ—વજ્રસેનસૂરિના પટ્ટધર.)

(૧) ભરતેશ્વર બાહુબલિ રાસ (સં. ૧૨૪૧ ફાગણ પચમી)

આદિ—

રિસહ જિણેસર પય પણમેવી, સરસતિ સામિણિ મનિ સમરેવી,
નમવિ નિરતર ગુરૂ ચરણ,
ભરહ નરિંદહ, તણુઉં ચરિત્તો, જે જગિ વસુહોંડઈ વદીતો,
બાર વરસિ બિહુ બધવહ ૧
હઉં હિવ એ ભણિસુ રાસહ છંદિહિ, તં જણમણહર મણ આણંદિઈ,
ભાવિઈ ભવીયણ સાભળઉ,
જબુદીવિ ઉવઝા ઉર નયરો, ધણકણ કચણુ રયણિહિ પવરો,
અવર પવર કિરિ અમરપુરો ૨

* * * *

અંતે—

રાયહ એ ગચ્છસિણગાર વયરસેણ સૂરિ પાટધર ૨૦૩
ગુણગણહ એ તણુઉ ભડાર, સાલિભદ્ર સૂરિ જાણીઇ એ
કીધઉ એહ તીણિ ચરિતુ, ભરહ નરેસર રાસુ છંદિઈ ૨૦૪
જે પઢઈ એ વસહ વિસોહિ (વદીત), સો નરૂ નિતુ નવનિહિ લહઇએ.
સવત એ બાર એકતાલિ, ફાગણ પચમિઈ એઉ કીઉ એ ૨૦૫

—પા ૧૦ વિજયધર્મસૂરિ ભડાર વ સે.

(૨) બુદ્ધિરાસ.

આદિ—

પણમવિ દેવિ અંબાઈ પંચાણણ ગામિણિ વરદાઈ
જિણ સાસણિ સાનિધિ કરઈ સામિણિ
સુર સામિણિ તું સદા સોહામિણિ ૧
પણમિય ગણહર ગોયમસામિ દુરિત પણાસઈ તેહનઈ નામિ
વર્ધમાન સામીનઉ સીસ પણમ્યાં પૂરઈ સયલ જગીસ. ૨
સહગુરૂવયણે સમક્ત કીજઈ બોલ્યા બોલ સીખામણ દીજઈ
કેઈ બોલ જ લોકપ્રસિદ્ધ ગુરૂ ઉપદેસઈ કેઈ લદ્ધ ૩

* * * *

અંતે—

સાલિભદ્ર ગુરૂ સકવીય એ સવિ સુગ ઉપદેસ તુ,
પઢઈ ગુણઈ જે સાંભળએ તેહ સવિ ટલઈ કિલેસ તુ ૫૩

(પાઠાંતર—પરમ કરઈ સુખ ભાગસ્યું એ અવિચલ સુખ લહેસિ ૬૨)

—સં ૧૬૭૨ વર્ષે માર્ગશિર વદિ ૧૪ સોમે સ્તંભતીર્થે રાજચંદ્રેણ લિખિતં પા. ૨–૧૪ ગ. વિ. ૩–૧૩ મે.

—ઉપાધ્યાય શ્રી મતિકીર્તિ ગણિભિર્લખ્યાં શિષ્ય પં મહિમાકુમારગણિ તત્ શિ જયસાગેન લિખેષ. સુશ્રાવિકા પુણ્યપ્રભાવિકા રાજકુંઅર પઠનાર્થં. આ. ક.

(૩) હિતશિક્ષા પ્રબુદ્ધ રાસ ? ડા. ૭ પ્રત ૧૨ (આ રાસ જોયો નથી. નામ પરથી અનુમાન થાય છે કે ઉપરનો બુદ્ધિરાસ ને આ રાસ એકજ હશે.)

---

૭ ધર્મ (મહેન્દ્રસૂરિ શિષ્ય)

(૪) જંબૂસ્વામિ ચરિત (જંબુસામિ ચરિય) સં ૧૨૬૬

આદિ—

જિણ ચઉવીસઈ પય નમેવિ ગુરૂ ચરણ નમેવી,
જંબુ સામિહિ તણઉં ચરિય ભવિઉ નિસુણેવી

કરિ સાનિધ સરસત્તિ દેવિ, જિમ રય કહાણઉં,
જંબૂ સામિહિ ગુણ ગહણુ સખેવિ વખાણઉં. ૧

* * *

અંતે—

વીર જિણુંદહ તીથિ કેવલિ હૂઉ પાછિલઉ,
પ્રભવઉ અઈસારીઉ પાટિ સિદ્ધિ પુહુતુ જંબુ સ્વામિ,
જંબૂસામિ ચરિત પઢઈ ગુણઈ જે સંભલઈ,
સિદ્ધિ સુખ અણંત તે નર લીલાહિ પામિસિઈ ૪૦
મહિંદસૂરિ ગુરૂ સીસ **ધમ્મ** ભણઇહો ધ્રામીઉ હ
ચિંતઉ રાતિ દિવસિ જે સિદ્ધિહિ ઊમાહીયા હ,
**બારહ વરસ સએહિ** કવિતુ નીપન **છાસઠઈ**
સોલહ વિજ્જાએવિ દુરિય પણાસઉ સયલસંઘ ૪૧

પ્ર૦ પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ (પા ૩ પ્ર કા)

[ મહેંદ્રસિંહ સૂરિ—(૧) અચલ ગચ્છમા ધર્મઘોષ સૂરિના શિષ્ય અને સિંહપ્રભ સૂરિના ગુરૂ થઈ ગયા છે જન્મ સ ૧૨૨૮ દીક્ષા ૧૨૩૭ આચાર્યપદ ૧૨૬૩ મરણ ૧૩૦૯ તેમણે સ ૧૨૯૪ મા શતપદિકા નામનો ગ્રથ રચ્યો છે (૨) બીજા મહેંદ્રસૂરિ હેમાચાર્યના શિષ્ય સ ૧૨૧૮ મા થયા છે તેમણે હેમચદ્રકૃત અનેકાર્થ સગ્રહ પર અનેકાર્થ કૈરવાકર કૌમુદી નામની ટીકા રચી છે આમાથી આપણા કવિના ગુરૂ પહેલા—મહેંદ્રસિંહસૂરિ લાગે છે ]

---

## ૩ વિજયસેનસૂરિ. ( મહામાત્ય વસ્તુપાલના ધર્માચાર્ય. નાગેંદ્રગચ્છના મહેન્દ્રસૂરિ-શાંતિસૂરિ—આનંદસૂરિ-અમરસૂરિ—હરિભદ્રસૂરિ શિષ્ય. તેમણે આબુપર વસ્તુપાલ તેજપાલે કરાવેલી નેમિનાથની પ્રતિષ્ઠાની

પ્રતિષ્ઠા સં ૧૨૮૭ ફાગણ વદિ ૩ રવિને દિને કરી હતી. )

(૫) રૈવતગિરિ રાસો ( ગિરનાર પર્વત સંબંધી )

આદિ—

પરમેસર તિત્થેસરહ પયપંકય પણમેવિ
ભણિસુ રાસુ રૈવતગિરે અંબિકદેવિ સુમરેવિ. ૧
ગામાગર પુરવણ ગહણ સરિ સરવરિ સુપએસુ
દેવભૂમિ દિસિ પચ્છિમહ મણહરુ સોરઠદેસુ. ૨

* *

અંત—

રંગિહિ એ રમઇ જો રાસુ સિરિ વિજયસેણિસૂરિ નિમ્મવિઉ એ
નેમિ જિણુ તુસઈ તાસુ અંબિક પૂરઇ મણિ રળી એ ૨

[ આ રાસને ૪ કડવમ્ (કડવાં) છે તે દરેકમાં અનુક્રમે ૨૦, ૧૦, ૨૨ અને ૨૦ કડીઓ છે તે વડોદરા ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથ માળામાં પ્રકટ થએલ પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ એ પુસ્તકમાં પ્રકાશિત થયો છે ]



# વિક્રમ ચૌદમી સદી.

૪ * વિનયચંદ્ર ( રત્નસિંહ સૂરિશિ. )

(૬) નેમિનાથ ચતુષ્પદિકા ( પ્ર પ્રાચીન ગૂર્જર કાવ્ય સગ્રહ )

આદિ—

સોહગસુંદર ઘણુલાવન્નુ, સુમરવિ સામિઉ સામલવન્નુ,
ગખિ પતિ રાજલ ચડિ ઉત્તરિય, બાર માસ સુણિ જિમ
બજ્જરિય—૧

નેમિ કુમરૂ સુમરવિ ગિરનારિ, સિદ્ધી રાજલ કન્નકુમારિ—આંકણી.

× × × × ×

અંત—

પચ સખી સઈ જસુ પરિવારિ, પ્રિય ઊમાહી ગઈ ગિરિનારિ,
મખી સહિત રાજલ ગુણુરાસિ, લેઇ દિખ પરમેસર પાસિ ૩૯
નિમ્મલ કેવલનાણુ લહેવિ, સિદ્ધી સામિણિ રાજલદેવિ,
રયણુસિંહ સૂરિ પણુમવિ પાય, બારઇ માસ ભણિયા મઈ ભાય ૪૦
—નેમિકુમરૂ સુમરવિ ગિરનારિ, સિદ્ધિ રાજલ કન્નકુમારિ—

ઇતિ શ્રી વિનયચદ્ર સૂરિકૃત નેમિનાથ ચતુષ્પદિકા —

( આ ૪૦ ટુકનુ કાવ્ય છે, તેમા બારમાસ લઇ દરેક માસે રાજેમતિ પતિવિરહથી કથન કરે છે એવુ કાવ્યમય વર્ણન કવિએ કરેલુ છે આ કાવ્ય જૈનશ્વેતામ્બર કૉન્ફરન્સ હેરૅલ્ડમા મુનિશ્રી જિનવિજયજીની નીચેની ફુટનોટ સહિત છપાયુ છે ( અક પુ )

---

* આ આચાર્ય હતા તેમણે સ ૧૩૨૫ મા પર્યુષણા કલ્પસૂત્રપર નિરૂક્ત રચેલ છે તેમના ગુરૂ રત્નસિંહ સૂરિ એ તપગચ્છમા થયેલા સૈદ્ધાન્તિક શ્રી મુનિચદ્ર સૂરિના શિષ્ય હતા ને વિક્રમ તેરમી સદીમા વિદ્યમાન હતા તેમણે ટીકા સહિત પુદ્ગલ ષટ્ત્રિંશિકા-નિગોદ ષટ્ત્રિંશિકા આદિ ગ્રંથો રચેલા છે

અંતે—

સંવત તેર સત્તાવીસઇ માહમસવાડઈ
ગુરૂવારિ આવી ય દસમિ પહિલઇ પખવાડઈ,
તહિ પૂરૂ હૂઉ રાસુ સિવમુખ નિહાણૂ
જિણુ ચઉવીસઇ ભવીયણુઇ કરિસિઇ કલ્યાણૂ ૧૧૮
જા સિસિ રૂવિ ગયણુગણિહિ ઊગઈ મહિમંડલિ,
તા વરતઉ એઉ રાસુ ભવિય જિણુસાસણિ,
નિમ્મલ જ ગ્રહ નક્ષત્ર તારિકા વ્યાપઈ
જયવંતુ શ્રીસંઘ અનઈ જિણુસાસણુ ૧૧૯

—પ્ર૦ પ્રા ગૂ કા સં.

---

## ૫ સોમમૂર્તિ.

### (૮) +જિનેશ્વર સૂરિ દીક્ષા વિવાહ વર્ણના રાસ-સં ૧૩૩૧ પછી.

આદિ—

ચિંતામણિ મણિ વિ વિયત્થે સુહિયય ધરેવિણુ પાસ જિણુ,
જુગપવરૂ જિણેસર સૂરિ મુણિરાઉ થુણિસુ હઉ ભત્તિ
આપણઉ ૧
ગુરૂ નિયહિયય કવહુ વરમોતિય હારૂ સુગુરૂ જિણેસર સૂરિ-ચરિય,
ભવિય જણુ જેણુ સા મુત્તિવર કામિણી, તુમ્હ વગણુમિ
ઉકકંઠિયએ ૨.

* * *

અંતે—

એહ વીવાહુલઉ જે પઢહિ જે દિયહિ પેલાપેલિય રંગભરિ,
તાહ જિણેસર સૂરિ સુપસન્નુ ઇમ ભણઈ ભવિય ગણિ
સોમમુત્તી ૩૩

ઉસિરિ ભદ્દેસર સૂરિહિ વસો બીજી સાહહ વનિસુ રામો, ધમીય રોલુ નિવારીઉ,
સગ્ગ ખડુ જિમ મહીયલિ જાણુઉં, અટ્ટારસઉ દેસુ વખાણુઉં ગોવલિ
ધન્નિ રમાઉલઉ,

અનલ કુડ સભમ પરમાર રાજ કરઈ તહિ છે સવિચાર, આબૂ ગિરિવરૂ
તહિ પવરો.

× × ×

અંતે—

સાત્રીસઇ આષાડિ લખમણ મયધર સાહુ સૂઓ
છીયણી નયર મઝારિ આરિઠવણુઉં ભીમિ કિઓ,
કમલસૂરિ નિયપાટિ સઈ હાથિ પ્રજ્ઞાસુરિ ઠવીઓ,
ધમીઉ ધમાવીઉ જીવુ અણુસણિ આવા સુદ્ધુ કીઓ
પણિ પહુત્તઉ સુરલોઇ ગણહરૂ ગંગાજલ વિમલો
તાસુ સીસુ ચિરકાલુ પ્રતપઉ પ્રજ્ઞાતિલક સૂરે
જિણુ સામણિ નહચંદ સુહગુરૂ ભવીયહ કલપતરો
તા જગે જયવંત ઉમ્હાઉ જા જગિ ઊગઇ સહસકરો
તેરત્રિસઠઇ રાસુ કોરિંટાવડિ નિમ્મિઉ
જિણહરિ દિતસુણંત મણુવછિય પૂરવઉ

—સંવત્ ૧૪૦૮ વર્ષે ચીઆગ્રામે શ્રી નરચંદ્રસૂરિણા શિષ્યેન શ્રી રત્નપ્રભ સૂરીણા બાંધવેન પંડિત ગુણભદ્રેણ કચ્છૂલી શ્રી પાર્શ્વનાથ ગોષ્ટીકા લીંબા ભાર્યા ગઉરી તત્પુત્ર શ્રાવક જસા ડૂંગર તદ્દભગિની શ્રાવિકા વીઝી તીલ્હી પ્રભૃત્યેષા સાહાય્યેન પ્રભુશ્રી શ્રીપ્રભ સૂરિવિરચિત ધર્મ-વિધિ પ્રકરણ શ્રી ઉદયસિંહ સૂરિ રચિતા વૃત્તિ શ્રી ધર્મ્મ-વિધિ ગ્રંથસ્ય કાર્ત્તિક વદિ દશમી દિને ગુરૂવારે દિવસ-પાશ્ચાત્ય ઘટિકાદ્વયે સમયે સ્વ પિતૃ-માત્રો શ્રેયસે શ્રી ધર્મ્મવિધિ ગ્રંથમલિખત્ । (આમ એક પ્રતને અંતે લખેલું છે )

## ૮ અમ્બદેવસૂરિ ( નાગેન્દ્રગચ્છ પાસડસૂરિ શિ૦ )

### (૧૧) +સમરા રાસો ( સમરસિંહ રાસ ) સં. ૧૩૭૧

આદિ

પહિલઉ પણમિઉ દેવ આદીસર સેત્તુજસિહરે
અનુ અરિહંત સવ્વે વિ આરાહઉં બહુ ભત્તિભરે ૧
તઉ સરસતિ સુમરેવિ સારયસસિ નિમ્મલીય
જસુ પયકમલ પસાય મૂરખુ માણઉ મન રલીય. ૨
સંઘપતિ દેસલ પુત્ત ભણિસુ ચરિઉ સમરાતણઉ એ
ધમ્મિય રોલુ નિવારિ નિસુણઉ શ્રવણિ સુહાવણઉ એ ૩

* * * *

અંતે—

સંવચ્છરિ ઇક્કહત્તર થાપિઓ રિસહ જિણિંદો
ચૈત્રવદિ સાતમિ પહુત ઘરે નંદઓએ જા રવિ ચંદો. ૩
પાસડ સૂરિહિ ગણહરહ નાઇલગચ્છ નિવાસો
તસુ સીસિહિ અંબદેવસૂરિહિ રચિયઉ એ સમરા રાસો. ૪
એહુ રાસુ જો પઢઇ ગુણઇ નાચિઉ જિણહરિ દેઇ
શ્રવણિ સુણઇ સો બયઠઓએ તીરથએ તીરથજાત્ર ફલુ લેઇ ૫

—પ્રા. ગૂ. કા.

આ રાસ પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહમાં તથા જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચયમાં પ્રકટ થયો છે. રાસનો નાયક સમરસિંહ મંત્રિ ઓસવાળ હતો અને તેના ઉપર અલપખાનની મહેરબાની હતી. તેણે સંઘ કાઢ્યો હતો. આ સંઘપતિ સમરસિંહ વિષે સમરાએ કેટલાંક સ્તવનો બનાવેલાં છે. સં. ૧૩૭૧ માં શત્રુંજય પર આદિનાથદેવની મૂર્તિ તેણે પ્રતિષ્ઠિત કરાવી. આ રાસ પણ તેજ વર્ષમાં રચાયેલ છે.

## ૯ જિનપદ્મસૂરિ ( ખરતરગચ્છ જન્મ સં. ૧૩૮૨ ? આચાર્યપદવી સં. ૧૩૯૦ મરણ ૧૪૦૦ )

(૧૨) +શ્રીસ્થૂલિભદ્ર ફાગ. (સિરિ થુલિભદ્દ ફાગુ )

આદિ—

પણમિય પાસ જિણુદપય અનુ સરસઇ સમરેવી,
થૂલિભદ્દ મુણિવઈ ભણિસુ ફાગુ બધિ ગુણ કેવી ૧

અંતે— × × × ×

ખરતરગચ્છિ જિણપદમ સૂરિ કિય ફાગુ રમેવઉ,
ખેલા નાચઈ ચૈત્રમાસિ રગિહિ ગાવેવઉ ૨૭

—પ્ર કા, પ્ર૦ પ્રાચીન ગૂર્જર કાવ્ય સગ્રહ

( આ ૨૭ ટુકનુ ટુક કાવ્ય છે પ્રાચીન છે )

---

## ૯ ક પદ્મ. ( ૧૪ મો સૈકો )

(૧૩) + સાલિભદ્ર કક્ક ( શાલિભદ્ર કાક )

આદિ—

ભલિ ભજણુ કમ્મારિબલ વીરનાહુ પણમેવિ,
પઉમુ ભણઇ કક્ક ખરિણુ સાલિભદ્દગુણ કેઇ ૧

× × ×

અતે—

ઇહ કહિયઉ કક્કહ કુલઉ, ઇકહત્તરિ કડુયાહ,
ભવિયઉ સજમુ મણિ ધરઉ, પઢઉ ગુણહુ નિસુણેહુ ૭૧

પ્ર૦ પ્રા. ગૂ કા સ.

(૧૪) +દૂહામાતૃકા

આદિ—

ભલે ભલેવિણુ જગતગુરૂ પણમઉ જગહુપહાણુ,
જાસુ પસાઈ મૂઢ જિય પાવઈ નિમ્મલુ નાણુ ૧

× × ×

અંતે—

મઝ્ઝમહાસિરિસિરિ સિન્નધ્ધયુ રમ્મુ
દુલ્લાભઉ અભિમઈ પઉમિસિરિ જિણવરધમ્મુ. ૫૭

પ્ર. પ્રા. ગૂ. કા. સં

( માતૃકા એટલે બારાખડી કે વર્ણ ક્રમ તે પર ઉપદેશ આ ૫૭ દૂહાના કાવ્યમાં આપેલો છે. આ પણ કવિ કદાચ જિનપદ્મસૂરિ ન બના પણ હોય, તેમજ આ કાવ્યો ભાષાની પ્રાચીનતા જોતાં ૧૪ મા સૈકાનાં લાગે છે તેથી પણ એમ આ કવિ તરીકે જિનપદ્મસૂરિની નીમેજ માનવામાં આવેલ છે )

---

## ૧૦ સોલણુ ( ૧૪ મો સૈકો )

(૧૫) + ચર્ચરિકા.

આદિ—

જિણુ ચઉવીસ નમેવિણુ સરસઇપય પણમેવિ
બારસઈ ગુરુ અપ્પણુઉ અવિસ્સુ ભાવુ ધરેવિ. ૧
કર જોડિઉ સોલણુ ભણઇ ઇવિદ્દ સહગુ કરેસુ,
ગુણિ અવધારહુ ધમ્મિયઉ ચચ્ચરિ દેઉ ગાએસુ. ૨

× × ×

અંતે—

કુમરગિ અવિ કરિ સગ્ગઉ સીયલિ વાઉ
કમ પુણુ નાચર્દદી અનુવિ મિલઇ પસાઉ. ૩૮

—પ્ર. પ્રા. ગૂ. કા. સં

( ભાષાની પ્રાચીનતા જોતાં આ કાવ્ય ૧૪ મા સૈકાનું લાગે છે )

# વિક્રમ પંદરમી સદી.

## ૧૧ રાજશેખર સૂરિ–મલધારી+

### (૧૬) નેમિનાથ ફાગ ( ૧૪૦૫ લગભગ )

આદિ—

સિદ્ધિ જેહિ સઇ વર ચરિય તે તિત્થયર નમેવી,
ફાગુબંધિ પહુ નેમિ જિણ ગુણ ગાએસઉં કેવી ૧

* * * *

અંત—

રાજલ દેવિસઉં સિદ્ધિ ગયઉ સો દેઉ થુણીજઇ,
મલહારિહિ રાયસિહર સૂરિ કિઉ ફાગુ રમીજઇ ૨૭

—પ્ર૦ પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ

## ૧૨ જયાનંદ સૂરિ ( ૧૪૧૦ આસપાસ )

### (૧૭) ક્ષેત્રપ્રકાશ રાસ–ડેં૦ રત્ન૦

**ગદ્યગ્રંથો**–[ પંદરમા સૈકામાં બોલાતી ગૂજરાતી ભાષામાં અનેક ટીકા–ગ્રંથો બાલાવબોધો લખાયા તેમાં પ્રથમનો મળી આવતો ગ્રંથ તે તરૂણપ્રભ

---

[ + રાજશેખર સૂરિ–તે પ્રશ્ન વાહનકુલમાં કોટિક ગણની મધ્યમ શાખામાં હર્ષપુરીયગચ્છમાં મલધારી બિરૂદથી પ્રસિદ્ધ શ્રી અભયસૂરિના સંતાનમાં શ્રીતિલકસૂરિના શિષ્ય થયા છે, તેમણે ઢિલ્લી ( દિલ્હી )માં સં. ૧૪૦૫ માં જ્યેષ્ઠ માસની શુકલ પંચમીએ 'ચતુર્વિંશતિ પ્રબંધ'—અથવા 'પ્રબંધકોષ'–ગ્રંથ રચેલ છે તે ઉપરાંત શ્રીધરની ન્યાયકંદલીપર પંજિકા રચેલી છે ] આ ઉપરાંત વિનોદ કથાસંગ્રહ એ નામનો ટૂંકી રસપ્રદ અને બોધક કથાનો સંગ્રહ રચ્યો છે કે જેનું ગૂજરાતી ભાષાંતર વિનોદાત્મક કથા સંગ્રહ એ નામથી ભાવનગર જૈન ધર્મ પ્રસારક સભાએ સં. ૧૯૭૮ માં પ્રકટ કર્યું છે )

સૂરિનો સં. ૧૪૧૧ ની સાલમાં ગૂજરાતના પાટનગર અણહિલ પાટ ણમાં ષડાવશ્યક પર બાલાવબોધ છે અને ત્યારપછી સોમસુંદર સૂરિએ ઉપદેશમાલા યોગશાસ્ત્ર, ષડાવશ્યક આરાધનાપતાકા અને નવતત્વ વગેરે ગ્રંથોના બાલાવબોધો અને મુનિસુંદર સૂરિનો યોગશાસ્ત્ર-ચતુર્થ પ્ર-કાશનો બાલાવબોધ લખેલા મળી આવે છે તે સર્વ ગદ્યગ્રંથો પંદરમી સદીમાં વપરાતી ભાષાપર પ્રકાશ નાંખે તેમ છે ]

---

## ૧૩ વિજયભદ્ર

(૧૮) કમલાવતી રાસ—૩૬ ગાથાનો.

આદિ—

> નમુ વીર જિણેસર જિણેસર અભિનવો દખિ
> ભરત ક્ષેત્રે ભણમચિ નગરની શોભા લાખિ,
> મેઘરથ રાજ રાજકરે ધર્મ જપે
> પુણ્યની રિદ્ધિ જિસી તિસી તસ ઘરિ સોપે. ૧

*　*　*　*

અંત—

ધરણુનિ વચને કંત વૈરાગીઓ એહું સંસાર જિરણમો લાગીઓ
બાપે બેઠાવી બેટો અધીકરી રાજ્ય બેસારી બેટો આદિઇ ધરી.
ભાવક ભાદિ ધરી રાજે થાપિ ધરે વીસ સરસ રદી.
નિદ્રાં યશ છડી જિસી આતી તિસ્યો સીલ લીધિ સહી
ચારિત્ર પાલિ કમ ખાલિ કેવલી ગુણ ને થયા,
વિજયભદ્ર મનિ વર ત્યે મોક્ષ મંદિરમાં ગિયા. ૩૬

—૩—૧૩ લીં.

(૧૯) કલાવતી સતીનો રાસ.

આદિ—

> ભરત ક્ષેત્રિ રે નયરી છિ મગધાવતી
> રાય સાત રે રાજ કરમ તિણિ સગતી

એક દિવસે રે રાઈ મત્રી બોલાવીઉ,
દત્ત મત્રી રે દેસાઉરથી આવીઉ. ૧

* * * *

અંત— (ત્રૂટક)

ભૂપતુ સુત રાજ થાપી લીધુ સયમ સુષ ભરિઇ,
દેવલોકિ બિહુ પુહતા સુગતિ જાસિ અવતરી,
કલાવતીની પઇીય સઝાય, ન પડીઇ સસારસિઉં,
(વિજયભદ્ર મુનિવર સતીય ધ્યાઇ, મોક્ષ જઇઇ લીલસિઉ ૪૯

—સવત ૧૭૩૮ વર્ષે ફાગુણ વદિ ૧ રવૌદિને ૫૦ ગ્ર ૧૨૫
૯—૧૧ (પાલણપુર ભ.)

—ઇતિ કલાવતી ચરિત્ર ગીતિ ૭૬ સમાપ્ત સવત્ ૧૯૨૯ વર્ષે
ચૈત્ર વદિ ૪ દિને. (મ બ)

(૨૦)-હસરાજ વચ્છરાજ સ ૧૪૧૧
-શીલ વિષે સ ૧૪૧૧
+શીલ વિષે શિખામણ સ. ૭૧ સ મા બી

---

## ૧૪ ×વિનયપ્રભ (વિજયપ્રભ ? ઉદયવન્ત ?)

(૨૧)+ ગૌતમસ્વામિનો રાસ (સ ૧૪૧૨ ખભાતમા)

આદિ

પ્રણવાક્ષર પહિલૂ એ ભણીજઈ માયા બીજઈ સિઅનિ સુણીજઇ,
શ્રીમુખિ સોભા જ સભઇ એ

* * * *

× પ્રસિદ્ધ ગૌતમસ્વામીના રાસના કર્તા તરીકે 'વિજયપ્રભ' (ઉદયવન્ત) એ નામ પ્રચલિત છે, પરતુ વાસ્તવિક રીતે તે સુપ્રચલિત રાસના કર્તાનુ નામ વિનયપ્રભ ઉપાધ્યાય છે એ વાત ફકત રાસમા સુસ્પષ્ટ લખી છે પ્રચલિત મુદ્રિત પુસ્તકોમા 'દેવાધુર અરિહત નમિજે, વિનયપહુ ઉવઝાય થુનિજે' ઈત્યાદિ પાઠમા 'વિનયપહુ લખ્યુ છે એ મુદ્રાના પ્રમાદથી ચાલતો

## ૧૫ હરસેવક.

(૨૨)+ મયણરેહાનો રાસ. (સ ૧૪૧૩ (?) કુકડીગામમા)

આદિ—

દોહા.

જૂઆ માસ દારુ તણી, કરે વેશ્યાશુ જોષ,
જીવ હિસા ચોરી કરે, પરનારીનો દોષ. ૧

ઢાલ—અનાથીની વૈરાગી દેશીમા

વ્યસન આતમુ પરનારીનુ, પ્રત્યક્ષ પાપ દીખાયુ
રાવણુ પદમોત્તર મણિરથ રાજા, તીનુ રાજ ગમાયુ, ૧
—રાજવીયાને રાજપિયાગે, ભાઈ છેવો પ્યાગે—આકણી

અતે—

ગામ કુકડીએ કર્યો ચોમાસો, સવત ચૌદા તેરા માયો,
કથા કારણ આ ઢાલજ કીની, હરસેવક ચિત્ત લાયો—રા ૧૮૭
સાત્રારે તો મુખ સાભલજો, ચરિત્ર મયણરેહારો,
તિણ ઉપર કોઇ અધિકો ઓછો, મિચ્છાદુક્કડ મહારો—રા. ૧૮૮

(આ ઢાલ એક છે ને તેની કડી ૧૮૮ છે તેમા રાજસ્થાની-મારવાડી ઘણા શબ્દો ને પ્રત્યયો છે ને તે સ ૧૪૧૩ જેટલી જૂની કૃતિ લાગતી નથી તો તેની હસ્તલિખિત પ્રત મળે નહિ ત્યા સુધી સવતની અનિશ્ચિતતા લાગે છે પ્રકાશિત શા ભીમશીમાણેકે કરી છે તેમાથી જેમ છે તેમ અત્ર મૂકેલ છે)

---

## ૧૬ જિનોદયસૂરિ* (ખ૦)

(૨૩) ત્રિવિક્રમ રાસ સ ૧૪૧૫

* ગુજરાતના પાલણપુરમા વસતા રૂદ્રપાલ અને ધારલદેવીને ત્યાં સ ૧૩૭૫ મા સમર નામે કુંવર જન્મ પામ્યો. તેણે કુવારા સ. ૧૩૮૨

૧૭ જ્ઞાનકલશ
(૨૪)+ શ્રી જિનોદયસૂરિ પટ્ટાભિષેક રાસ સં ૧૪૧૫
આદિ

સંતિકરણુ સિરિ સંતિનાહ પયકમલ નમેવી
કસમીરહ મંડણીય દેવિ સરસતિ સુમરેવી,
જુગવર સિરિ જિણકુશલસૂરિ ગુરુગુણ ગાએસુ
પાટ મહોચ્છવુ તસુ રંગિ તસુ હઉં પભણેસુ, ૧

* * *

અંતિ

મુહગુરુ ગુણ ગાયતુ સયલ સંઘ વંછિય લહએ
રમઈ રાસુ ખડુ રંગિ જ્ઞાનકલસ મુનિ ઇમ કહઈ ૩૭

—આ જિનોદયસૂરિનું મૂળ દીક્ષાનામ સોમપ્રભ હતું તેને સૂરિપદ આપવાની ક્રિયા તરુણપ્રભાચાર્યે ખંભાતમાં સં ૧૪૧૫ માં કરી. તે પટ્ટાભિષેક ક્રિયા આમાં જણાતી છે તેથી આ કાવ્ય સં ૧૪૧૫ માં રચાયેલું જણાય છે પ્ર જૈ ઐ ગૂર્જર કાવ્ય સંચય.

---

૧૮ મેરૂનન્દન. (આ જિનોદયસૂરિ શિષ્યગુરુ)
(૨૫) +શ્રી જિનોદયસૂરિ વીવાહલઉ સં ૧૪૩૨
આદિ

સયલમણવંછિયે કામકુંભોવમ પાસજિણકમલુ પણમેવિ ભત્તિ
સુગુરુ જિણઉદય સૂરિ કરિસુ વીવાહલઉ

સહિય ઉમાહલઉ મુજ્ઝ ચિત્તિ. ૧

* * * *

---

માં દીક્ષા લીધી. જિનકુશલસૂરિએ દીક્ષા આપી સોમપ્રભ નામ પાડ્યું સં ૧૪૦૬ માં જેસલમીરમાં વાચનાચાર્યની પદવી મળી. સં ૧૪૧૫ માં ખંભાતમાં શ્રી તરુણપ્રભસૂરિએ તેમને સૂરિપદ આપીને જિનોદયસૂરિ નામ આપી જિનકુશલસૂરિની પાટે સ્થાપ્યા. સં ૧૪૩૨ માં સ્વર્ગસ્થ થયા.

અંતે

એહુ સિરિ જિણઉદયસૂરિ નિય સામિણો
કહિઉ મઇ ચરિઉ અઈ મદબુદ્ધિ,
અમ્હ સો દિક્ખગુરુ દેઉ સુપસન્નઉ
દંસણુ નાણુ ચારિત સુદ્ધિ ૪૩
એહુ ગુરરાય વીવાહલઉ જે પઢઈ જે ગુણઇ જે સુણતિ,
ઉભયલોગે વિ તે લહઈ મણુવછિય
મેરૂનંદન ગણિ ઇમ ભણંતિ. ૪૪

—ખ૦ જિનોદયસૂરિ સં ૧૪૩૨ માં પાટણમાં સ્વર્ગસ્થ થયા તેનો છેલ્લો ઉલ્લેખ કરી આ કાવ્ય પૂરૂ થાય છે તે વર્ષે તે રચાયેલું જણાય છે રચનાર પોતે તેના હસ્તદીક્ષિત શિષ્ય છે પ્ર જૈ એ ગૂર્જર કાવ્ય સંચય તેમજ ઐ રા સં ૩ ૧૫ મા સૈકાની ભાષા માટે આ કૃતિ ઉપયોગી છે.)

(૨૬) +અજિત-શાંતિ સ્તવન

આદિ

મંગલ કમલાકંદ એ, સુત્ર સાગર પૂનમ ચંદ એ,
જગગુરૂ અજિત જિણંદ એ, શાંતીસર નયણાનંદ એ ૧
બિહુ જિનવર પ્રણમેવ એ, બિહુ ગુણ ગાઇસિ સંખેવ એ,
પુણ્યભંડાર ભરેસુ એ, માનવભવ સફલ કરેસુ એ ૨

* * * *

અંતે

ઇમિ ભગતિહિ ભોલિમ તણી એ, મિરિ અજિય સંતિ
જિણ થુય ભણીએ,
સરણિ બિહુ જિણ પાય એ, શ્રી મેરૂનંદણ ઉવઝાય એ ૩૨
—પ્ર૦ રત્નસમુચ્ચય અથવા રામ વિલાસ પૃ ૨૧૫-૨૧૯

ધીઉ દાઉ જઉ દીજઇ દાન, તુ રાઉલિ લાભઈ બહુ માન,
દાનિ ભૂતપ્રેત વસિ થાઈ, દાનિ દુક્ખ દુરિઅ સવિ જાઈ. ૯
જિમ કડિ ચિંકુ ઊપજઇ, દાન ઉદારિ તિમ નીપજઇ
દાન વિપઇ જેહ ઊપજઈ બુદ્ધિ, તીહ નર સઇવર આવઇ રિદ્ધિ ૧૦

* * * *

અંતે—છેવટનો ભાગ આ પ્રમાણે છે—
શશિ લછણુ ચંદણુ પીયૂપ, સેવતાનિ હણઇ સવિ દૃખ,
ઇમિ પરિ મનિ ભાવણુ ભાવતા, કર્મ અણુતા ન્યાઈ પત્યા ૫૦
શાલિ દાલિ ધૃત મીઠા હોઇ, એય વાત જાણઇ સહૂ કોઇ,
ધરમુ માહિ તિમ ભાવણુ સાર, એહ વાત પાધરઉ વિચાર ૫૧
ષલકઈ ચૂડિ અતેવર હાથિ, નમિ રાજા પવિસઈ પરમત્થિ,
બહુ મળિએ કલિ કદ્દલ હોઇ, પરમાણુદ લહઇ ઇકે સોઈ ૫૨
પણિ પણિ ચ્યારિ ચઉરાસી જીવ, યોનિ વસઈ સસારિ સદૈવ,
ધરમુ એકુ સવિહ્ આધાર, ધર્મ લગઇ પામીજઇ પાર. ૫૩
સમરથ રાત્રિ દિવસિ મનિ ધર્મ, ધર્મ તણઉ મન છડઉ ભ્રમ,
રાખઇ ધર્મ ચિહુ ગતિ દુક્ખ, ધર્મ લગઈ પામી જઇ મુક્ખ. ૫૪
સાયર મર્યાદા પુણુ રહઇ, ચદસૂર ગયણિ સચરઇ,
કુશલ પચ ને દિ આચાર, સોઇ સહગુરુ બુઝવઇ વિચાર ૫૫
હિવ ગુર જાણુઉ મો મગારિ, જેહ ગુરુ બૂઝઈ વિચાર,
પાલઇ અનઇ પલાવઇ મોઈ, એઉ સુહગુરુ જાણઈ સહુ કોઇ ૫૬
હાથિ ચડિઉં ચિંતામણિ રત્ન, જઉ લાભઈ જિણવરન વચન,
જિણવર દેવ ધર્મગુરુ સાધુ, એય સમકિતુ શ્રેણિકરાઇ લદ્ધ ૫૭
ક્ષણ એકુ મન જઉ થાહર રહઇ, કર્મ વિવર નિશ્ચિ મો લહઈ,
કરમ વિવર સીઝઇ સવિ કાજ, લાભઈ મુગતિ તાગૂ સહ રાજ ૫૮
ક્ષાયક સમકિતુ નિશ્ચલ તાહ ચઉવિહ ધર્મ હીઈ છઇ જાહ,
સોઈ કહીઇ કક્કર કર બદ્ધ, પઢના ગુણતા હુઈ સર્વ સિદ્ધિ ૫૯
—પ્રતિ સકમધિ ચરૂપઈ સમાપ્તા ॥ છ ॥ લિખિત દેવગિરિ નગરે (મ ૨)

---

## ૨૦ સાધુહંસ ( ત૦ જિનશેખરસૂરિ-જિનરત્નસૂરિ શિ૦ )

(૨૮) શાલિભદ્ર રાસ સં ૧૪૫૫ આસો શુદ ૧

આદિ— વસ્તુ

દેવિ સરસતિ ૨ સકળ સંસાર
જસ નામિઈ મતિજન સવે બુધિ અતિહિ સરસ વખાણિ
વીણાપુસ્તકધારિણી તે સામિણિ મનમાહિ આણિ
કરજોડી કવીયણ ભણઇ સદગુરૂ પાય પણમેવિ
શાલિભદ્ર મુનિ તણું ચરીય રચેસુ સખેવિ. ૧

× × ×

અંતે— ચુપઈ

તપગછિ શ્રી જયશેખર સૂરિ નામિઈ પાપ પણાસઈ દૂરિ
તાસ પાટિ શ્રી જિનરયણ સૂરીસ, મન શુધિઈ પ્રણમુ નિસદીસ. ૨૧૬
સહિગુરૂ નામ છે હઇડઇ ધરી, શુધઉ ભદ્ર કથા મઈ કરી
સાલિભદ્ર ધનાનુ ચરિત્ર ભણીઇ ગુણઈ અતિહિ પવિત્ર ૨૧૭
ભાવસહિત નરનારી ભણઇ કઇ મનિ હરખિઇ જે સુણઈ
સાધુહંસ મુનિવર ઇમ ભણઈ નવનિધિ તેહ ઘરિ આંગણઈ ૨૧૮
સંવત ચઉદ પંચાવનિ વરસિ આસો શુદિ વિજયાનઈ દિવસિ
જિનવચને કરી સદહિઉ ભાવિઈ ભણતિ કેવઇ ચરિઉ ૨૧૯

—શ્રી શાલિભદ્રનુ પ્રબંધ રાસ અત કાગળપત્ર લિખ્યિત મયામ ૩૨૧ થી (ભ) ધર્મભગતિ સૂરીંદ સાધુ શિરોમણિ જિનચંદ્ર ( વિ. ધ ચોપડો પાનાં ૧૪૬ થી ૧૫૭ પંક્તિ ૧૫

—૭-૧૭ લી (આ અને પ્રત મારી મેળવણી કરી ઉપરનું વધેલ છે )

## ૨૧ વસ્તિગ (વસ્તો) (સં. ૧૪૬૨ પહેલાં)

(૨૯) ચિહુગતિ ચોપઈ*

આદિ—

સેત્તુજ વદિય તીરથરાઉ, ગોયમ (ગુરૂયા) ગુણહર કરઉ પસાઉ,
વાગવાણિ હઉં સમરઉં દેવિ ચિહુ ગતિગમણુ કહ સખેવિ ૧
ચિહુગતિ માહિ કાંઈ નચ્છી સાર, દીસઈ દુખ તણુ ભડાર, ૨
ચિહુગતિ તણુ તીહા નહીં કોઇ ગમુ જિહિ ચિત્તિ એક વસઈ જિણુ ધમ્મુ.

× × ×

અંતે—

મૂરખમાહિ મૂ પહિલી લીહ, જિણુ ધર્મમાહિ વસઉ સવિ દીહ,
કાલઉં ગહિલઉં બોલિ ઠાઉં, તેઉ પુણ્ય સહગુરૂ તણુઉ પસાઉ ૯૩.
રામતિની છઈ મૂ ધણી ટેવ, ગુરૂયા સઘની નિતુ કરૂ સેવ,
અજ્ઞાન પણઇ આસાતન થાઈ, વસ્તિગ લાગઈ શ્રીસઘ પાય ૯૪
(મ બ.)

+ રાત્રિભોજન સ ૫૫ સ મા બી
+ રહનેમી રાજીમતિ સ સ મા મી

---

* પ્રસિદ્ધ જૈન કવિઓમાં આ કવિની ગણના થાય છે આ ચિહુગતિ (ચાર ગતિ-મનુષ્ય, તિર્યંચ, નરક, દેવ) એ સબધીની ૯૪ ટુકની ચોપઇમા અનેક-પ્રકારની યોનિમા ભટકતા જીવને કેવા કેવા ભયકર દુ.ખ ભોગવવાં પડે છે, તેનુ વર્ણન કરીને કવિ કહે છે કે જીવને અરિહત દેવ અને સાધુ ગુરૂ એ મોટા પુણ્યને બળે પ્રાપ્ત થાય છે માટે દ્દઢ ચિત્તે જિન ધર્મ પાળી પાચમી ગતિ (મોક્ષ) ને પામવી (મ બ) સ્વ શ્રીમનલાલ ડાહ્યાભાઈ દલાલે પાટણના ભડારોમાના સાહિત્ય ના લેખમા આ ગ્રથની પ્રતીક લખ્યા સં ૧૪૬૨ માથી આદિ ને અત આપેલ છે તેથી કર્તા તેની પહેલાનો છે તેમના કથન પ્રમાણે એક બીજી પ્રતમા મગલાચરણથી આદિ આમ મુકી છે-'શેત્રુજ વ દિય તીરથરાઉ, પ્રભરત્ના ગુરૂ કરૂ પસાઉ'—આ પરથી કર્તાના ગુરૂનુ નામ પ્રભરત્ન અથવા રત્નપ્રભ હશે

અંતે-કલ્પ કામધેનુ એ હોઈ, એ ચિંતામણિ અવર ન કોઈ,
એહ જિ શિવપુરીનઉ પંથ, જીવન એહ જિ સવિ હુ ગ્રંથિ,
મૂલિ મંત્ર મણિ એ મનિ માનિ, તપ જપનઉં ફ્લ એહજ ધ્યાનિ
ઇણિ સવિસપદ આવઈ પૂરિ, ઈમ બોલઈ જયશેહર સૂરિ ૪૪૭
ત્રિભુવનદીપક એહ પ્રબંધ, પાપ તણઉ સાસઈ નઇ ગંધ,
—(પા૦ પાપ તણઉ ન સુહાઈ ગંધ)
જા ગયણાગણિ ધ્રુ થિર થાઈ, જા મહિયલિ દિણયર શશિરાઉ ૪૪૮
—ઈતિશ્રી ત્રિભુવન દીપક પ્રબંધ સમાપ્તમિતિ
શ્રી જયશેખર સૂરિ કૃત શ્રી અચલ ગચ્છે
—પ્ર૦ કા૦, અમ૦,

—સં ૧૬૨૨ વર્ષે આષાઢ માસે બહુ પખે એકાદમી ૧૧ ગુરૂ-વાસરે-શુભ નક્ષત્ર લગ્ને પુસ્તક લિખિત ચ ભટ્ટારક શ્રી પુન્યપ્રભ સૂરિસ્વરાણા શિષ્ય ભટ્ટારક શ્રી જયસિંહસૂરિણા લેખયાચક્રે ૨૮ (મો. સે, લા,), ૪૦–૮ (વિજય ધર્મસૂ૦)

પ્રગટકર્ત્તા—અ ભ ગાંધી સંપાદક પંડિત લાલચંદ ભગવાનદાસ
વિ સં ૧૯૭૭

---

## ૨૩ હીરાનંદ સૂરિ (પીંપલ ગચ્છ વીરદેવ સૂરિ–વીરપ્રભ સૂરિ શિ૦).

### (૩૧) વિદ્યાવિલાસ પવાડો સં ૧૪૮૫

આદિ—

પહિલુ પણમીય પઢમ જિણેસર, સિત્તુંજય અવતાર

---

ગુજરાતી ભાષા અર્વાચીન જણાઇ આવે છે આમાં જૂની ગુજરાતી છે અને અનેક છંદો જેવા કે દૂહા, ધ્રૂપદ, એકતાલી, ચોપઇ, વસ્તુ, સરસ્વતી ધઉલ, છપય, ગુજરી વગેરે છે આ પરથી જેમ પ્રો. મણિલાલ નભુભાઈ દ્વિવેદીને જણાયું કે 'ગુજરાતી ભાષાને પ્રથમ ગુજરાતીનું રૂપ આપનાર જૈનોજ હોય એમ માનવાને બહુ કારણો છે' તેમ સ્પષ્ટ સમજાય તેવું છે

દક્ષિણદિસિ શ્રી શાંતિ જિણેસર ઉન્નતિ નિમિકુમાર.
ઉજ્જાણિસિ પુરિ પાસજિણેસર, સામઇરે વર્દ્ધમાન
કાસમીર પુરિ સરસતિ સામિણિ, તિણિ મુઝનઈ વરદાન. ૧
પિપલિ ગછિ મિરમા ગુરુ સિરિ વીરપ્રભસૂરિ
નામઈ લીધઈ જાસુ તણું સવિ પાપ પણાસઈ દૂરિ
તાસુ તણઈ પય પ્રણમી બોલિસુ વિદ્યાવિલાસ ચરીઅ,
ભવિયણ હીરાણંદ ભવિયાં નિસુણઉં દાનમાઈ દરા પરીય ૨
વિદ્યાવિલાસ નરિંદ પરાયો દાનઉ મિતર જાણી
અતરાય વિણ પુણ્ય કરી ગુણિ ભાવ પરોપકારી.
× × ×

અંતે—

પીંપલિ ગચ્છ ગુરાઈ ગુણનિલઉં એ
વીરદેવ સૂરિંદ પાટિએ અભય વખાણિએ ૧૫
વીરપ્રભસૂરિ ગુરુ આણીએ પાટિ હીરાણંદ સૂરિ જાણ૦
સવત ૧૪ પચ્ચાસીઇ એ નિરમીઉ ચરિઅ રસાલ—અ

—કુલ ૧૭ પ૦. સામરમ ગુરુ પાગ. પ્રત. સંખ્યા સ ૧૫૩૨ ની
જ નેસ,

—સ ૧૫૧૫ વર્ષ ૧૪૧ ભાદવા સુદિ સાતમી ગુરુ શ્રી મડપ
મહાદુર્ગે પાતિસાહ શ્રી નસીરસાહ વિજયે રાજ્યે શ્રી ભંડાર મઠે
શ્રી લક્ષ્મીસાગર સૂરિ શિ નીતિવિધાન શિ હીરાણંદ લિ ૧૪–૧૧
ન ૧૭૧ ૧૮૮૧–૮૨ ડે. કૉ.

(૩૨) દશાર્ણભદ્ર રાસ.

આદિ—

વીર જિણેસર પય નમીએ
સમરીય સમરીય સારદ રવિ દિ
દમનમાં ગુણ આણિયું એ

હીયડલઇ હીયડલઈ હરપ ધરેવિ કિ—
વીર જિણેસર પય નમીએ ૧

*   *   *   *

અંતે—

ઇણિ પિરિ જિણવર ગુણ થુણુએ નાસઈ કશ્મલ દૂરિ કિ,
બોલઇ બોલઈ હીગણુદ સૂરિ કિ,
ઇણિપરિ જિણવર જિણવર વાદતા એ ૩૧
૩-૧૧ વિ ધ

(૩૩) જબૂ સ્વામીના વિવાહલો સ ૧૪૯૫
(૩૪) કલિકાળ



## ૨૪ દયાસાગર સૂરિ.

(૩૫) ધર્મદત્ત ચરિત્ર. સ ૧૪૮૬ —મિશ્ર

---

## ૨૫ જયસાગર.

(૩૬) વયર સ્વામિગુરૂ રાસ ર ૧૪૮૯ જૂનાગઢ

અંત—

જૂનઇગિઢ શ્રી નેમિ પસાઇ,
શ્રી જયસાગર વર કાય ઉવઝાઇ,
ચઉદ નિવ્યાસી વછર હો ૫૪
ઇમિ ગણહર સુવિહાણ શુણીજઇ,
ઉછવ મગલ રાસ રમીજઇ,
શ્રેય શાતિ સપત્તિ કરો ૫૫

પ્ર કા

(૩૭) કલ્યાણમદિર ભાષા ( ચો ) વિધા

---



## રાસ.

ત્રિભુવન ગગન વિભાસન દિણયર, નયર જીરાઉલિ વાસરે,
નમિય નિરંજન ભવભય ભંજન, સજ્જન રંજન પાસરે,
કવિજન માનસ સરવરહ સીય, સરિસીઅ અવિચલ ભત્તિરે,
ધ્યાઇસુ ભાવિઇ દેવી સારદ, શારદ શશિકરકંતિરે

*    *    +    *

અંતે—

સંવત ચઉદ નવાણુ વરિસઇ, રતુ વસંત જન મહનઇ
દિવસિઇ, મનેરંગિ હિ સુવિશાલ,
ફાગબંધી એ ગુરૂ વિનતી ભાવ ભગતિ
બોલિમ સંજુતી, કીધી રસ ચઉસાલ ૬૪
ગણહર શ્રી દેવરત્ન સૂરિસર, ઇમિ વીનત્તિ કરી
જે નરવર, વદઇ ભગતિહિ સાર,
તિહ ધરિ વિલસઇ નવનિધિ અહનિશિ, અવિ
સુહસંપદ નિતુ હુઇ તીહ વસિ,
વછિય સિદ્ધિ અપાર ૬૫

(આ ૬૫ ટુકનુ જૂદા જૂદા પ્રાચીન છંદમા સુંદર કાવ્યના નમુનાઓ પૂરૂ પાડનારૂ કાવ્ય છે)

પ્ર૦ જૈ ઐ. ગૂર્જર કાવ્ય સંચય

---

## ૨૮ ગુણરત્ન સૂરિ (નાયલગચ્છીય ગુણસમુદ્ર સૂરિ—ગુણદેવ સૂરિ શિ૦)

### (૪૧) ઋષભરાસ

આદિ— પંડિત શ્રી યશોવિમન સદ્‌ગુરૂભ્યો નમ
આદિ અક્ષર ૐકાર સિઉં, અરિહંત પણમ્યોસુ,
રામ બંધ [1]રિસહેસતુ, નવ નવ રસ વન્નેસુ[2]. ૧

---

૧ ઋષભેશ—આદિનાથને ૨ વર્ણવીશ.

અંતે—

સતી ભણઈ સુણિ સાચુ વીરા, ગયવર માન કહિજિ,
એહ થકા ઉતરો અતુલીબળ, જિમ સવિ કર્મ દહિજિ ૩૯૩
બિહિનિ તણઉ પ્રતિબોધ સુણીનઈ, હિઈ ઉપમમ વસિઉ
તાત જુહાર બંધવ વાદ્દ, બાહ એ હૃય વસાસિઉ ૩૯૪
માન તજ્યૂ તવ જ્ઞાન ઉપનુ, અમરે કીઉ ઉચ્છાહ,
સમોસરણિ કેવલની પાંતિ, મિઠો બાહુલી નાહ ૩૯૫
**નાભિ મરૂદેવ્યા ઋષભ જિણેસર, સુનદા સુમગલા રાણી,**
**ભરથ બાહુબલિ બ**ભી મુદરિ, સતી શિરોમણિ જાણી ૩૯૬
એ જપતા અગિ પાપ ન લાગિ, અવિહડ સુખ અનત,
શ્રી ગુણરત્ન સૂરી ઇમિ બોલિ, શ્રી **આદિનાથ** જયવત. ૩૯૭

—ઈતિશ્રી ભરથ બાહુલી સબધે દ્વિતીયો પ્રંપધ મપૂર્ણો ય રાસ લિખિત વિદ્યાવિમલેન સ ૧૭૦૩ કાર્તિક શુદિ ૧૦ શનૌ

(દે૦ લા૦ કમળ વિજય મુનિ પાસેથી) રત્ન૦ ડે૦

કર્તાનો સમય જાણવા માટે વિચાર કરતા જણાય છે કે તે સવત પદરમા સૈકાના અતમા વિદ્યમાન હતા, તેના કારણમા—

(૧) તેમના ગુરૂના શિ–ગુરૂભાઈ જ્ઞાનસાગરની કૃતિઓ ૧૫૩૧ મા જોવામા આવે છે તે માટે જુઓ જ્ઞાનસાગર પહેલા

(૨) તેમના ગુરૂ ગુણસમુદ્ર સૂરિએ અનેક બિબનીપ્રતિષ્ઠા કરાની છે–ઉપલીપાસર ગ્રામમા સ ૧૪૯૨ મા પચતીર્થીના બિબની પ્રતિષ્ઠા કરાવી છે તેનો લેખ આ પ્રમાણે છે—

સ ૧૪૯૨ મા વૈશાખ શુદિ ૩ ગુરૌ શ્રી શ્રીમાલી જ્ઞાતિય રાજા ભાર્યા જસમાદે સુત માહિરાજે નિજપિતૃ–માતૃ શ્રેયસે શ્રી સુવિધિનાથ પચતીર્થિબિબ કારિત પ્રતિષ્ઠિત નાગેન્દ્ર ગચ્છે શ્રી ગુણસાગર સૂરિ તત્પટ્ટે ગુણસમુદ્ર સૂરિભિ–ઉપલી પાસર ગ્રામે—જુઓ જૈન પ્રતિમા લેખ સગ્રહ ડભોઈના લેખ અક ૫.

રવિતલિ વરતઇં સોરીઅ પુરવરં અવય નયર સિગારરે
સમુદ્રવિજય તિહા રાજ કરતિ પતિ રતિપતિનઉ અવતારરે. ૪

× × ×

આમા ત્રણ ખડ છે ત્રીજા ખડની

અતે— આદોલ

પ્રથમ અશોક વિશાલ ફુલ પગર સુકુમાલ, નાદ મનોહરૂએ ચચલ ચામરૂ એ,
હેમસિહાસણ કત ભામડલ ઝલકત, દુદુભિ અબરિએ ત્રિણિ છત્ર ઉપરીએ. ૩૩

ઇમિ પ્રતિહારજ આઠ, કસર જિતો નગુપાડ, રચઇ પુરદરૂએ ભૂરિ ભગતિ ધરૂએ,
પાલીય જિનવર પાસિ, સયમ મન ઉલ્લાસિ, સિવપુરિ પુહૂતી એ રાજમતી એ સતીએ ૩૪

ફાગ

ધવલ આસાઢની આઠમી નાડ મહા મેવ નારી
નેમિ જિણેસર સિવપુરિ બપુરિ ગયુ ગિરિનારિ ૩૬

પછી સસ્કૃતમા બે શ્લોક છે, તેમાના છેલ્લા શ્લોકની અદર કર્તાએ પોતાનુ નામ ' ભૂયાદુજ્જ્વલ સોમસુંદરયશા શ્રી સઘભદ્રકર ' એમા બતાવ્યુ છે

—ઇતિશ્રી નેમિનાથસ્ય નવરસા વિવ્રન ભવિકજનરજન ફાગ સમાપ્ત મિતિ

પત્ર ૪–૧૫ મોરબી પ્ર૦ જુલાઇ–અગસ્ટ ૧૯૧૭માં જૈન કૉન્ફરન્સ હેરેલ્ડ તથા મુનિ ધર્મવિજય તરફથી શમામૃત અને આ સાથે છપાયેલ છે.
[ ધનદેવગણીએ સુરગાભિધાન નેમિફાગ સ ૧૫૦૨ મા રચેલ છે]

**૩૦ ભાવસુંદર ( ત૦ સોમસુંદર સૂરિશિ૦ )**

**(૪૫) મહાવીર સ્તવન**—પાન વિહાર મડન સ્ત૦ ઉજ્જનમાના.

આદિ—

પણમવિ સરસય માય પાય, નિતુ બે કરજોડિય,

× × ×

( આ રાસમા થોડા વસ્તુ છદ અને મુખ્ય ભાગે ચોપઇ છદ છે એક વિવાહછે કે જેમા ચોપાઇને દરેક પાદને અતે એ લગાડયો છે
(૪૭) વિક્રમચરિત્ર કુમાર રાસ સ. ૧૪૯૯ લખ્યાસાલ ૧૬૯૮

---

## ૩૨ માણિક્ય સુંદર (મેરૂતુંગ શિ૦) ૧૪૭૦ આસપાસ)

(૪૭) ચ ડધવલ ધર્મદત્ત કથા.

---

## ૩૩ તેજવર્દ્ધન (૧૫ સૈ.)

(૪૮) ભરત બાહુબલી રાસ

---

## (૩૪) સર્વાનંદસૂરિ (૧૫ મા સૈકામાં થયા સંભવે છે.)

(૪૯) મ ગલકલસ ચોપાઈ. ( પ્રાચીન છે )

આદિ— મ ગલાચરણુ

સયલ મ ગલ સયલ મ ગલમૂલુ મુણિનાહ
આબુગિરિ આદિજિણુ પાય પઉમ પણુમેવિ ભાવિણુ
ફેઓલી મુખમ ડણુ પાસનાહુ ઉરવરિ ધરેવિણુ
વાગુવાણિ સુભ વયણુએ અનતરી અક્ષરમાલ,
મ ગલકલસ ચરિત હિત ભણુસિઉ રલિઅ રમાલ ૧

દુહા—રલિઅ રમાલ નિસુણના મ ગલકલસ ચરિત્ત,
ભવિઆ ભાવિઈ સભલુ કરીઉ સુનિચલ ચિત્ત ૨
નિશ્ચલચિત્ત પસાઉલઈ વિઘન વિલીજઈ દૂરિ,
સુલલિત વાણી ઇમ ભણઈ શ્રી સર્વાનદસૂરિ ૩

—પા ભ

આ રાસના કર્તા સર્વાનન્દસૂરિ કિયા ગચ્છના હતા અને તેમણે આ રાસ ક્યારે રચ્યો તે જણાતુ નથી એક સર્વાનન્દસૂરિએ સ ૧૩૦૨ મા ચદ્રપ્રભ ચરિત્ર રચેલુ છે આ ચોપાઇમા વસ્ત સામેરી દૂપદ

# વિક્રમ સોળમી સદી.



## ૩૬ દેપાલ.× ભોજક સં. ૧૫૦૦ થી ૧૫૨૨ સુધીમાં વિદ્યમાન કવિ.

(૫૧) જાવડભાવડ રાસ-પા. ૪

(૫૨) રોહિણીયા ચોરનો રાસ.

(૫૩) આર્દ્રકુમારનુ સ્ડ.

( દેપાલ ભણિ સાઝ ગઈલા મુગતિ આપુણી ધાનચી
સકતિ સયલ સત્ર પ્રસન ) પ્ર. કા

---

× પ્રસિદ્ધ નામી કવિ હતો તેનુ ટુંકુ નામ દેપો હતું શ્રી ઋષભદાસ કે જે ત્યાર પછી સત્તરમા સૈકામા જૈનેતર કવિ પ્રેમાનંદને પણ ટક્કર મારે તેવા વણિક શ્રાવક કવિ થયો છે તેણે સંવત ૧૬૭૦ મા રચેલા પોતાના કુમારપાળ રાસમા ઉલ્લેખ કરી તેના વખાણ કર્યા છે કે —

આગિ જે મોટા કવિરાય, તાસ ભાય ચરણરજ ઋષભરાય,
લાવણ્ય, લીંબો, ખીમો ખગ, સંકલ કવિની કીરતિ કરૂં
હંસરાજ વાછો દેપાલ, માલ હેમની બુદ્ધિ વિશાલ,
સુસાધુ સમરો સુરચંદ, શીતલ વચન જિમ સારદચંદ

વધુ હકીકત માટે કોચર વ્યવહારી રાસ જુઓ. તેમા જણાવેલું છે કે દિલ્લીના પ્રસિદ્ધ દેસલહરા શાહ સમરો અને સારંગ એમનો તે આશ્રિત હતો.

યાચક તેહના ઘર તણુ વેધક નર વાચાલ,
જાણીતઉ જિનશાસની કહીઈ કવિ દેપાલ

આમા યાચક એ વિશેષણ તેમજ બીજે સ્થલે તેજ રાસમા 'લેયોરે ઠાકુર તુમ જે ભાવઈ' એમ ઠાકુર શબ્દથી સંબોધન સૂચવે છે, કે કવિ ભોજક હતો ( વિજયધર્મસૂરિ કૃત ઐતિહાસિક રાસ સંગ્રહ ભાગ ૧લો ) આના એક કાવ્યની પ્રતિ સં ૧૫૦૫મા લખાયેલી છે દેપાલ ગુજરાતમાં ક્યાં હતો અને ગુજરાતમાં રહીને તેણે ઘણા કાવ્ય રચ્યા હતા એની જે કવિતાઓ મળી છે તે તે કવિતા બીજા ગુજરાતી જૈન કવિઓના જેવીજ ભાષામા છે દિલ્લીની ભાષાની કશી અસર તેમા જણાતી નથી (મ બ)

અંતે—

નદઉ સો સિરિ થૂલિભદ્દુ જો જુગહપહાણો
મલિયઉ જિણિ જગમલ્લ, સલ્લ રઈવલ્લહ માણો,
ચૈત્રમાસિ બહુ હરિસ રંગિઈં જુ મુણિ ગાએવઉ,
ખેલહિ નિયમણિ ઉલટિ હિત સુ ફાગુ રમેવઉ ૨૭

—૨૭ કુંકોનુ સુંદર કાવ્ય છે

(૫૯) આર્દ્રકુમાર ધવલ.

આદિ—

માઈએ નયરહ સીહદુયારિ, પાંચ કન્યા રામતિ રમઈએ,
ચિહુંપણુ વરીજલા થંભ ચિયારિ, વરનવિ પામઈ પંચમીએ. ૧
વાવિ ચઉખંડીએ મ્યારિ એ ખંભ, ચિહુ ચિહુ કુમારી મ્યારઈ વરિયા એ,
રૂપિ નિરૂપમ જેમીય રંભ, ધણુદત્ત ધૂય તેહે ખીજવીય ૨

* * * *

ધન પ્રભાવિઈં કવિ દેપાલ, આર્દ્રકુમર વલી આવિઉ એ ૪

ધવલ ૧

* * * *

અંતે—

અભયકુમાર તૂ મીત્રીઉએ, ન્યાયઈ એ વડબુદ્ધિ તૂ.
અમ્હ પ્રીય વાછતઇ રહાવીઉં એ, રમતલઈં બાર વરીસ તૂ.
અખઇયિ હોઈં જે વાઝ તૂ, વડઉ લેસાલીઉ એ.

(૬૦) +સ્નાત્ર પૂજા.

આદિ

પહેલા, ત્રણ પ્રાકૃત આર્યા–ગાથા છે, પછી ઢાલ–ચાલ
પવિત્ર ઉદક લેઇ અંગ પખાલી, વિવિધ વસ્ત્ર જાદર ચિરમાલી,
કુસુમાંજલિ મ્હેલો આદિ જિણંદા, તોરા ચરણકમળ સેવે
ચોમઃ ઇંદા–કુસુમા. ૧

* * * *

ભવભજણુ ભગવતનૂ આણ અખડ વહેસિ,
સીલ સિરોમણિ ગુણ નિલઉ, જબુ કુમર વણેસુ, ૨

*   *   *

અતે—

સવત પનર બાવીસમઇં એવ રચિઈણુઇ (બાવીસ રવઉ આસોઇ) પૂનિમઇએ,
ભણુઈ ગુણુઈ નરનારિ તેહ મનિ ઉપશમ રસ વસઈ એ ૧૭૮
કાવ્ય—શ્રી જબૂ સ્વામી રિદ્ધિ ગામી ભવહ પચતણુ ચરી,
ઉપગારકારી બુદ્ધિ સારી રચ્યઉ દેપઈ પપ કરી,
જે ભાવિ ભણુસઈ અનઈ સુણિસ્યઈ રહસ જાણી એહના,
જિણુ આણ ધરસ્યિઈ ક્ષમા કરસ્યઇ કાજ સરસ્યઇ તેહના ૧૭૯

( વિ ધ )—અપૂર્ણ પ્રાચીન પ્રત મારી પાસે છે.
—મ ૧૬૯૩ વર્ષે આસો સુદિ ૭ શુક્રે લિખિત મુની જીવા-
મનિ મેહાજલ પઠનાર્થં—ગુ વિ

---

## ૩૭ રત્નાકર સૂરિ.

### (૬૩) + આદિનાથ જન્માભિષેક.

આદિ— વસ્તુ

વિનીયનયરી વિનીયનયરી નાભિ નિયગેહિ
મરૂદેવિહિ ઉયરિસર, રાય હસ સારિચ્છ સામિય,
સિરિ રિસહેસર પઢમ જિણ, પઢમ ગયવર વસહગામિય,
વસહ અલકિય કણય તણુ, જાગો જગ આધાર,
તસુ પય વદિય તસુ તણો, કહિશુ જન્મ સુવિચાર. ૧

*   *   *   *

તાસુ તણુઈ સેવકિ રચઉ એ મા. ગસ હૃદય રૂઈ રગિ, સુ
ચાપિઉ મીલ સોહામાગુ એ મા આનદ ઉપજઇ અગિ. સુ. ४८
સવત પનર એકોતરઈ, મા. જેઠહ ચોથિ વિશુદ્ધિ, સુ
પુષ્પ નક્ષત્ર ગુરૂવાર સિઉ એ, મા ચરિત્ર એ પહુવિ પ્રસિદ્ધ સુ. ૫૦
જા લગઇ મેરૂ મહીધરૂ મા. જા જલ સાયર પૂર સુ
શીલ સુદરિમન ગાઈઈ મા. જા લગઈ મસિ નઈ સૂર, સુ. ૫૧
જે નર શીલઈ નિરમલા એ, મા નારિ નવાહિઆ મૂલ સુ
એ કરજોડી કવિ કહઇએ મા હું તીહ પગની ધૂલિ સુ ૫૨
શીલ હિ સવિ સુખ સપજઈ એ, મા શીલ લગઈ નવનિધિ, સુ
શીલઈ સુર સાનિધિ કરઈ એ મા. શીલહિ સયલ પ્રસિદ્ધિ સુ. ૫૩
શીલહિ ઉત્સવ નિતુ નવા એ મા શીલહિ કોડિ કલ્યાણ, સુ
શીલ લગઈ કહીયઇ કિસો એ, મા પામીઈ પચમ ઠાણ સુ ૫૪
શીલ પ્રબધ જે સાભલઇ એ માલ્હડતડે, નરનારીય તે ધન્ન, સુ.
સુદરિસન રિષિ કેવલી એ, મા૦ ચતુર્વિધિ સઘ પ્રસન્ન, સુણિ સુદ૦ ૨૫૫

—વિ. ધ ચોપડો પા. ૨૩-૩૭)

—સ. ૧૫૭૩ માજ લખાયેલ પ્રત ડેહલાના ભડારમા છે.

—કુલ પાચ ઢાળો અને ૨૫૭ પદ્ય સાગર ભ. પાટણ

[ આ કૃતિના કર્તાનું નામ કોઈ પ્રતમાની અશુદ્ધતાને લઇને 'મેલો સઘવી' એવુ હોય એમ ઘડીભર લાગે છે પણ સૂક્ષ્મતાથી વિચારતા સવવિમલ એજ નામ ખરૂ જણાય છે ]

---

## ૩૯ ધનદેવ ગણિ.

**(૬૫) સુરગાભિધાન નેમિફાગ.** સ ૧૫૦૨

આદિ—

પહેલા, સસ્કૃતમા મગલાચરણ શાર્દૂલ શ્લોકમા છે પછી પ્રાકૃતમા નીચે પ્રમાણે શાર્દૂલ છે—

દેવી દેવિ નવી કવીશ્વર તણી વાણી અમીસારણી.
વિદ્યા સાગર તારણી મય ધણી દસ્રાસણી સામિણી
ચઉ દીપતિ ગમતિ સરસતિ મઉ વીનતી વીનતી
બોલું નેમિકુમાર કેલિની રતિ હાસિઈ કરી રંગની. ૨
સરસતિ સુઝ મતિ દેવીઅ દેવીઅ તું જગિ સારરે,
નીરાગમય ક્ષમ સાગમય જિનવર વરણું નેમિકુમારરે. ૩
કામિન કુમ દાતાર સામી નેમિકુમાર
હાર મનોહર એ મુગતિ રમણિ વર એ

× × ×

અંતે—

જ્ઞાન ઉપનું જાણીય સાચીય રાઇમઈ રમી
ગિરિ સિરિ સામીય નિરખીય હરખીય સા નિજ મની,
સામી કેવલ કામિની કરિ ધરી રાજમતી નારી
સા સતી નિરૂપમ રાજકુમરી, મુગતિઇ ગઈ સા વરી
જે રૈવઇ ગિરિ રાય ઉપરિ ભમઈ શ્રી નેમિ પાયે નમઈ
તે પામઈ સુખસિદ્ધિ રિદ્ધિ ઘરિ રમઈ શ્રી શારદી ભોમણઈ

—ઇતિ શ્રી સુરગાણિશ્ર નેમિફાગ. સંપૂર્ણ સંવત
૧૫૦૨ વર્ષે કૃતો ધનદેવગણિના

[ આ સંસ્કૃત પ્રાકૃત તથા ગૂજરાતી એમ ત્રણ ભાષામય છે ફાગુ ]

[ સોમસુંદર સૂરિએ પણ જુદો નેમિનાથ નવરસ ફાગ એમ ત્રણ ભાષામાં ૨ પો ૭ અને તેજ સમય આસપાસમાં. જુઓ પંદરમી સદીના અંતમાં સોમસુંદર સૂરિ. ]

---

## ૪૦ સંઘકલશ ગણિ ( ત૦ રત્નશેખરસૂરિ-ઉદયનંદિશિ )

(૬૬) સમ્યક્ત્વરાસ ( ૭૯ ભાષામાં ) સં ૧૫ ૫ માગસર તલપાટકમાં

અંતે—

તપ ગચ્છનાયક જયતિલક એ માહતરે,

શ્રી સોમસુંદર સૂરિ, સુણિ સુંદરે, શ્રી મુનિસુંદર સૂરિ માલ્હંતડે,
જયવંત જયચંદ્ર સૂરિ, સુણિ સુંદરે * * ૮
શ્રી ગુરરાજ વિશાલરાજ, માલ્હ. ચિહૂં દિસિ કરઇ વિહાર, સુણિ,
સમકિત રયણ પ્રકાસતા, માં૦ સાસણ ભાસ ભાસણ હાસ. સુ૦. ૯
એ ચ્યારઇ ગુરુ તપગચ્છ ગુરુએ, મા૦ રત્નશેખર સૂરિરાય સુ૦
ઉદયનંદિ ગુરુ વંદિઇએ, મા૦ જગમતીરથ પ્રાય સુ૦ ૧૦
સંવત પનર પૂચોતરઇ એ, મા૦ માગસિર રચિઉ રાસ સુ૦,
તલવાડા પૂરિ નિપનુએ મા૦ ગુણરસ કલસ સકાસ. સુ૦ ૧૧
—ઇતિ પં સંઘકલસ ગણિ વિરચિત સમ્યક્ત્વ રાસ સમાપ્ત
સં. ૧૫૩૮ વર્ષે ચૈત્ર સુદિ ૧ દિને, પૂજ્ય પં. જયહેમગણિ
શિષ્ય લાવણ્યધીર ગણિના લિખિત—સા૦ ભ. પાટણ.

---

## ૪૧ આનંદમુનિ.

(૬૭) + ધર્મ લક્ષ્મી મહત્તરા-ભાસ. સં ૧૫૦૭
આદિ

ઢાળ પ્રથમ

સકલ સદા ફલ વિમલ ગિરિ, જિણ ચઉવીસ પ્રણામ,
કરિસૂ કવિતુ સોહામણૂ એ, ગચ્છ રતનાગર નામ. ૧

*　　*　　*　　*

અંતે—

જાણતી એ ગુરુ ઉવયાર, શ્રી ધર્મલક્ષ્મી મુહત્તરાએ,
મડવૂ એ નગર પ્રવેસિ, સંવત પનર મતોતરઇ એ,
શ્રી મુહત્તર એ ભાસ કરેસિ, ઓસવંસિ આનંદમુનિ ૫૧
શ્રી સંઘૂ એ સિઉં અનદિન, મડણ ભીમ સહોદર એ,
સોની એ ભોજા તન સંઘપતિ માણિક પય નમઇ એ
ધામિણિ એ ઘો આસીસ, શ્રી રયણસિંહ સૂરિ પરિવાર સહ
જીવું એ કોડી વરીસ, શ્રી ધર્મલક્ષ્મી મુહત્તરા એ. ૫૨

—૪ ખડ છે દરેકની અત કડીમાં 'અસાઇત' એમ લખેલ છે સ ૧૫૧૩ વર્ષે પોષ વદિ ૧૨ વિપ્ર મુરારિકે—વિવેકવિજય ભડાર ઉદયપુર

—ઇતિ શ્રી હસ વત્સ કથાયા ચતુર્થ ખડ સમાપ્ત. સ. ૧૬૫૮ વર્ષે ભાદ્રવા સુદિ ૮ દિને ઋ૦ ઉદયચદ શિ ઋ૦મનોહર લિ૦ નાદસમા ગ્રંથે પાના ૨૩-૧૨-ન ૫૨. ડે કૉ.

---

## રત્નશેખર ૧૫૧૦ આસપાસ.

(૬૯) રત્નચૂડ રાસ. —ડે૦, ભા૦.

---

## ૪૪ કલ્યાણસાગર.

(૭૦) વીશી (૨૦ વિહરમાન જિન સ્તુતિ) પેકી ૧૪ જિનસ્તુતિ.

આદિ.

શ્રી સીમધર સાભલઉ, એક મોરી અરદાસ
સુગુણ સોહાવા તુમવિના, રયણી હોઈ છમાસો

—જીવન જગધણી.

× × × ×

અતે—

કલ્યાણસાગર પ્રભુસું રમિઉ, હરીય કરી મુઝ મીટ ૫. ઠ

—ભુજગ સ્વામિ ગીત

[ પછીના ૬ જિનના ગીત સૌભાગ્યરત્ને પૂરા કર્યા છે. ]
૭-૧૩ આ ક

(૭૧) અગડદત્ત રાસ ( ૧૫૧૦ આસપાસ મ કી )

---

—સં. ૧૬૬૯ વર્ષે શાકે ૧૪૮૫ પ્રવર્ત્તમાને ચૈત્ર શુદિ ૧ ગુરૌ શ્રી અચલગચ્છે વ્યવ૦ ઉદયકિરણ લિખાપિત (વિ ધ એક ચોપડામા પાના ૧૮૦ થી ૧૯૫. પંક્તિ ૧૮)

---

## ૪૬ મતિશેખર (ઉ૦ દેવગુપ્તસૂરિ-સિદ્ધિસૂરિ-કક્કસૂરિ-શીલસુંદર શિ૦)

(૭૩) ધન્નારાસ. સં ૧૫૧૪

આદિ.

પહિલઉ પણમી પયકમલ ચીગજિણચંદ દેવ,
ભવિય સુણઉ ધન્નાતણઉ, ચરીય ભણઉં સંખેવિ, ૧
જિણવરિ ચિહુ પરિભાખિયઉ, સામણ્ણિ નિમ્મલ ધમ્મ,
તિહા ધુરિ દાન પ્રસગીયઇ, જિણિ ત્રૂટઇ સવિ કમ્મ ૨

વસ્તુ—

દાન ગિરૂઉ દાન ગિરૂઉ દાનિ જગ કિત્તિ,
દાનહિ વસિ ત્રિણ્ણઇ ભુવન, દાન માન આપઇ નરા હિત,
દાનિ દુરિય નાસઇ સયલ, દાનિ સેત્ર સારઇ સુરા હિત,
દાન જેમ ધનઇ દીધો, પુન્નહિ પામીય પાત,
સાવધાન તુમ્હિ સાભલઉ, પૂરમ ભવ અવદાત ૩

* * * *

અંતે—

શ્રી ઉવએસ ગચ્છ સિણગારો પહિલો રયણપ્પહ ગણધારો,
ગુણિ ગોયમ અવતારો
જકખદેવ સૂરીય પ્રસિદ્ધો તાસ પાટિ જિણિ જગિ જસ લીધો,
સયમ સિરિ ઉરિહારો ૨૬

વસતમાસ શ્રી નેમતણુઈ ફૂલડે ફાગ પ્રબંધરે,
રંગિ હિ ચંગ લેઇનઈ ગાસઈ, તિહિ દુખ તણુઉ ન ગંધરે. ૧૦૮
—સં ૧૫૭૬ વર્ષે ચૈત્ર માસે કૃષ્ણ પક્ષે ૧ તિથૌ સોમવાસરે
શિવલાભ લિખત—૬—૧૪ વિ. ધ

(૭૫) કુરગડુ (કૂરઘટ) મહર્ષિરાસ. ૨૪૫ ગાથા સં ૧૫૩૭.
—રત્ન, ચ, ડે

(૭૬) મયણુરેહા સતી રાસ. સ. ૧૫૩૭.—ડે૦

[ હર્ષસૂરિ ( કક્કસૂરિ શિ ) કૃત ધન્ના ચોપાઈ સ ૧૫૧૪ માણેક આ પ્રમાણે નોંધાયેલ છે, પણ કર્તાનું ખરૂ નામ તો ઉપરોક્ત મતિશેખર લાગે છે ]

---

## ૪૭ જિનવર્દ્ધન. ( સં. ૧૫૧૫ આસપાસ )

(૭૭) ધન્નારાસ ( પ્રત સ ૧૮૦૫ )—રત્ન, અમ
+ ઉપદેશકારક કક્કો પૃ ૩૩૭ સ મા ભી

---

## ૪૮ ન્યાયસુંદર ઉ. ( ખ જિનવર્ધનસૂરિ શિ. )

(૭૮) વિદ્યાવિલાસ નરેંદ્ર ચઉપઈ. સ ૧૫૧૬.

અંતે—

ઇણિ પરિ પુર ( ણ્ય ? ) ઉપાલી આઉ દેવલોક પહુતઉ નરરાઉ,
ખરતર ગચ્છિ જિનવર્ધનસૂરિ, તાસુ સીસ બહુ આણુંદ પૂરિ ૩૫૫
શ્રીઅ ન્યાયસુંદર ઉવઝાય, નરવર કિધ પ્રબંધા સુભાય,
સવત પનર સોલ વરસમિ, સત્ર વેયણુ એવિહિય સુરામ ૩૫૬
વિધાવિલાસ નરિંદ ચરિત્ત, ભવય લોય કહ એવ પવિત્ર
જે નર પઢઈ સુણઇ સાભલઈ, પુણ્યપ્રભાવ મનોરથ ફલઈ ૩૫૭
—સવત્ ૧૬૬૨ વર્ષે જ્યેષ્ઠ શુદ ૬ રવઉ—ભાવ ( પૃ ૧૫૫. ૧૩)

---

## ૪૯ રત્નસિંહ શિષ્ય (૮૦)

(૭૮) જંબૂસ્વામિરાસ સં. ૧૫૧૬ બીજા શ્રાવણ શુ. સોમ.
આદિ—

સરસતિ સામિણિ સારદાએ ગોયમ ગણધાર,
રાસ ભણિ ગુણવંતડીએ સિરિ જંબુ કુમાર.
જંબૂદીવહ ભરહખેત્ર મગધ વર દેસ,
નયર રાજગૃહિ જાણીઇએ શ્રેણિક નરેસ.
* * * *

અંતે—

સંવત પનર સોલોતરઇએ માસત બીજઇ શ્રાવણ માસિ, સુખિ સું-
ઢિવતિથિ હૂતી ઉજવી એ માસ સોમવારઇ હુઉ રાસ. ૧૦
તપગચ્છિ ગણધર અભિનવાએ માસ શાસનિ ગોયમ સામિ સુ.
રત્નસિંહ સૂરિ પ્રાગઇએ માસ આઠ મહા સિદ્ધિ નામિ. ૧૧
તાસ સીસ મણિ પરિ ભણઇ માસ વિનય કરી અપાર, સુ.
રાસ ભણું રલીયામણુંરે મા પઠ કરી ભવિક ભડાર ૧૧
ગુણિસઇ ભણિસઇ નિસુણિસઇએ જંબૂ સામિનુ રાસ
તસ ઘરિ અમણિ પામીઇએ નવનિધિ તણુ નિવાસ. ૧૨
જઈ સૂરિ ન ઊગમઇએ માસ મેરૂ ગિરિ ધ્રુવ તાર,
તાં લગઇ હરઇ માણમ માસ સામી જંબૂ કુમાર ૧૩

—૬-૧૩ (વિ. ૫.)

---

## ૫૦ રાજતિલક ગણિ

(૮૦) શાલિભદ્ર મુનિરાસ. આ ૩૫ કડીનો પ્રાચીન રાસ છે
આદિ—

થંભણપુરિ પહુ પાસનાહ પણમેવિણુ ભત્તિએ

હઉં પભણિસુ સિરિ સાલિભદ્દ મુણિતિલયહ રાસૂ.
ભવિયહુ નિસણહુ જેણુ તુમ્હ હુઈ સિવપુરિ વાસુ. ૧

* * * *

અંત—

સેણિય બોહિય ભદ્દા નિય ઘરિ, પત્તા સબ્બર્દ્ધ સિદ્ધિ તે મુણિવર,
રાજતિલક ગણિ સથુણઈ, વીર જિણેસરૂ ગોયમ ગણહરૂ
સાલિભદ્દ નહિ ધન્નઉ મુણિવરૂ, સયલસંઘ દુરિયઇ હરઉ ૩૪
સાલિભદ્દ મુણિ રાસો જે ખેલા દિંતા,
તેસિ સાસણદેવી જણ્યાઉ મિવ સતી ૩૫

[ મ બુ. ]

[ પૂર્ણિમા ગચ્છમા એક રાજતિલક સૂરિ થયેલ છે કે જેના ધાતુપ્રતિમાપરના લેખ સં ૧૫૧૬ તથા ૧૫૨૯ ના મળી આવ્યા છે, તે કદાચ આ કવિ હોય—તેથી તેમનો સમય સોળમા સૈકામા પૂર્વાર્ધ મૂક્યો છે ]

---

## ૫૧ બ્રહ્મજિનદાસ. ( દિ૦ સકલકીર્ત્તિ-ભુવનકીર્ત્તિ શિ. )

(૮૧) હરિવંશરાસ સં ૧૫૨૦

આદિ—

અંતે—

લોભવાહિ જીવ ગમાર, મિથ્યા ધરમ થાપ્યો અપાર,
શાસ્ત્ર લોપ્યા બહુ જિનવરતણા, કુમત થાપ્યા તીણે આપણા ૩૫
હુંડા સર્પિણી કાલ વિશાલ, પંચ મિથ્યાત ઉપજે ગુણમાલ,
જિમ પૂનિમ થકી ચંદ્રકલા હાણિ, તિમ પંચમકાલિં જિનવરવાણિ ૩૬
જો(ઇ) લો કાલ તણો પરતાપ, બલિભદ્રે મિથ્યાત કીગો વ્યાપ,
ઈણીપરિ જમ વાધ્યો અતિ ઘણો, બલિ દેવિ નારાયણ તણો ૩૭

તિહાં થકા નારાયણ હવો દેવ પ્રભ એક કરિ અનુ સેવ,
દયા ધરમ છોડયો તીણે ચમ, આચાર તણો અનુ કીધો ભંગ. ૩૮

* * *

જિણ સાસણ નિકલંક અપાર આરમ મુગતિ તણો ભવ પાર,
દિગંબર નિગ્રંથ ગુરુચગ, જીવ દયા દીસે ઉતંગ. ૪૧

× *

નેમી જિનેશ્વર ગિરનાર ઉપર આવી રહ્યા તે સંબંધી કહે છે કે-
સહસ્ત્ર વરસ ભોગવ્યો સ્વામી આય, દશ ધનુષ નિરમલ ગુણ કાય.

* * *

શ્રી મૂલસંઘ અતિ નિરમલો, સરસતિ ગચ્છ ગુણવંત,
શ્રી સકલકીરતિ ગુરુ જાણીઇ, જિણ સાસણિ જયવંત. ૧
તાસ પાટિ અતિ રૂઅડા, શ્રી ભુવનકીરતિ ભરતાર,
રત્નત્રય કરી મંડીઆ, ગુણહ તણા ભંડાર ૨
તે મુનિવર પાય પ્રણમીનિ કીધો સવિ સાર,
બ્રહ્મજિણદાસ ભણે રૂઅડો પઢતાં પુન્ય અપાર ૩
સિષ્ય મનોહર રૂઅડા, મલ્લિદાસ ગુણદાસ,
ભણો ભણાવો વિસ્તરો, જિમ હોઇ સૌખ્ય અપાર. ૪
ભવીયણ જન સંબોધવા કીધો રાસ એ સાર,
અનેક કથા ગુણિ આગલો, ધ્યાતણો ભંડાર ૫
સંવત ૧૫ બીસોતરા વૈશાખ માસ વિશાલ.
શુકલ પક્ષ ચઉદસિ દિનિ રાસ કીધો ગુણમાલ. ૬

વસ્તુ

રાસ કીધો રાસ કીધો સાર મનોહર
અનેક કથા ગુણિ આગલો, હરિવંશ તણો સાર,
એ કવિત કરી સાંભલે ભાવ ધરી મનમાંહિ ઉલ્લાસ,
શ્રી સકલકીરતિ ગુરુ પ્રણમીનિ, બ્રહ્મજિણદાસ ભણિ સાર.

પઢિ ગુણિ જે સાભલે, તેહનિ પુણ્ય અપાર.
—ઇતિ શ્રી હરિવંશરાસ સમાપ્ત સ ૧૭૫૧
વર્ષે માહ શુદિ ૧૪ શનૌ— ( મ બ. )

(૮૨) યશોધર રાસ.—ખભાત ૧ ભડારમા

(૮૩) આદિનાથ રાસ.—પા ૨ ભડારમા

(૮૪) શ્રેણિક રાસ.

આદિ— વસ્તુ

વીર જિણવર વીર જિણવર નમુ તે સાર
તીર્થંકર ચઉવીસમુ વાછિત બહુ દાન દાતાર
સારદા સામિણિ વલી તવુ બુદ્ધિસાર હુ વેગિ માગુ
ગણધર સ્વામી નમસ્કર શ્રી સકલકીરતિ ભવતાર
શ્રી ભુવનકીરતિ ગુરૂમનિ ધરૂ કરિસુ રાસ હુ સાર ૧

ભાસ જસોધરની

ભવિયણ ભાવઈ સુણો આજ મનિ નિશ્ચે આણી
શ્રેણિકરાજા તણો રાસ હું કહિસુ વખાણી. ૧

* * * *

અંતે— વસ્તુ

શ્રેણિકરાજા શ્રેણિકરાજા તણો એ રાસ
પઢે ગુણે જે સાભલે એક મના ધરી ભાવ ઉજ્વલ
. .સપડે, સરગ મુગતિ ફ્લ સસાર નિગ્મલ
શ્રી સકલકીરતિ ગુરૂ પ્રણમી . .
બ્રહ્મ જિણદાસ ભવણે નિરમલ સુનતા પુન્ય અપાર ૨૨

—સં. ૧૬૧૩ વર્ષે શ્રાવણ શુદિ ૧૧ શુક્રે કહ્ લિપી બાઇશ્રી માનિક શ્રી શિષ્ય જિનમતિ શ્રી વાઈ લિખિત શ્રી વસા વનુ કાયથા. પા ૫૨ પક્તિ ૧૦ ભાવ

[ જયકલ્યાણસૂરિ એ નામના તપગચ્છમાં આચાર્ય થયા છે તેનો ધાતુ પ્રતિમાપર લેખ સં ૧૫ ૨ નો મળી આવે છે ધાતુ પ્રતિમાલેખ સંગ્રહ ભા. ૧ તે / કવિએ પોતાના પ્રગુરૂ તરીકે ઉલ્લેખેલ હોય. તેથી આને ૧૬ મા સૈકામાં ગણી શકાય ]



૫૬ જ્ઞાનસાગર ( નાગલ—નાગેંદ્રગચ્છ, ગુણસમુદ્રસૂરિ—આણંદમલસૂરિ ?—ગુણદેવસૂરિ શિ )

(૮૯) જિનવભવસ્થિતિ રાસ. સં ૧૫૨૭ આષા૨૨૩૨ પા. ૫૪ અમ. (આ ઉપર ઉલ્લેખેલ નં ૮૫ નો રાસ લાગે છે )

(૯૦) સિદ્ધચક્ર રાસ.—શ્રીપાલ રાસ સં ૧૫૩૧ માગશર શુદ ૨ ગુરૂ

આદિ— દુહા.

કરજોડ જોઇવિ કરિ, સિદ્ધ સકલ પણમેવિ,
શ્રી શ્રીપાલ નરિંદનઉ રાસ ભણું ભાવેસિ. ૧
મહિમંડલિ મત્ર અનેકિ છઈ પણિ ન યડિ આધાર,
ભવસાગર તુ ઉતરઉ જઉ જપઉ શ્રી નવકાર ૨
શ્રી ગુરૂદેવ પસાઉલઉ રચિસુ કવિત રસાલ
જ્ઞાન ભણઈ સહુ સાંભલઉ, સિદ્ધચક્ર ગુણમાલ. ૩

* * * *

અંતે—

નાગેંદ્ર ગછિ ગુરૂ ગાઈએ ગાજતઉ શ્રી ગુણસમુદ્રસૂરિ
તસ (તાસ) પાટિ સોહામણા એ મા શ્રી આણંદપ્રભસૂરિ
( વડીઈ આણંદ સૂરિ.)-૭૩
ભવિયાં ભાવઈ નિતુ નમઈ એ. મા શ્રી ગુણદેવસૂરિ રાય.
તાસ સીસિ એ રાસ રચિઉ એ મા જ્ઞાનસાગર ઉવઝાય. ૭૪
સંવત પનરએકત્રીસ ઇ ( વીમક ભા. ૫ન ) માગસિરિએ મા
[illegible] ગુરૂવાર.

રાસ રચ્યો સિદ્ધચક્રનો એ, મા૦ ગાઇઉં શ્રી નવકાર ૭૫
એકમના જે સાંભલઇએ, મા૦ તેહ ઘરિ મંગલમાલ,
રિદ્ધિ અનતી ભોગવઇ એ, મા૦ જિમ નૃપતિ શ્રીપાલ. ૭૬

—સં. ૧૭૧૭ ચૈત્ર સુદિ ૧૦ ખંભાત મધ્યે પોસાલવડી પન્યાસ ધનવિજય લખિત. ૧૫-૧૨ લીં.

—સં ૧૭૩૦ કાર્તિક શુ. ૧૨ ભોમ આગલોડ નગરે ૧૨-૧૩ ધો.

—સં ૧૭૩૭ માર્ગશિર શુ ૧૫ ગુરૂ અહમદાબાદ મધ્યે ૧૭-૧૧ ધો

—હાલાભાઇ ભ. પાટણ, ઉદયપુર ભં.

—શ્રી શેત્રુંજય કરમોચનાદિ સુકૃતિકૃત્ય સુકૃતિકારિ મહોપાધ્યાય શ્રી ૧૯ શ્રી ભાનુચદ્ર ગણિ ચરણાંબુજ ચંચરીકાયમાન પંડિત શ્રી દેવચંદ્ર ગણિ સકલ પંડિત શિરોમણિ પંડિત શ્રી ૧૯ શ્રી વિવેકચંદ્ર ગણિ શિષ્ય પંડિત શ્રી ૫ શ્રી તેજચંદ્ર ગણિ પં. શ્રી ૫ શ્રી જિનચંદ્ર ગણિ શિ૦ ગ. જિવનચંદ્રેણ લિપત સં. ૧૭૫૩ વર્ષે જ્યેષ્ટ શુદિ ૧૦ દિને ગુરૂવાસરે લિખિત પત્તનવાસ્તવ્ય સા૦ વેલા પુત્રી બાઈ ગુલાબબાઈ વાચનાર્થં (ગુ વિ)

+મહાવીર સ્તવન-નાથ કૈસે ગજબુંદકો મેરૂ ઉપાઓ ૫૯૨ જૈ કા સાર.
+ પદ— હરિભજ કારાના ૫૯૬ „
+મહાવીર સ્ત૦ વીરજી સુણોરે એક વિનતિ ૬૧૭ „
+છુટક પ્રભાતી જબલગે સમકિત રત્નકુ પાયા નહિ પ્રાણી ૪૮ જૈ પ્ર.

---

૫૭ મંગલધર્મ (રત્નાકર ગચ્છ જયતિલક સૂરિ-રત્નસિંહ સૂરિ-ઉદયવલ્લભસૂરિ-જ્ઞાનસાગરસૂરિ-ઉદયધર્મ શિ.)

(જુઓ નયસુંદરની પ્રશસ્તિ)

(૯૧) મંગલકલશ રાસ સં ૧૫૨૫

## ૫૯ પુણ્યનંદિ (ખ૦ જિનસમુદ્રસૂરિ-સાગરચંદ્રસૂરિ-રત્નકીર્તિ-સમયભક્ત શિ૦)

(૯૩) રૂપકમાલા.

અંતે—

સબલ શીલ મહિમા નિલઉ કુશલસૂરિ સિરિસાટ,
શ્રી જિનસમુદ્રસૂરિ સોહવઈ ખરતલ ગુરૂકઉ પાટ ૩૦
કુસીલ ઉથાપક સુસીલસંસ્થાપક સાગરચંદ
સૂરિ રાયવયણાયરી રયણકીર્તિ ગણિચંદ ૩૧
શ્રી સમયભક્ત વરવાચકા વીર વિણેયાનંદ
રૂપકમાલા શીલની પભણઇ શ્રી પુણ્યનંદિ ૩૨

આનાપર રત્નરંગ ઉપાધ્યાયે સં. ૧૫૮૨ માં બાલાવબોધ લખ્યો છે કે જેની પ્રશસ્તિ નીચે પ્રમાણે છે—

" पुण्य नंद्युपाध्यायेन शीलरूपकमालिका,
चिह्निता भव्यजीवानां चित्तं शुद्धविधायिनी
नेत्र सिद्धि ज्ञान चंद्रे वर्षे नभसि मासि
श्री रत्नरंगोपाध्यायैः कृतावबोधिनी ॥
—इति रूपमाला बालावबोधः

લખ્યો સં. ૧૬૧૫ વર્ષે ભાવ ધર્મ ગણિએ—સાગર ભં. પાટણ.

(જિનસમુદ્ર સૂરિને સૂરિપદ ૧૫૩૦ માં મળ્યું અને તે સં. ૧૫૫૩ માં સ્વર્ગસ્થ થયા તેથી તે બે સંવતમાં આ કૃતિ રચાઈ છે.)

---

## ૬૦ દેવપ્રભ ગણિ (વીરસિંહ શિ.)

(૯૪) કુમારપાલ રાસ લ. સં. ૧૫૪૦ પહેલાં

અંતે—

મેરુ નગ નઈ ચલઇ જાવ, જા ચંદ દિવાયર
સેસ નાગગંઠ જા ધરઇ, ભૂમિ સાનઇ સાયર,

મગલ પહિલૂ શ્રી અરિહંત, મગલ બીજઇ શ્રી સિદ્ધ,
મગલ ત્રીજઇ મલય સુંદરી, મગલ ચઉથઇ શાસન નુરી. ૧૧૯૪
કર્મ તણુઉ એ પ્રબંધ પ્રદીક, જિમ જિમ સાંભળીઇ તિમતિમ રસીક,
ભણતા દોષ દરિદ્ર ટલઈ, ગણતા નવનિધિ સંપદ મિલઇ. ૧૧૯૫

—ઇતિ મલયસુંદરી ચતુર્થ પ્રસ્તાવ યથાગ્ર શ્લોકસંખ્યા ૧૮૦૦.

શ્રી સં. ૧૫૯૪ વર્ષે પોષ માસે શુક્લપક્ષે ચતુર્થ્યાં તિથૌ ગુરૂવાસરે તદ્દિને લખિત. મુ આણંદ રત્નેન, પા ૪૪ પં ૧૬ (ગુ. વિ.)

(૯૬) કથા બત્રીસી. ૧૫૫૦ દીવાલી.

અંતે—

શ્રી આગમ ગચ્છ સદા ઉદયવંત શ્રી મુનિસિંહસૂરિ ગુણવંત
તસ પાટિ શીલરત્ન સૂરિ પ્રધાન આણંદપ્રભ ગુરૂ બુદ્ધિ નિધાન ૧૪
જાંહરના મુનિરત્ન સૂરીશ આનંદરત્ન હોયા તસ શીસ,
એ અનુક્રમ ગચ્છનાયક તણ કવિતા નામ લવઈ ઇમ સણ ૧૫
મુનિસિંહ સૂરિ તણુઈ બહુ શિષ્ય શ્રી વિજયસિંહ વણારીસ મુખ્ય,
તસ બંધવ ઉદયરત્ન પંન્યાસ વાચક યતિકીરતિ ગુણવાસ ૧૬
વિજયસિંહ શિષ્ય શ્રી ઉવઝાય મુનિસાગર નામિ મુનિરાય
અનુક્રમિ અમરસાગર ઓઝાય શ્રી શ્રીમાલી ડાભિલ વંસ ૧૭
તાહ ગુરાહી ૫ ઉદયધર્મ લબ્ધિસાગર સાથી અભિરમ્મ,
કહી કથા બત્રીસઇ સાર સોધી જોયો જે સવિચાર ૧૮
પનર પચાસઈ દીપ દિને કરિઉ કથાનક એહ,
સુગધ પણ ઇમઇ કહિઉં અછઇ સોધઇ ઉતમ જેહ ૧૯

—વિજયધર્મસૂરિ ભ

---

## ૬૨ વચ્છ.

(૯૭) મૃગાંકલેખા રાસ. (લ. સં. ૧૫૪૪ તેથી તે પહેલા)

—સં ૧૫૪૪ વર્ષે આસો શુદિ સપ્તમી સોમે મૃગાંકલેખા ચરિત્રં લખિતવાત્ . સં ૧૬૫૯ વર્ષે મા૦ સુ૦ ૫ દિને શ્રી શ્રીમાલ જ્ઞાતીય સા શ્રી પાસવીર સુત સાહ શ્રી રહીયા પદત્ત પુણ્યાર્થે ૧૨–૧૫ લીં શુદ્ધ જૂની પ્રત જણાય છે

—લિ૦ સગીયાણા નગર મંધ્યે સં ૧૬૨૮ વર્ષે આસૂ વદિ ૧૧ દિને ગુરૂવારે ૨૬–૧૧ લીં

—સં ૧૬૭૫ વર્ષે શ્રાવણ માસે કૃષ્ણપક્ષે દ્વિતીયાયા તિથૌ સોમવાસરે ક્ષત્રીયવંશે રાઠોડ જ્ઞાતિ મહારાજશ્રી સુરસિંહજી વિજય રાજ્યે વછા લીખત નાગોરીં (આમાં વછા એ નામ છે તે ખુદ કવિ નથી કારણ કે ઉપર જુદા જુદા સંવત છે કે જે સં ૧૬૭૫ પહેલાના છે.)

---

## ૬૩. વચ્છ ભંડારી.

**(૯૮) +નવપલ્લવ પાર્શ્વનાથ કલશ.** (મંગલપુર–માગરોળના)

આદિ—

શ્રી સૌરાષ્ટ્ર દેશમંધ્યે શ્રી મંગળપુર મંડણો, દુરિત વિહંડણો,
અનાથનાથ અસરણસરણ ત્રિભુવનજનમનરંજનો,
૨૩ મો તીર્થંકર શ્રી પાર્શ્વનાથ તેહ તણો કળશ કહીશું.

ઢાળ

હારે વાણારસી નયરી વસેય અનુપમ ઉપમ અવદાધાર,
તિહાં વાવી સરોવર, નદીય કૂપ જળ વનસ્પતિ ભાર અઢાર,
તિહાં ગઢ મઢ મંદિર, દિસે અભિનવ, સુંદર પોલિ પ્રાકાર,
કોસીસા પાખલ ફિરતિ ખાઈ, કોટે વિસમા ઘાટ ૧

* . .

અંતે—

(છાપેલી પ્રતમાં)

ભણે વચ્છ ભંડારી અમમન, વસિયો શ્રી અરિહંતોજી,
નીલવરણ તનુ મહિમાસાગર, જયો જયો ભગવંતોજી,

( અન્ય લિખિત પ્રતમાં પાઠાંતર )
ઇમિ ભણે વચ્છ ભણશાલી નિજચિત્ત આમ મન એ અરિહંત
એહવા નીલવરણ નવરંગ જિનેસર, જ્યો જયો જયવંત
—શ્રી પ તિલકચંદ પઠનાર્થ વ પ કાંતિકુશલ સંવત ૧૮૩૦ ના વર્ષે ચૈત્ર શુદ ૧૩ વાર શુક્રે મો. લા., મો.
—પ્ર દેવચંદ્રકૃત સ્નાત્ર પૂજામાં અંતર્ગત-વિવિધ પૂજાસંગ્રહ નવકાર સગ્રહ. પૃ૪ ૭.
[ આ કવિ દેશાઇ કવિના સમકાલીન જણાય છે તેથી તેને ૧૬ આ સૈકામાં મૂકેલ છે મૃગાંકલેખા રાસના કર્તા વચ્છ કવિ ને આ બને એક હોવાનો સંભવ છે ]

---

૬૪ સર્વાંગસુંદર ( વડતપગચ્છ—જયશેખર સૂરિ-જિન સુંદરસૂરિ-જિનરત્ન સૂરિ-જયસુંદર ના શિ. )

(૯૯) સાર શિખામણ રાસ. ૧૫૪૮ માગશર શુદ ૧ માલુણપુરીમાં

આદિ—

ત્રેવીસમા શ્રી પાસનાહ પ્રભુ કેરા પાય
હું પ્રણમું એક ચિત્ત થઇ સહી સગુરૂ પસાય ૧
માતા સરસતિ દેવિ કન્હઇ એક સુવચન માગું
જે કવિરાજ આગઇ હુઆ તેહ ચરણે લાગુ ૨
ધ્યાઉ શ્રી નવકાર મંત્ર મહિમા પુરવ સાર
ગુણ વર્ણતાં એક જીભડીએ ન લહીજઇ પાર ૩
યશ કીરતિ જેહ નિરમલ એ જયસુંદર જેહ,
સને૨નિધિ ગુરૂ ભગતઇએ આરાધું તેહ. ૪
સાર સીખામણ તણુ રાસ રંગસ રસ આણી
તે ભવિયણ તમ્હે સાંભલઉએ અવિચલ ફલ જાણી. ૫

* * * *

અંતે—

વડ તપ ગચ્છ ગયણાગણિ સૂરિ, જેહ વાણી ગંગાજલ પુરિ
શ્રી જયમેહર સૂરિવરો
તાસ પાટ દીપઈ ગુણ ભુરિ, ગચ્છપતિ શ્રી જિનસુંદર સૂરિ,
તપિ જપિ નિરમલ ગણધરૂએ ૨૩૩
તાસ પાટિ પુહુવિ ગુરૂ ગુણનિધિ, જેહનઈ નામિઇ લહીઈ
સવિ સિધિ, શ્રી જિનરયણ સુરિંદ વરો.
શ્રીવિજયરાજ તેહનઈ જે સોહઈ, નિરૂપમ જગહ તણા મનમોહઈ,
ઉવઝાય શ્રી જયસુંદરૂએ. ૨૩૪
તાસ સીસ ગુરૂ લહીય પસાય, શ્રી સર્વાંગસુંદર ઉવઝાય,
રચિઉ રાસ એ રૂઅડો એ
પનરસ અડતાલઇ સંવત્સરિ, માગસિર સુદિ દસમી ગુરૂ માનુષ્યપુરિ,
નિતુ નિતુ મંગલ જયકરૂએ ૨૩૫
એક મના જે હિઇ ધરેસઈ, ભવના સઘના પાતિગ ધોસઈ,
હોસઈ સુખ તેહ અતિ ઘણ એ ૨૩૬
કવિયણ કહઈ મઈ જાણ અજાણિઈ, રચિઉ રાસ એ બુદ્ધિ પ્રમાણિઇ,
નંદ જાવ મેરૂ ગિરિએ
એ હિતસિખ્યા નિતુ હઇઇ ધરસ્યઇ, દુખસાગર તે નિશ્ચઇ તરસ્યઈ,
શિવ સુખ અવિચલ પામસ્યઇ ૨૩૭
—૧૦-૧૪, ૧૨-૧૪ લીં

—હા ભ પાટણમા ડાભડો ૮૦, ખ ૧, પા ૩, માણેક.

[ આ રાસમા રાત્રિભોજનનિષેધ, જીવહિંસા ત્યાગ, ગળેલુ પાણી પીવુ, અભક્ષ્ય વસ્તુ ન ખાવી વગેરે શિખામણની વાતો છે ભાષા પ્રાચીન ગુજરાતી છે તેવી હિંદી જેવી જણાય છે પદ્ય ૨૫૦ લગભગ છે જિનરત્નસૂરિના ધાતુ પ્રતિમાપરના લેખ સં ૧૫૧૫, ૧૫૧૬, ૧૫૨૦, ૧૫૨૧, ૧૫૨૭ ના મળી આવે છે અને તેમને શિષ્ય હેમસુન્દર ગણિ પણ હતા. જુઓ ધા પ્ર લે. સં. ભાગ ૨ ]

(૧૦૧) સિદ્ધાંત ચોપઈ—લુંકા વદન ચપેટા. સ. ૧૫૪૩ કા. શુ ૮ રવિ.

( આમા મૂર્ત્તિ નિષેધક લોકાશાનુ ખડન છે. )

આદિ—

સકલ જિણુંદહ પાય નમુ, હિઅડઈ હરિષ અપાર,
અક્ષર જોઇ બોલિસિઉં, સાચઉ સમય વિચાર
સેવિઅ સરસતિ સામિણી, પામિઅ સુગુરૂ પસાઉ,
સુણિ ભવીઅણુ જવ વીરજિણુ, પામિઉ શિવપુરિ ઠાઉ ૨
સઈ ઊગણુવીશ વરિસ થયાં, પણુયાલીસ પ્રસિદ્ધ, (વીરાત્)
ત્યાર પછી લુંકુ હુઉ, અસમજસ તિણિ કીધ. ૩
લુંકા નામિઇ મુહતલુ, હુતઉ એ કિઇ ગામિ,
આવી પેટિ બહુપરે, ભાગુ કરમ વરામિ ૪

*　　*　　*　　*

દાવાદ આવેલ. ને તેને ત્રણ પુત્ર પૈકી મોટા પુત્ર નામે શ્રીધર અજદ-પુરામા વસતા હતા શ્રીધરને તેમની સ્ત્રી ઝમકલ દેવીથી ચાર પુત્રો નામે વસ્તુપાલ, જિનદાસ, મગલદાસ અને લઘુરાજ તથા એક પુત્રી નામે લીલાવતી થયા તે પૈકી લઘુરાજ તેજ આપણા કવિ તેમનો જન્મ સ. ૧૫૨૧ શાકે ૧૩૮૬ પોષ વદિ ૩ નો થયો. તેમના જન્માક્ષર સમય-રત્ન મુનિને બતાવતા તે ગુરૂએ જણાવ્યુ કે તે પુત્ર તપનો સ્વામી થશે અથવા તે કોઈ તીર્થ કરશે, કાતો મોટા યતિ થશે અને મહાવિદ્વાન્ થશે ગુરૂના કહેવાથી માબાપને પગે લાગીને એ પુત્ર વૈરાગી થયો. સ ૧૫૨૯ ના જેઠ શુદ ૧૦ ને દિને પાટણમા પાલણપુરી અપાસરામા મહોત્સવપૂર્વક તપગચ્છપતિ લક્ષ્મીસાગર સૂરિ (જન્મ સ ૧૪૬૪ ભાદ્રપદિ વદિ ૨, દીક્ષા ૧૪૭૦, પન્યાસપદ ૧૪૯૬, વાચક પદ ૧૫૦૧, સૂરિપદ ૧૫૦૮, ગચ્છનાયક પદ ૧૫૧૭સ્વર્ગવાસ સ. ૧૫૩૭) એ દીક્ષા આપીલાવણ્યસ-

અંતે—

કોઇ નથી પોષિઉ માઇ રવી, વાત કહીઇ સઘલી છવી,
પોષિઉ શ્રી સિદ્ધાંત વિચાર, તિહાં નિધનું સિઉ અધિકાર. ૧૭૪
જીવ સવે મઝ બાંધવ સમા, પાઇ વરાસિઉ ધરિજ્યો ક્ષમા
જે જિમ જાણી તે તિમ કર પણિ જિનધર્મ પર આદર ૧૭૫

---

મણ એ નામ આપ્યું સમયરત્ન ગુરૂએ વિદ્યા આપી. કવિ પોતે જણાવે છે કે મેં સરસ્વતી માતાની કૃપા કરવાથી મને સોળમા વર્ષમાં વાણી (કવિત્વશક્તિ) ઉપજી જેનાથી પોતે છંદ, કવિત, ચોપાઇ અને અવદાતવાળા સરસ રાસ રચ્યા વળી અનેક જાતનાં ગીત રાગ રાગણી અને સવાઇ રચ્યાં. (મેં) રસવાળાં કથન કર્યાં છે પણ જુઠાં કથન કહી નથી. મોટા મોટા મંત્રીઓ અને રાજાઓને પણ ખુશી કર્યા છે ઘણા વિશાળ પરદેશમાં જેનો ઉપદેશ પ્રસર્યો છે અને જેના ઉપદેશથી ઘણે ઠેકાણે દેહરાં તેમજ ઉપાશ્રય થયા છે મોટા મોટા મીર (સરદાર) અને મલિક (જમીનદારો-રાજા) જેને નમે છે તેને (પોતાને) પચાવન (સં. ૧૫૫૫)ના વર્ષમાં પંડિતપદ મળ્યું. જે અધિક તપાગચ્છના શણગારરૂપ શોભે છે અને જે દેશ પરદેશમાં વિચરે છે તે સોરઠ દેશમાં ગિરનાર પર જઇને ગુજરાતમાં આવ્યા. અણહિલવાડ પાટણ પાસે ભાભરપુર (પાટણથી પશ્ચિમે પાંચ ગાઉપર ભાભર્યુ ગામ છે તે હશે!) માં ચોમાસું રહ્યા. અહીંના સકળ સંઘે વિનતિ કરી એથી વિમળ રાસનું કથન કર્યું સં. ૧૫૬૮ ના આસો માસમાં પાર્શ્વનાથ જિનેશ્વરની પાસે શુક્લ પક્ષે રવિવારે મૂળ નક્ષત્રમાં વિમળરાસનું વર્ણન પૂર્ણ કર્યું આ કવિની સં. ૧૫૮૯ સુધીની કૃતિઓ આમાં જણાવ્યા પ્રમાણે મળી આવી છે તે પરથી ત્યાં સુધી તેમનો જીવનકાળ અવશ્ય હતો એ સિદ્ધ થાય છે ક્યારે સ્વર્ગસ્થ થયા એ જણાવા કંઇ સાધન ઉપલબ્ધ થયું નથી. વિશેષ હકીકતો તેમની સર્વ કૃતિઓ વાંચી વિચારતાં અંતરંગ પ્રમાણથી મેળવી શકાય તેમ છે

ધન ધન જિનશાસન
અમ્હ ગુરૂ શ્રી સોમસુન્દર સૂરિ, જાસુ પસાઈ દુરિઆ દૂરિ,
તપગચ્છનાયક સુગુણનિધાન, લક્ષ્મીસાગર સૂરિ પ્રધાન ૧૭૬
શ્રી સોમજય સૂરીંદ સુજાણ, જસુ મહિમા જગિ મેરૂ સમાણ,
અહનિસિ હરષિ પ્રણમૂ પાય, સુમતિસાધુ સૂરિ તપગચ્છરાય ૧૭૭
ગુણમંડિત પંડિત જયવંત, સમયરત્ન ગિરૂઆ ગુણવંત,
તસુ પય કમલિ ભમર જિમ રમૂ, ઈણિપરિ ભગતિઈં દિન નીગમૂ ૧૭૮
જસુ મહિઅલિ રૂઅડઉ જસ વાઉ, તે સહિ ગુરૂનુ લહી પસાઉ,
એ ચઉપઇ રચી અભિરામ, લુંકટ વદન ચપેટા નામ ૧૭૯
સંવચ્છર દહ પંચ વિશાલ, ત્રિતાલા વરષે ચઉસાલ,
કાતી શુદિ આઠમિ શુભ (રવિ) વાર, રચી ચઉપઇ બહુત વિચાર ૧૮૦
નરનારી એકમના થઇ, ભણઇ ગુણઇ જે એ ચઉપઈ,
સુનિ લાવણ્યસમય ઈમ કહઇ, તે મનવાંછિત લીલા લહઇ ૧૮૧'

—ઈતિ શ્રી સિદ્ધાંત ચતુષ્પદી લુંકટ વદન ચપેટાભિધાના.

લિખિતા પરોપકારાય શુભં ભવતુ લેખક પાઠકયો:-શ્રી આની સાથે આજકવિનું રચેલું એક ગીત છે (પ્ર. કા.) -૮-૧૩ વિ. ધ.

—સંવત ૧૬૪૬ વર્ષે ચૈત્ર માસે શુક્લ પક્ષે ચતુર્દશી બુધે લખિતં સ્વપરોપકારાય લિખિત ॥ પં૦ કુશલતિલક ગણિ શિષ્ય કલ્યાણતિલક લિખિત ॥ શ્રી શ્રમણસંઘસ્ય શુભં ભૂયાત્-ભાવ. પ્ર. ૨૩-૩૧ પ. ૧૩

**(૧૦૨) સ્થૂલિભદ્ર એકવીસો** સં. ૧૫૫૩ ની દીવાળી

**આદિ—**

આવિઉ આવિઉ રે આવિઉ જલહર ચિહુ પખે,
સોહાવિઉરે માસ આસાઢ સુણઉ સખે
નિત સમરૂ રે જેહનુ નામ સદા મુખે
મોઈ સાભીરે સ્થૂલિભદ્ર જો નાવઈ રખે

* * * *

અંતે—

સંવત પનર ત્રિપનઈ સંવત્સરે દિવસ દીવાલી તણુ
થૂલિભદ્ર ગાયુ મન સુધાયુ ઓગણીસ એ ભણુ
ઋષિ મુનિવરરે ભગતિ ભાવ મનાવીઉ
એક જિનવરરે શાસનિ સોહ ચડાવીઉ
જસુ કીરતિરે મહીમંડલિ અતી ઝગમગઈ
ચઉરાસીરે ચઉવીસી જે જગ લગઈ
જગ લગઈ મહીમંડલિ મેરુ સાગર છઈ ચંદ્ર યંપાઉ
નક્ષત્રમાલા રવિકમાલા સીલ જસ તાં જાણીઈ
શ્રી સ્થૂલિભદ્ર મુનીંદ્ર સગલ સિધિ ચોપઈ ગાઈ
લાવણ્યસમય સૂરિ બોલઈ ભણિ નિરમલ થાઈ ૨૧

—વિ. ધ. ૮-૧૪ થી

(૧૦૩)+ ગૌતમપૃચ્છા ચઉપઈ સં. ૧૫૫૪ ચૈત્ર શુ. ૧૧ ગુરુ

આદિ—

સકલ મનોરથ પૂરવઈ ચઉવીસમુ જિણંદ
સોવનવર્ણ સોહઈ સદા પેખઉ પરમાણંદ. ૧

* * * *

અંતે—

ભવિ કહિ હું સિઉ બોલઉં ઘણું, જાણુ ચતુર જગ તુમ્હે સહુ,
પુણ્યકાજ કરિસ્યઈ જે સદા સવિ સુખ લહિસિઈ નિસદિ વિસા. ૮
શ્રી સુધર્મા ગૌતમ પૂજા કરઈ વીર સરિખા સંયમ ધરઈ
ત્રિભુવનિ વાણિ અમૃત સમાન અમૃતવાણી પંડિત અભિધાન. ૯
એ ચઉપઈ રચી ગુરુસાખ ગુણ સંવત નઉ કેહું ભાખ
વરિસ માસ કહિસૂ દિન વાર, જોઉ સેજ્જો જાણુ વિચાર, ૧૦
પહિલું તિથિની સંખ્યા આણિ, સંવત જાણિ કરિ અહિનાણી
બાણ વેદ જગ વાંભંગ નામ, આણું વર્ષ તણું એ નામ. ૧૧

વાસુપૂજ્ય જિણુવર બારમુ ચૈત્રથિ કો માસ જિને નમુ,
અજૂઆલી ઇગ્યારિસિ સાર, તહીઇ સુર ગુરૂ ગિરૂઉ વાર. ૧૨
દુહા ચઉદ અનઈ ચઉપઈ, ઇકિ જપમાલી પુરી હુઈ,
ઉપર અધિકો પાઠ વખાણિ, તે સખ્યાના મણિયો જાણિ ૧૩

*  *  *  *

તપગચ્છ નાયક આણુદ પૂરિ, વદુ સિરિ સોમસુદર સૂરિ,
તસુ અનવઇ સોહઇ ગુરૂચદ, સિરિ લખમીસાગર સૂરીદ. ૧૧૮
અણજાણતા કહિઉ જે અતી, અધિકુ ઓછઉં ખમિઓ વલી,
મુનિ લાવણ્યમઇ કહિ એ ઇસ્યઉં, ધન મન જે જિનચલણે વસિઉં ૧૧૯

—લખ્યા મ ૧૯૦૭ પ્ર કા

—૬-૧૨ ધો —પ્રકાશિત ભીમશી માણેક.

(૨૦૪) આલોયણ વિનતિ સ ૧૫૬૨ વામજ નગરમા

આદિ—

આજ અનતા ભવ તણુંરે, કીધા અતિ ઘણુંરે
મુજ એહજ ટેવ તુ,
પાપ આલોઉં આપણા, સુણિ સમરથરે, સીમધર દેવ તુ ૧
થોડિ સીમધર સામીયા—આકણી
કરૂ વિનતીરે કરૂ બે કરજોડિ તુ,
ઘોડ નહિ કહતો પરૂ ભમ્યો ભવતણીરે કહું કેતલી કોડિ તુ છો. ૨

*  *  *  *

અ તે—

સવત પનરબાસિઠઈ આદિશ્વરરે અલવેસર સાપ તુ,
વામિજમાહિ વીનવ્યો, સીમધરરે દેવદર્શન દાખિ તુ ૫૪ છો
અમિઅ ઠર્યો આણુદ ભર્યો આજ મે કર્યોરે પોતિ
સુકૃત ભડાર તો,



ધ્વજ પૂજ મગલ આરતી તેણે પાપ પૂરવના ધરચા
સવત પન્નર બાસઠિ પ્રસાદ સેરીસાતણો
લાવણ્યસમે ઇમિ આદિ બોલે નમો નમો ત્રિભુવનધણી ૧૫

(૧૦૭) **રાવણ મદોદરી સવાદ.** સ ૧૫૬૨ (આગળ જુઓ)

(૧૦૮) **વૈરાગ્યવિનતિ** મ, ૧૫૬૨ આસો શુદ ૧૦

આદિ—

જય પઢમ જિણેસર અતિ અલવેસર, આદીસ્વર ત્રિભોવનધણીય,
શેત્રુંજ સુખકારણ સુણિ ભવતારણ વીનતડી સેવક ભણીય ૨

*

અતે—

સેવકમાહિ સમુહતુ થાપુ, આદીસ્વર અવિચલ પદ આપુ
તપગછિ શ્રીય હેમવિમલ સૂરીદ, તાસ વયણિ કીધૂ આણદઈ ૪૬
પનર-બાસઠઇ આદિજિન તુઠઈ, કરી વીનતી ઊલટિ ઘણુઇએ,
આસો મસવાડઇ દસમી દિહાડઇ. મુનિ લાવન્યસમઇ ભણઇ એ ૪૭

—પ્રથાંક ૭૧-વિ ધ., ચોપડો ૧૬૭-૧૭૦ મારી પાસે ૨-૧૭.

(૧૦૯) **સુરપ્રિય કેવલી રાસ** સ. ૧૫૬૭ આસો શુદ રવિ ત્રબા-વતી (**ખભાત**) મા

અતે—

શ્રેણિક હીયડઇ હરષીયા, ૨૭ પરષદિ બાર,
મુનિ લાવણ્યસમઈ ભણઈ, વરત્યઉ જયજયકાર ૧૯૭
સવત **પંનર સત(ડ) સઠઈ** આસો સુદિ રવિવાર [પા સોમવાર]
રચિઉં ચરિત્ર સોહામણુ, ત્રબાવતી મઝારિ ૧૯૮
તપગછિ ગુરૂ ગોયમ સમા, સોમસુંદર સૂરિરાય,
સમયરત્ન સહિ ગુરૂ જયઉ, પામી તેહના પાય ૧૯૯
કાંઈ કવિ મતિ કેલવણુ, કાંઈ શાસ્ત્ર વિચાર
ગાઉં સુરપ્રિય કેવલી, ગુરૂ સરસતિ આધારિ. ૨૦૦

સવત ૧૫૨૧ ધિન્ન, શકે તેર છયાશીઉ પ્રસન્ન,
પોષ વદી દિન ત્રીજ પવિત્ર, આવિઉ અશ્લેષા નક્ષત્ર ૩૬
ઘડી પાછિલી જવ નવગતિ, જન્મ અર્કે ઉગીઉ પ્રભાતિ,
તુલા લગ્ન સરિસુ સંકેત, મૂરતિ મગલ જમલુ કેત ૩૭
વૃશ્ચિકિ બુધ રવિ ત્રીજઈ રહિઉ, શુક્ર મકરિ તે ચઉથઇ કહિઉ,
ગુરૂ શનિ કુંભિ રહ્યા પાચમઈ, મેષિ રાહુ સોહઇ સાતમઇ ૩૮

| | | |
|---|---|---|
| ૨ ઉ ૮ ૯ | ૭ મ | |
| શુ ૧૦ | શ્રી | ૪ ચ |
| ગુ. શ. ૧૧ ૧૨ | ૧ રા | ૩ ૨ |

દસમઇ ચદ રહિઉ નિજ ઘરે, જન્મયોગ જોઇઉ સહિગુરે,
હૃદયસ્થલિ રવિ નક્ષત્ર વશિઉં, સહિગુરિ વચન પ્રકાસિઉં ઈશુ ૩૯
સુણુઉ શ્રેષ્ટિ હોશિ તપ ધણી, કઇ એ જાશઇ તીરથ ભણી,
કઈ એ થાશઈ મોટઉ યતી, વર વિદ્યા હોશઇ દીપતી ૪૦
ગુરુવચને વઇરાગી થયુ, માતતાત પય લાગી રહિઉ,
જેઠ સુદિ દિન દસમી તણુઉ, ઉગણુત્રીસઇ ઉચ્છવ ઘણુઉ ૪૧
પાટણિ પાલ્હણપુરી પોસાલ, જગ હુઇ ચઉપટ ચુસાલ,
દિઈ દીક્ષા અતિ આણદપૂરિ, ગચ્છપતિ લખિમીસાગરસૂરિ ૪૨
સવ સજન સહુ સાખી સમઇ, નામ ઠવિઉં મુનિ લાવણ્યસમઈ,
નવમઇ વરસિ દીખવર લીધ, સમયરત્ન ગુરિ વિદ્યા દીધ ૪૩
સરસતિ માત મયા તવ લહી, વરસ સોલમઈ વાણી હુઈ,
રચિઆ રાસ સુદર સબધ, છદ કવિત ચઉપઇ પ્રબધ. ૪૪
વિવિધ ગીત બહુ કરિયા વિવાદ, રચીયા દીપ સરસ સવાદ,
સરસ કથન નહીં આલી કવઇ, મોટા મન્ત્રિરાય રજવઇ. ૪૫

બત્રીશે અક્ષરિ થિકો, બાંધ્યઇ ગ્રથહ માન,
સત્તરશત લીહિ અગ્રલા, એહ ગ્રથનુ ન્યાન ૬૮

નવરગ નવલા પડ, તે રચીરૂ રાસ અપડ,
જે સુણુત સવિ સચોગ, યે ભણુનલા લહીઇ ભોગ,
જે ભણુત લહીઇ ભોગ ભૂતલિ, ભણુતિ મુનિ લાવણ્યસમઇ,
કિત્તિ વિમલ વાણી વિમલ, વિમલઘરિ રિધિ વૃદ્ધિ રમઇ ૬૯

—સ. ૧૫૮૪ વર્ષે પોપ શુદિ દશમ્યા તિથૌ ગુરૂદિને ભીમેન લિપિન. શ્રી શ્રીમાલજ્ઞાતીય સુશ્રાવક સાહ શ્રી વનછ જૂઠા પઠનાર્થ લિપિનં. સશોધક અને પ્ર૦ મણિલાલ બકોરભાઈ વ્યાસ, ૬૧-૧૫ લીં

(૧૧૧) કરસવાદ—સ ૧૫૭૫ (૪) સાતિનગરમા

આદિ—

પહિલ્ પ્રણુમિસુ સારદા, જસ કરિ વીણા નાદ,
આદીસ્વર આદિઇ કરી, ગાઇસુ કરસવાદ

* * * *

અતે—

મુનિ લાવણ્યમમઈ કહિ જોઈ, જિહા જિહા મપ તિહા રવ હોઈ ૬૫
સપિઇ લહીઇ ધનની કોડિ, સપિઈ અગિ ન લાગઈ ખોડિ,
સપિઈ વયર ન વાત્રઇ રતિ, સપ વખાણુઈ શ્રી જિનમતિ ૬૬

માલવ મરહઠ સોરઠ સાર, ગૂજર દેશ મવિહુ સિણુગાર,
વિનયવિવેક વિચાર વિશેષ, દીસઇ ધમ્મર્તણુરૂ બહુ દેખ ૬૭

જિહા પોઢા જિણુહર પોસાલ, વસઈ લોક દીપતા દયાલ,
શાંતિજ (માતી) નગર મડિ સુવિશાલ, ગાયુ કરસવાદ રસાલ ૬૮

*સવત પનર પચિહુતરઇ, મુનિ લાવણ્યમમઈ ઉચરઈ,
પામી ચ દ્રપ્રભ જિનરાય, બેકર સપિઈ પજ્જઈ પાય. ૬૯

—(મ. ૫)

પ્રહિ ઉગમિ નિતુ પ્રણમતા, લહીઇ નવઈ નિધાન.
ભોજનિ કૂર કપૂર રસ, ભૂપ ભલા બહુમાન. ૩
કવિજન કહિસઈ કેતલા, જેહના જેહવા ઠામ,
સુણજ્યો સહૂ આદર કરી, આઠ પ્રભાવક નામ. ૪

* * * +

અંતે— દૂહા.

બોહુ ખિમ રસિ કિન્હરમિ, બલિભદ્ર જસભદ્ર સૂરિ
ત્રિણિ કાલ પ્રણમ તડા, દુરિઅ પણાસઈ દૂરિ. ૨૧૧

ચોપાઇ

બોલિઉ બોહાનામ પવિત્ર, પરૂઅ જિ પિમરસિ તણુઉં ચરિત્ર,
સઘ સભા સુણિયો જે જાણુ, બોલિસુ બલિભદ્ર તણુઉં વખાણુ ૨૧૨

દૂહા.

મુનિ લાવણ્યસમય ભણઈ, જિહ્વા હુસઈ પવિત્ર,
પ્રથમખડ પૂરૂ કહિઉં, ષિમ રસિ તણુઉ ચરિત્ર ૨૧૩

—ઇતિ પ્રથમ ખડ

(૧૧૪) +બલિભદ્રરાસ—

આદિ— દુહા

પુણ્ય પ્રભાવક જાણીઇ, વિદ્યાવંતિ બલિભદ્ર,
તસુ ચરિત વખાણીઇ, જસ ગુરૂ શ્રી જસભદ્ર ૧

* * * *

અંતે—

બોહો બલિભદ્ર તણુઉં ચરિત્ર, કહિતા કાયા પુહવિ પવિત્ર,
સુણયો સભા પુરૂષ જે જાણુ, શ્રી જસભદ્રસૂરિ તણુઉ વખાણુ ૧૨૪
બોહુ ષિમરસિ કિન્હરસિ, બલિભદ્ર યશોભદ્રસૂરિ,
તિન્નિકાલ સમરતડા, દુરિય પણાસઇ દૂરિ. ૧૨૦
મુનિ લાવણ્યસમય ઇમ ભણઇ, જિહ્વા હુસઈ પવિત્ર,
દ્વિતીય ખડ પૂરૂ કહિઉ, બલિભદ્ર તણુઉ ચરિત્ર ૧૨૬

—ઇતિ દ્વિતીય ખડ

જિનશાસનિ ઉદ્યોતકર, એ રવિ અવિચલ નામ,
મુનિ લાવણ્યસમય ભણઈ, નિતુ પ્રહિ કરૂ પ્રણામ　　　૨૭૩

—ઇતિ શ્રી પડિત લાવણ્યસમય કૃતે બોહા બલિભદ્ર શ્રી યશોભદ્ર ચરિત્રે તૃતીય ખડ સપૂર્ણઃ—મ ૧૬૧૧ વર્ષે માહ માસે કૃષ્ણપક્ષે ચતુર્થી રવૌ વાસરે પ સહજતિલક ગણિ શિષ્ય પ૦ ઇદ્રિસહજ ગણિ લિખિત—પરોપકારાય શુભ ભવતુ કલ્યાણ મસ્તુ ચિર જ્યાત્ પ્ર૦ ચૈ. રાસસગ્રહ ભાગ ૨ જો

**(૧૦૭) રાવણમદોદરી સવાદ.** સ. ૧૫૬૨ જુઓ પૃ ૭૫

**આદિ—**　　　રાગ શ્રી રાગ

સૂતેલો સીંહ જગાવીઉ, નડીઓ વાસગ નાગરે,
સીત હરી તિ સ્યુ કર્યું, રૂઠા રામના પાગરે—૧
સાભલિ રાવણ રાજીયા, જાસે મહિયલિ મામરે,
સતી સીતા તઇ કા હરી, વિગી નકડો રામરે—૨ સાભલિ.

*　　*　　*　　*

**અતે—**

જયજયકાર જગત્રિ હુઉઆ, વરત્યા રગના નાદરે,
સવત પનરબાસઠિ, રચ્યો રાસ સવાદરે　　જ૫૦ ૫૯

×　　×　　×　　×

રામ અજોધ્યા આવીઆ, સોઈ સીત અરધાગિરે,
મુનિ લાવનસમિ ભણિ, મિઠા રાયનઈ રગિરે,　　જય જય. ૬૩

—સ ૧૬૮૨ વરષે ભાદ્રવા વદિ ૮ લિષત ઋ રાઘવ નથા ગ વીરદાસા પઠનાર્થે શુભ ભવતુ ૩—૧૩ મારી પાસે બે પ્રત છે

**(૧૧૬) +દેવરાજ વચ્છરાજ ચોપાઈ** (વચ્છરાજ કતપુરમા દેવરાજ રાસ)

**આદિ—**(વસ્તુ)

સકલ જિનવર સકલ જિનવર પાય પણમેવી,
તઉ પણમેવિ ચકકેસરી એક ચિતિ બહુ ભક્તિ કારીઅ,
નિય ગુરૂતણુઈ સુપસાઉલહ રિદયકમલ નિયમતિ વિમાસીય,

સજ્જન સહુ કરી સમતાઈ ચિત્તમાંહે ભાવ ધરીય
એલિસિ નવનવ કવિતરસ સિરિ વજ્રસ્વામિ ચરીય. ૨

* * * *

અંતે—વસ્તુ

પાખિસઈ ભવિ પાખિસઈ ભવિ ભવિ વજ્રસામિ
જીવ દયા પાળી ખરી તિહિં પ્રભાવઈ સિદ્ધ દેસ પામીય
આપદ સવિ સંપદ હુઈ અનઈ વલી બહુ સુખ પામીય
મુનિ લાવણ્યસમઈ ભણઈ ભવીયણ એહ સહૂય.
જીવદયા પાળઉ ખરી, જિમ પામઉ સુખ બહૂય. — ૪૮

—ઇતિ સંવત ૧૫૫૭ પોસ શુદિ ૫ ગુરૌ
ઋષિ વૈરસાષેન—૨૧-૧૧ થી

આ રાસ આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૭ જેમાં છાપ્યો છે તેમાં ઉપરનો અંતનો વસ્તુ ૭૯ નથી. તેમાંથી પ્રશસ્તિની ચાર કડી ઉતારીએ છીએ—

તપગચ્છ નાયક સહિ ગુરુએ, માતઉ તઉ લક્ષ્મીસાગરસૂરિ,
શ્રી મુખ સરસતિ વાસિ વસે એ માતઉ તઉ લક્ષ્મીસાગરસૂરિ.

નાભિવે સધ ભરિ-૧

અતિ ગિરૂઆ પંડિત પવર, મા સમયરત્ન ગુરુ સુવિચાર સરિએ
મુખ સરસતિ વાસિ વસેએ, મા ગુણમણિ તણો ભંડાર ૨
શિષ્ય તાસ પયતલિ નમીએ મા નયર કતપુરિ માહિ
સંભવનાથ પસાઉલે એ મા રાસ રચિઓ ઉચ્છાહિ ૩
પહેલો અધિકાર લાભનો એ મા બીજો ભવનો જાણી
ત્રીજો પુણ્યવંત બીજાઈ એ મા આગલિ સમય ઠેકોઈ. ૪
એ કવિ સવિહુ નમી કરીએ મા ઇમ કહે મે કરજોડિ
અધિક ઓછુ બોલતાં એ, મા કુણે મ દેજ્યો ખોડિ. ૫
જ્યાં ગયણંગણિ દિનયર એ, મા જ્યાં શશિહર નિવાસ,
મેરુ મહીધર સાગર એ મા તાં લગે પ્રતપો એ રાસ. ૬

એહ રાસ વછરાજનો એ, મા૦ ભાવ સહિત નરનારિ,
ભણે ગુણે જે સાંભળે એ, મા૦ નવનિધિ તિહિ ઘરબારિ- ૯

—૭ ખડનો રસિક રાસ છે પા ૩, ડે, રત્ન આમ,

(૧૧૭) +સુમતિસાધુ સૂરિવિવાહલો

આદિ—

સરસાત સામિણિ દિઉ મતિદાન મઝ મનિ અતિ ઉમાહલઉ એ,
સુણિજ્યો ભવિયણ ભાવ ધરેવિ ગાયસુ સુગુરૂ વિવાહલુ એ ૧
મહિયલિ મોટઉ દેશ વિમેસ મેદપાટ જગિ જાણીઇ એ,
વારૂઅ વન વનિતા અભિરામ જાઉર નયર વખાણીઈ એ ૨
વાપી કૂપ સરોવર ચગ રગ કરઈ નિતુ જોઅતાંરે,
વાડીઅ વર્ ઉધાન વિવેક હેલા જન મન મોહંતા એ ૩

* * * *

અતે—

લક્ષ્મીસાગર સહિગુરૂ એ માહલતડે, મીસ શિરોમણિ તાસ,
તપગચ્છ મડન સહિગુરૂએ મા૦, પૂરઉ ભવિઅણ આસ ૭૯
સુજન સહુકો સાભલઉ મા૦ પ્રણુમઉં બે કરજોડિ,
સુમતિસાધુ સૂરિ સેવતા મા૦, લહીઈ સપદ કોડિ. ૮૦
પઢસિઈ ગુણસિઇ નિસુણસિઇં મા૦, વીવાહલુ એ સાર,
કવિ લાવણ્યસમય ભણુઇએ મા૦ તસુ ધરિ જય જયકાર ૮૧
નવનવિઅ વાણિહિ મતિ વિનાણિહિ હિયઇ હરિષ ઘણુઉ ધરી
મઈ એક ચિત્તિહિ કરીઅ ભત્તિહિ અગિ આલસ પરિહરી
જા સાત સાયર વર દિવાયર ગયણિ રોહિણિ ચદલુ,
તા એ અનોપમ સુગુરૂ સરિમઉ જયઉ જગિ વીવાહલુ. ૮૨

—ઐ. રા સ. ૧

(૧૧૮) રગરત્નાકર નેમિનાથ પ્રબધ

આદિ—

સ્મૃત્વા શ્રી શારદા નેમે શ્છદોભિ ર્વિવિધૈ ર્વરૈ
પ્રબધ બધુર કુર્વે રગરત્નાકરાભિધ ૧

વિબુધ પુરંદર સમયસુંદર તસુ પય પામી,
મીસાલસ લાવણ્યસમયમુનિ જયપાંઝિઇ સિદ્ધિગામી. ૨૪

(૧) ચૌદ સુપનાની સઝાય

શ્રી જિનવરે ભાખીયા, સહે ગોરી સાખીયા એ,
અધિકાર એ રૂઅડોએ,
સુપન તે વારૂ એ મહિમા તે સાર એ,
મુનિ લાવણ્યસમે એ એમ ભણે એ. ૪૬

(૨) +ગૌતમ ૭૬ ૭૨ મ મા ભી. (૩) જીરાઉલા પાર્શ્વનાથ વિનતિ (૪) પંચતીર્થિ સ૦ (૫) રાજમતી ગીત (૬) પંચવિષય સ૦ (૭) આઠમદની સ૦ (૮) સાતવારની સ૦ (૯) પુષ્પફલની સ (૧૦) આત્મબોધ સ (૧૧) દાનની સ (૧૨) મનમાકડ સ. (૧૩) હિતશિક્ષા સ. (૧૪) શ્રાવક વિધિ સ૦

આદિ—

પ્રણમી વીર જિણેસર પાય, વંદી ગોયમ ગણધર રાય,

અંત—

લાવણ્યસમય મુનિવર ઇમિ કહઇ, મુગતિ વધૂ તસ લીલા વરઇ. ૨૦

(૧૫) દાનની સઝાય

આદિ—

એક ધર ઘોડા હાથિયાજી, પાયક સંખને પાર,
મેટા મંદિર માલીઆજી, વિશ્વતણો આધાર—
જીવડા, દીધાના ફલ જોય.

(૧૬-૧૯) +સઝાયો

આત્મ પ્રબોધ, નેમરાજુલ બારમાસો, વૈરાગ્યોપદેશ પૃ ૯૩, ૩૧૪, ૩૭૪, સ મા. (ભી) પુણ્ય પૃ ૩૧ સ મા. સ

(૧૨૦) **પાર્શ્વજિનસ્તવન પ્રભાતી** ૩૭ કુંકનું કાવ્ય.

આદિ—

વામાનંદન જિનવર પાસ, તુતો ત્રિભોવન લીલ વિલાસ,
વિનતિ છોડિ ભવપાશ, હું છુ દેવ તુમારો દાસ ૧

અંતે—

ક આપે સરસ્વ તમનજો રાખો મન ઉલટ આપજો;
મુનિ લાવનસમે ઇમ ભણે, વૃદ્ધ હો નવનિધ આપજો. ૧૭

(૧૨૧) ચતુર્વિંશતિ જિન સ્તવન—ભાસિની છંદમાં ૨૭ કડીઓ અને છેલ્લી ૨૮ મી હરિગીતમાં.

આદિ—

કનક તિલક ભાલે હાર હીઈ નિહાલે
ઋષભજિન પખાલે પાપના પંક ટાલે
અરજ જિનવર આલે ફૂટરે ફૂલ માલે.
નરભવ અજુઆલે રાગ નિઈ રોસ ટાલે,

અંતે—

× × × ×

તપગચ્છ દિનાયર સચિવ સાગર સોમદેવ સૂરીસરો,
શ્રી સોમજય ગણધાર શિરમણિ સમયરત્ન મુનીસરો;
ભાસિની છંદ કરી જિનસ્તવન તવિયા જિન ઉલટ પસાઉ
અઈ ભવિક લાભ અનંત મુનિ લાવણ્યસમય સદા ભણઈ. ૨૮

અભ ૩ દિ. ૫

---

## ૬૭ નરપતિ

૧૨૨—નંદ બત્રીસી. સં. ૧૫૪૫ સાતમ મંગળવાર

આદિ—

લંબોદર કવિતા સબ ધરનિ, હંસવાહન તે મુખિ વસતિ
અવિ આચાર્જ મુરતિ ગમ, નિરેશી નર નિર્ધ કરૂં પ્રણામ. ૧
કવિતા સારદ કેરો પુત્ર, તે મુખિ બોલિ સાચ તમ,
ગણેશ ભાવ સઉ ભાવે સદા, કવિતા મુરતિ પરતખ્ય સારદા. ૨

કવિતા સારદા તણુ પ્રણામ, નદઅતીસી કરૂ વખાણુ,
સવત પનરસિ પચતાલા, તિથિ સાતિમ નિ મગળવાર ૩

* * * *

અતે—

થોડા ભેદ ઘણુ જાણુજો, અધ્યભાવ ઘણુ આણુજો,
શ્રવણે સુણુતા સુષ અપાર, કવિ નરપતિ ઇમ કહિઈ વિચાર ૯૯.

પઢતા સિધિ બુધિ હો અતિ, ચતુરપણુ તે નર જાણુતિ,
નારી સીયલપણું આણંતિ, કવિતા નરપતિ ઇમ કહતિ ૧૦૦.

—ઇતિ નદઅત્રીસી કથા વિચારવાર્ત્તા સમાપ્તમિતિ. સવત્ ૧૭૦૦ વર્ષે અશ્વની માસે કૃષ્ણુપક્ષે ૧૦ સોમવારે શ્રી ભીલોડાનગરે શ્રી શાતનાથ ચૈત્યાલયે શ્રી મૂલસઘે સરસ્વતી ગચ્છે બલાત્કાર ગણે શ્રી કુદંકુદાચાર્યાન્વયે ભટ્ટારક શ્રી ૫ રત્નચદ્રા, તત્સીષ્ય આચાર્યશ્રી અમરેંદ્રકીર્ત્તિ તત્સીષ્ય સઘ ભીમજી લખિત છ શુભ ભવતુ. ચીર જીયાત્ છ. શ્રી, કલ્યાણમસ્તુ, છ છ શ્રી ૬-૧૬ (મારી પાસે છે)

[ આમા મગલાચરણ લબોદર-ગણેશનુ કરવામા આવ્યુ છે તેથી કર્ત્તા જૈનેતર હોવાનો સભવ જણાય પણ (૧) જૈનકર્ત્તાઓ પૈકી કોઇને ગણેશનું મગલાચરણ કરતા મે જાણ્યા છે ( જુઓ ન ૮૫ ના કવિના લીલાવતીરાસનુ મગલાચરણ તેમજ ન ૮૯ કવિ ) તેથી, તેમજ (૨) આ કૃતિના લેખક-લહીઆ જૈન છે તેથી, અને વળી (૩) આ કથાના ઉપર જરા વિસ્તારથી સ ૧૫૬૦ મા રચનાર સિહકુશળ (જુઓ આગળ) પણ જૈન છે તેથી આ કવિ જન હોવાનો વિશેષ સભવ છે. તે કારણે અત્ર એમનો ઉલ્લેખ કરવામા આવ્યો છે નરપતિ નામના કવિએ વિક્રમાદિત્ય ચોપઈ રચી છે અને તેની પ્રતના બધન પર શક ૧૫૧૪ મા રચી એમ લખાણુ છે તેથી તેને સત્તરમી સદીમાં મૂકેલ છે ]

## ૬૮ શાંતિસૂરિ—(સાંડેરગચ્છ સુમતિસૂરિ. શિ.) જુઓ તેમના શિષ્ય ઈશ્વરસૂરિ.

(૧૨૪) સાગરદત્તરાસ (દાન માહાત્મ્ય ઉપર) ૧૫૫૦ આસપાસ.

આદિ—

છદ્દતર કલ્લોલ વન્નજલ સતિ સુરિણા મહિય,
સાયર ચરિઅ સાયર સરિસ સરસ નિસામેહ

[ " આ પ્રાકૃત અપભ્રંશ તથા ગૂજરાતીમા રચાયેલો ૧૩૭ ગાથાનો રાસ ખરેખર રસમય હોઈ તેમા ગાથા, રાસઉ, કુંડલિઓ, ધાત (ધત્તા), અડયલ્લ, માલિનીરૂપક, છપ્પય, પાધડી (પદ્ધડિકા) ગસાબધ વગેરે વિવિધ છંદો વાપરેલા છે. કાવ્ય ઉચ્ચ પ્રતિનુ છે અને આ તેમજ તેમના શિષ્ય ઈશ્વરસૂરિ કૃત લલિતાગચરિત્ર રાસ સસ્કૃત તથા પ્રાકૃત કાવ્યોની સરખામણીમા સારી રીતે ઉભા રહે તેમ છે " ચિ ડા દલાલ ]—પા આ શાતિસૂરિ સ ૧૫૯૭ સુધી અવશ્ય વિદ્યમાન હતા જુઓ લેખાક ૩૩૫ પ્રાચીન લેખ સગ્રહ

---

## ૬૯ કીર્ત્તિહર્ષ—( કક્કસૂરિ શિ૦ )

(૧૨૫) સનત્કુમાર ચોપાઈ. સ ૧૫૫૧ કાર્ત્તિક શુદ ૧૫ ગુરૂવાર.

આદિ—

સ્વામી જીરાપુલિ નિવાસ, મનિ સમરતા પૂરઇ આસ,
પય સેવઇ આણુદિણુ ધરણિદ, પહિલુ પ્રણમિસુ પાસ જિણદ ૧
સરસતિ સામિનિ કરૂ પસાઉ, કાસમીર મુખમડણુ માઇ,
નામ જપી કેમીય ગણધાર, ચરીય ભણુ શ્રી સનતકુમાર ૨
જિણુમાસિણુ જિણુ ભાખિઉ ઈમ્મ, દાન સીલ તવ ભાવ સુરમ્મ,
ધર્મતણા એ ચ્યારિ પ્રકાર, અધિકુ મહિમા સીલિ અપાર ૩

* * * *

૭૦ ક્ષમાકલશ–(આગમ ગચ્છ. અમરરત્નસૂરિ–સોમરત્નસૂરિ
–કલ્યાણરાજ શિ૦ )

(૧૨૭) સુદરરાજા રાસ–સ ૧૫૫૧ વૈ વદ શનિવાર

આદિ—

દૂહા–રાગ ગુડી

પહિલૂ પરમેસર નમી, આરાહિસુ અરિહત,
ગાઈસુ શીલ સોહામણો સાભલજો એકતિ ૧
સુદરરાય તણા ગુણ કેતા કહુ મુખ એક,
શીલિ કરી જગગાજતુ, કહીઇ તે સુવિવેક ૨

* * * *

અતે—

આગમગચ્છિ જયવતા એ, મા. સોમરત્ન સૂરીંદ,
અહનસિ ભવિયા નિત નમુ એ, મા જિમ હુઈ પરમાણદ ૧૮૮
ક્ષમાકલસ મુનિ ઈમ ભણિ એ મા ભવિયણ સુણઉ એ રાસ,
શીલઈ મિવસુખ સપજઈ એ મા છૂટીઈ કર્મ્મના પાસ ૧૮૯
સવત પનર એકાવનઇ એ મા વદિ વૈશાખહ માસિ,
શનિવાર સોહામણઉ એ મા રચીઉ રાસ ઉલ્હાસ ૧૯૦
શીલ પ્રબધહ જે ભણઇ એ મા, નરનારી સુવિચાર,
હરપઈ જે એ સભલઈ એ મા નેહ ધરિ જયજયકાર ૧૯૧

—સ ૧૬૭૨ કાતી શુ ૧ લખિત ચરમ જિનદામેન ગ્રથાગ્ર શ્લોક સખ્યા ૨૭૫ માઝનાઈ વિ ધ ૮–૧૩.

(૧૨૮) લલિતાંગ કુમાર રાસ—સ ૧૫૫૩ ભાદ્રપદ વદ ૧૧ શનિ
ઉદયપુરમા.

આદિ—

પહિલૂં સરસતિ પય નની, આરાહી મનશુદ્ધિ,
પુણ્યપ્રબધ હૂ ભણિસુ, આણી નિરમલ મત્તિ ૧

અંતે—

શ્રી કક્કસૂરિ ગુરૂઆ ગુરરાય મનસુદ્ધિઇ તસુ પ્રણમી પાય,
સાર શ્રીરંગ તણુઈ આગ્રહઇ રચિઉ પ્રબંધ ભવીઅણ સમઝઈ ૨૩૧
પન્નર એકાવન્ન મઝારિ, પ્રતિ પુન્નિમે નિ ગુરૂવાર
કવિ કીર્તિહર્ષ મુનિ ધરી આણંદ રચિઉ પ્રબંધ જનમનઆનંદ. ૨૩૨
સીલ પ્રબંધ ભણઈ જે રંગિ સવિ સુખ કમલા તાસુ ઉછંગિ
એ મનના ધરૂ જે સાંભલઇ તેહ નરનારી આનંદ કરઇ ૨૩૩
(વિ ધ ૯-૧૪—નવીન લિખિત.) ગાથા ૨૯૪
પ ૧૧ પાટણ ન ૨

કક્કસૂરિ શિષ્ય ઉપરના કીર્તિહર્ષ હોઈ શકે

(૧૨૧) કુલધ્વજ કુમારરાસ.

મતિઘરિ સોહઈ ગુણમણિ ઘર ઉવએસ ગચ્છે ગુરૂ શ્રી કક્કસૂરિ
પાલઇ સંયમ નિરતીચાર, ગુરૂ ગિરૂઆ ગોયમ અવતાર, ૪
નવરસ ભવીઅણ હિઇ ઉપદેસ સીલ વિષયે અતિ સુવિશેષ,
તાસ પ્રસાદિ કવીયણ ઇમ કહઇ કરિ પ્રબંધ ભવીઅણ સવી લહઈ

* * * *

—ઇતિ શ્રી કુલધ્વજ કુમારરાસ સમાપ્ત. સં ૧૬૭૮ વર્ષે વૈશાખ શુદિ ૪ પ્રત પ. ૧૭ ૫ ૧૩ સુ. લિ.

—ઇતિ શ્રી પરસ્ત્રીનિયમે વિષયનિવારણે પ્રકાશીત પ્રબંધે કુલધ્વજરાસ ચરિત્ર સમાપ્ત. ૯—૧૩ વી. પ.

(ઉપકેશ ગચ્છના કક્કસૂરિના પટ્ટ પ્રતિષ્ઠાપરના લેખો સં ૧૪૯૯ થી ૧૫૨૫ સુધીના મળી આવે છે તે ગચ્છની પટ્ટાવલિમાં જણાવ્યું કે આ સૂરિએ સં ૧૪૯૮ માં ચિતોડમાં સાહ સારંગે કરેલા મહોત્સવપૂર્વક આચાર્યપદ મળ્યું તેમણે સં ૧૪૪૪ માં કચ્છમાં અમારી પ્રવર્તાવી હતી. તેઓએ સંસ્કૃત પ્રાકૃત ગ્રંથો રચ્યા છે તેમની પાટે દેવગુપ્તસૂરિ સં ૧૫૨૮ માં આવ્યા.)

ઊદયપુરિ જગિ કહીઈ સાર, નિવસઇ શ્રાવક તિહા સુવિચાર,
ચંદ્રપ્રભજિન તણઇ પસાઈ, અલીય વિઘ્ન સવિ દૂરિ પલાઇ ૨૧
ભણઇ ગુણઇ અહિનિશ સંભલઈ, પાપ પડળ સવિ દૂરિ ટલઈ,
ક્ષમાકલસ મુનિ કહઇ સુવિચાર, નિતુનિતુ તેહ ધરિ જયજયકાર ૨૨
—સં ૧૬૨૬ વર્ષે ચૈત્રશુદિ ૫ દિને લિખિત, જેસ૦

(અમરરત્નસૂરિના સં ૧૫૨૪, ૧૫૨૯, ૧૫૩૧, ૧૫૩૨, ૧૫૩૫ અને ૧૫૯૭ ના અને સોમરત્નસૂરિના સં ૧૫૫૨, ૧૫૭૧ અને ૧૫૭૩ ના ધાતુપ્રતિમાપરના લેખ મળી આવેલ છે ધા પ્ર લે સં. ભાગ ૧ અને ૨ )

## ૭૧ મૂલપ્રભ સાધુ.

(૧૨૯) ગજસુકુમાલ સંધિ ઢાલબદ્ધ સં ૧૫૫૩—પાના ૫ અમ૦

## ૭૨ જયરાજ ( પૌ૦ મુનિચંદ્ર સૂરિ શિ૦ )

(૧૩૦) મચ્છોદરરાસ સં ૧૫૫૩

અંતે—

પૂનિમ પક્ષ મુનિચંદ્ર સુરિ રાજા, તાસુ સીસ જપઇ જયરાજ,
**પનરત્રિપન્ન** કીધુ રાસ, ભણઇ ગુણઈ તેહ પૂરિ આસ ૫૭
—ઇતિ શ્રી મચ્છોદર રાસ સંપૂર્ણ સં ૧૬૭૨ વર્ષે શ્રી શાંતિગોપર ગણિ તત્ શિ ઋ૦ કુયરજી લખત ( ગુ વિ )

(મુનિચંદ્રસૂરિ એ ચારિત્ર સુંદરસૂરિની પાટે ભીમપલ્લીય પુણિમા ગચ્છમા થયા છે અને તેમના સં ૧૫૫૮ સં ૧૫૭૮ તથા ૧૫૯૧ ના ધાતુપ્રતિમાપરના લેખો મળી આવ્યા છે ધા પ્ર લે સં ૧ અને ૨ )

## ૭૩ સુંદરરાજ.

(૧૩૧) ગજસિંહ કુમાર ચોપઈ—સં ૧૫૫૩—દે૦

### ૭૪ નન્નસૂરિ (કોરંટ ગચ્છે સર્વદેવ સૂરિશિ૰)

(૧૩૨) વિચાર ચોસઠી—સં. ૧૫૪૪ ખંભાતમાં.

અંતે—

છત્રીપરિ આગ્રહ ધર્મતત્ત, પનર ચુમ્માલિ રચ્યું પવિત્ર,
સુલલિત ચોસઠિ ચોપઈબંધ, ભિન્નભિન્ન હોઈ સંબંધ. ૬૩
એહનો નામ વીચાર ચોસઠી, સુણ બેઠિ કરે જોડી,
ખંભ નયર આનંદ પૂરી, કોરંટ ગછ પભણે નનસૂરી. ૬૪
(સુ. લિ.)

(૧૩૩) ગજસુકુમાર રાજર્ષિ સઝાય—સં. ૧૫૪૮ ખંભાતમાં.

આદિ—

સોરઠ દેશ વખાણીય સોહામણી રે દેખઇ તણુ નિવેસ,
દ્વારિકા નગરી તિહાં ભલી સા. સમરથ કૃષ્ણ નરેસ. ૧
સમરથ કૃષ્ણ નરેશ મુગતિ જસ પિતા વસુદેવ,
દેવકી દેવી ઊઅરિ ધરીયા કરઇ સાનિધિ દેવ;
છઇ દિવસિ પહુતા દેવકી ઘરિ વહિરવા મુનિ દોઇ
તે દેખિ તસુ જે હરખ હુઉ કહી ન સકઇ કોઇ ૨
× × × ×

અંતે—

શ્રી અંતગડદશ આગમા અગમાહિ પવિત્ર
વીર જિણેસર જિમ કહિઉ, ગયસુકુમાલ ચરિત્ર. શ્રી ૪૧
શ્રી કોરંટગચ્છ સહગુરુ શ્રી સાવદેવ સૂરિ
તાસુ સીસ નનસૂરિ ભણઇ મન આણંદ પૂરિ શ્રી ૪૨
તિથિપરિ પનર અડતાલઇ ખંભાતમાંહિ,
ભણુ પાસ પસાઉલઇ રચિઉં ઉછાહિ. શ્રી ૪૩
ગયસુકુમાલ ચરિત્ર એ જે ગાઇ રંગિ
તીહ ઘરિ નવનિધિ સંપજઇ સુખ વિલસઇ અંગિ. શ્રી ૪૪
(વિ. ધ. ચોપડો. ૩૮-૪૧)

(૧૩૪) **દશશ્રાવક બત્રીશી**—સ ૧૫૫૩ ચિતોડમાં
અંતે—

બત્રીશી દશ શ્રાવક તણી ચિત્રકૂટિ રચી ધરમલ ભણી,
પનર ત્રિપનઇ આણદપૂરિ કોરંટ ગચ્છ પભણઈ નન્નસૂરિ. ૩૨
—વિવેકવિજય ભ. ઉદયપુર.

**અભક્ષ અનંતકાય** સ૦-આદિ દેવગુરૂ કેરૂં લીજૈનામ, અતે૦ નન્નસૂરી વિનતિ ઇમ ભણે, કર્મ ધર્મથી સઘળા હરે, સુધે ભાવે ભણસે જેહ, મુગતિ તણા ફલ લેમ્યે તેહ ૨-૧૦ આ ક

(૧૩૫) **પચતીર્થ સ્તવન.**

આદિ—

(૧) શ્રી સેત્રુજ રળીઆમણા, તીરથ કેરૂ એ રાઉ,—આદિનાથ સ્તવન.
(૨) દહીઉદ્રાપુરિ દીપઇ, જોતા નયણ ન છીપઈ—શાતિસ્તવન.
(૩) ઉજલગિરિ હમો જાઈશુએ, એણિ તીરથિ નિમ્મલિ થાઇશુએ,
—નેમિ સ્તવન.
(૪) સકલ મૂરતિ ત્રેવીસમુ સામિ, ખભાયત પુર મડણુએ-પાર્શ્વસ્તવન.
(૫) સાચુરિ પુરિ વીર્ગ્જ વરગુણતુ ભડાર, મૂરખ હુ કિય પામુ પાર.
—મહાવીર સ્તવન.

કલશ

પચાઈ તિરથ પચ જિણેસર, પચમી ગતિ પુહતા સુદર,
નન્નસૂરિ ઇમ છદે નવનવે, વીનવ્યા સુખદાયક તે સવે.
—ઇતિ શ્રી **પચતીર્થ સ્તવન.**

(સ. ૧૫૪૯ નો લેખાક ૧૨૩ પ્રતિમાપરનો લેખ આ નન્નસૂરિનો મળ્યો છે તે ઉપરાન આ નન્નસૂરિના સ. ૧૫૬૯ ખભાતમા, સ ૧૫૭૩ માતરમા અને સ ૧૬૧૧ અને ૧૬૧૨ ના પ્રતિમાપરના લેખો મળ્યા છે ધા પ્ર લે સ. ૨. આમા લેખાક ૧૨૩ મા સાવદેવસૂરિને અર્થાત્ સર્વ-દેવસૂરિ છે, પણ રત્નસૂરિને બદલે નન્નસૂરિ સુધારવુ ઘટે સર્વદેવસૂરિના

સં. ૧૪૯૨ ૧૫ ૫, અને ૧૪૯૭ ના પ્રતિમા લેખો મળ્યા છે જુઓ શ્રીયુત નાહરકૃત જૈન લેખ સંગ્રહ-પ્રથમ ખંડ. અને સં ૧૪૯૯ ૧૫ ૪ ૧૫૦૯ ૧૫૧૧ ૧૫૧૩ ૧૫૨ ૧૫૨૧ ૧૫૨૫, ૧૫૩ અને ૧૫૩૧ ના લેખો મળ્યા છે જુઓ ધા. ૨ લે. સં. ભાગ ૧લો. આ પરથી જણાય છે કે તે સર્વદેવસૂરિ નન્નસૂરિના સંતાનીય અને કક્કસૂરિના પાધર હતા. આ સંબંધમાં આપણા કવિ નન્નસૂરિનો સં ૧૫૪૨ નો લેખ મળ્યો છે. જુઓ લેખાંક ૮૬૨)

---

## ७५ हंसधीर (त. हेमविमलसूरि-हानवर्द्धन शि०)

(१३६) +श्री हेमविमलसूरि-फाग. सं. १५५४ आसपास.

आदि—

> अहो मन धरी सरस ते सरसती सरसती अविरल वाणि,
> सिरि तपगच्छपति गाइस्युं भगतिस्युं नित सुविहाणि. १
> हेमविमल सूरीसर असर फिर अवतार,
> भवअलिय भयभंजण, तारण संसार संसार. २
>
> * * * *

अंते—

> हेमविमल गच्छनायक हायक सुमति विलास,
> सत पूज सिरि सहर, कमल सिरि कविलास. ५५
> हानवर्द्धन वर पंडित, कहित वाणीय धीर,
> चरण कमलि अलिय मति ओ रमलि ओ रसि हंसधीर ५६
> सवंत पनर ओ सडिपनाई चेपनाई सुदि प्रकासि,
> फाग रचिउ समसुतराई पूरताई आसण मासि. ५७
>
> ५७ ટૂંકનું સુંદર કાવ્યભાવવાળું ફાગ છે. પ્ર. જૈ. ઐ. ગૂર્જર કાવ્ય સંચય.

---

## ૭૬ જિનહર (?) (ખ૦)

(૧૩૭) વિક્રમચરિત્ર. પંચદંડ સં ૧૫૫૬ વૈ વદ ૨.

આદિ—

જયુજયુ પાસ જીરાઉલઉ, જગમંડણુ જિનચંદ.
જાસ પસાઈ પામીઇ, નિતુ નિતુ પરમાણંદ ૧
વરકાણઇ જાણઈ સહૂ, ત્રેવીસમઉ જિણેસ,
જેહતણી સહ્ઈ વહઇ, આણ જિસી પરિમેસ • ૨
પાલ્હણપુરવર મંડણઉ, વાજા દેવિ મલ્હાર,
પાસ નામ પુહવી તિલઉ, સીડઉ પાલ્હવિહાર ૩
મહિમવંત ગિરૂઉ ગુણિ, દહીઉ દૃ સિરિ મંતિ,
જિમ જિમ જિણવર પૂજીઇ, તિમ તિમ પુહચઈ ખંતિ ૪
હંસાસણિ સરમતિ નમી, પામી તાસ પસાય,
સુગુરૂ મુખિ હું સાંભલી, ગાયસું વિક્રમરાય ૫

ચઉપઈ

મહિઅલિ મંડણ માલવદેશ, જિહાં નવિ કરઇ દુકાલ પ્રવેશ,
ન્યાયવંત વલી લોક, ધરિ

* * * *

બીજઇ દિન સાસૂનઇ મિલી, કહઈ વિક્રમ પુહુતી મનરૂલી,
મઈ આદેશ તુમ્હારૂ કરિઉં, પાંચમાહિ પહિલઉ મુખ ધરિઉ ૯૩

—આ પ્રમાણે ૯૩ ટુકનો પહેલો આદેશ પૂરો થયો બીજો આદેશ ૯૩ ટુકનો, ત્રીજો ૭૩ નો, ચોથો ૪૮ ટુકનો અને પાંચમો ૧૧૨ ટુકનો છે કર્ત્તાનું નામ બરાબર મળતું નથી લાગતું-છેવટ નીચે પ્રમાણે છે.

* * * *

અંતે—

વિક્રમના ગુણ હિઅડઈ ધરી, પંચદંડ છત્રહનુ ચરી,
પનર છપન્નઇ માસિ વૈશાખિ, કીધુ બીજઇ ઝુલઇ પાખિ. ૧૧૨

અનુપ સુરૂપ નહીં ને સામાય તેહમાં સકલ સવિ કહીં
રાજઋદ્ધિ નહીં રૂડી બુદ્ધિ તે પામઈ અષ્ટ મહાસિદ્ધિ. ૧૧૨

—પ્રતિ સંવત્ ૧૫૮૨ વર્ષે આસો વદિ ૪ સોમે શ્રી પત્તન વાસ્તવ્ય શ્રી શ્રીમાલ જ્ઞાતીય પ. ક્ષ્મા સુત પ. માધા પઠનાર્થે. (મ.જ.)
(શામળભટની પદ્મકની વાત આ સાથે સરખાવી શકાય.)

---

## ૭૭ નેમિકુંજર—

(૧૩૮) ગજસિંહરાય ચરિત્ર રાસ. સં. ૧૫૫૬ ન. જે. સુ. ૧૫

આદિ— (દોહા)

પાસજિણેસર પય નમી તેત્રીસમો જિણંદ
એ સુર સપતિ દીજઈ જસુ ભજઈ સુર નર ઇંદ. ૧
કાસમીર મુખ મંડણી સમરી સરસતિ માય
શીલતણા ગુણ વર્ણવઉં આણંદ ગજસિંઘરાય. ૨
નવરસ નવરંગ વર્ણવઉં હાસ્ય માહિં ને પ્રેમ
ચ્યાર કથા રસ વર્ણવઉં તિણિ સુણતાં સુખ હોઈ ૩

* * *

ચ્યારિ ખંડ ચઉ બુદ્ધઈ કરી એકઈ ચ્યારિ નારિ તિણિ વરી
સંપ તણી ને ઉત્તમમતિ સદય તો કવિ કથા કહાંતરિ કહઈ ૧
—પ્રથમ ખંડ સમાપ્ત.

ચ્યારિ ખંડ ચઉ બુદ્ધિ કરી, એનઈ સ રૂડી વરી
સંપ તણી ને ઉત્તમમતિ સદઈ કથા કહાંતરિ તો કવિ કહઈ ૧ ૬
—દ્વિતીય ખંડ સમાપ્ત.

દસરથ નગરી અછે ઉત્તમ કરઈ રાજ તિહાં ગજસિંઘરાઉ
સાત નારિમિઉ ભૂપ ભોગવઈ નેમિકુંજર કવિ કહિજાતરિ કહઈ ૧
ચ્યાર ખંડ ચઉ બુદ્ધે કરી, એનઈ નવ નારી તિણિ વરી,
સંપ તણી ને ઉત્તમમતિ સદય કથા કહાંતરિ તો કવિ કહઈ ૧ ૨
—તૃતીય ખંડ સમાપ્ત.

અંતે— (દુહા)

ગજસિંહ કુમરતણો, ચરિ મઇં તે કહીઉ સષેવિ,
ભણઇ ગુણઇ જે સાભલઇ, સુખ સપતિ દે દેવિ ૧૮
(ચોપઇ) ૧૯
સદ્‌ગુરુ તણા નામ મનિ ધરી, બોલા શ્રીગજસિંહચરી,
જે પડિત નર પુન્ય કરતિ, રાજસુદર (?) તે ઇમિ બોલતિ ૨૦
**સવત પનર છપન્ને સહી,** પ્રથમ જેઠ પુનિમ દિન લહી,
બુદ્ધવાર અનુરાધામાહિ, કીયો ચરિત એ મન ઉછાહિ. ૨૭
—પા૦ (નેમિકુજર એ રચ્યઉ ઉછાહિ (ગુ વિ.)
—ચતુર્થ ખડ સમાપ્ત
(વિ ધ ચોપડો ૧૦૫-૧૨૯)

(આ ચોપડાના છેવટે સખ્યા સવત્ ૧૬૪૧ છે. આમા ચોથા ખડને અતે રચનાર તરીકે રાજસુદર એ નામ આપેલ છે પણ આજ રાસના ત્રીજા ખડને અતે નેમિકુજર એ નામ સ્પષ્ટ લખ્યુ છે. વળી મુનિ ગુલાબવિજયના ભડારની પ્રતમા છેલ્લા ચોથા ખડમા પણ નેમિકુજર એ નામ રચનાર તરીકે જણાવ્યુ છે એટલે આ રાસના કર્ત્તા નેમિકુજરજ છે એમા શક નથી રચ્યા સવત પણ બને પ્રત સરખાવતા સ ૧૫૫૬ જ છે.)

—ગુ વિ. પ્રતમા છેવટે એક કડી મૂકી છે કે—
સવત **સોલ છયસીઉ** જાણિ, માસ કાર્તિકિ દિન ઉત્તમ આણિ,
શુકલ અષ્ટમી નઇ ભાર્ગવવાર, **લિખિ** રાસ તે મન ઉદાર. ૨૬
ઇતિશ્રી ગજસિહ ચરિત્ર ચતુર્થ ષડ સપૂર્ણ ગ્રથાગ્ર ૬૧૫ શ્લોકઃ
શુભ ભવતુ (ગુ વિ)

---

## ૭૮ લબ્ધિસાગર—

**(૧૩૯) શ્રીપાલ રાસ સ ૧૫૫૭.**
**(૧૪૦) ધ્વજભુજગ કુમાર ચોપઇ રાસ—**

---

## ૮૦ સિંહકુશલ (ત૦ હેમવિમલસૂરિ-જ્ઞાનશીલ શિ.)

(૧૪૨) *નંદબત્રીશી ચોપાઈ સ ૧૫૬૦ ચૈત્ર શુદ ૧૩ ગુરૂ.

આદિ— ગાથા.

આગમ વેદ પુરાણ, જાણુતા જે નરા હોય મગ
જ જ કવિત કવીઅણુત, મારદ તુહ પમાઉ પાઉ. ૧

દુહા.

પહિલુ પ્રણમુ સરસ્વતી, ભગવતી લીલ વિલાસ
શ્રી જિનવર શકર નમુ, માગુ બુદ્ધિ પ્રકાશ ૨

આપી અવિરલ બુદ્ધિ ધણુ, જન્મ નિરજ દેહ
નદબત્રીસી જે સુણઉ, ચરિત રચુ પણ તેહ ૩

નયરાગણ્ અહિઠાણુ જે, તેહ ચરિત્ર બોલેસિ.
નદબતીસી 'ચઉપઇ, એહવુ નામ ઠવેસિ. ૪

---

* આ સ્વ. રણછોડરામ વાવાભાઇ મહેતાએ બુદ્ધિપ્રકાશમા ડે. કૉ ની પ્રતમાથી ઉતારી પ્રસિદ્ધ કરવા મોકલેલ હતુ ને તે સન ૧૯૧૬ ના મે માસથી શરૂ થઈ પછીના બે જુદા જુદા અકમા તે માસિકમાં પ્રકટ થયેલ છે તેમા તત્રીએ નીચે પ્રમાણે ટિપ્પણ કર્યું છે—'શામળ પ્રેમાનદ, દયારામ આદિ કવિઓના પ્રસિદ્ધ કાવ્યોની મૂળ વસ્તુ શી હતી, તેમા એ કવિઓએ શાશા અને કેવા કેવા ફેરફાર અને સુધારા વધારા કર્યા, સમકાલિન પ્રચલિત સાહિત્યને અને પુર્વના કવિઓને તેઓ કેટલે દરજ્જે આભારી છે અને તેમની એમના કાવ્યો પર કેવી અસર થઇ છે, તે જાણવાને પ્રથમ મળી આવતા તમામ પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સગ્રહ અને તપસીલવાર નોધ થવાની અને તે પછી તેમનો પદ્ધતિસર અભ્યાસ કરવાની ખાસ જરૂર છે, જેથી પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસ વિશે ઘણુ નવુ જાણવાનુ મળશે તેમજ એ કવિઓની ખરી મહત્તા અને ખૂબીઓ આપણે પીછાણી શકીશુ

“આવા હેરૂપીજ ઈ સ. ૧૫ ૫-૧ માં સત્વર પ્રસ્તુત વિ. ક્રમબંધનો કેટલોક ભાગ ગુર્જરપ્રાસાદમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. તે અને શામળભટ્ટની પંચદંડ ની વાર્તા વચ્ચે ઘણું સરખાપણું છે ને સિવાય પંચદંડ એ નામના અન્ય ગ્રન્થો પણ મળેલ છે સોસાયટી હસ્તકના હસ્તલિખિત પ્રતોની યાદી છાપતી વખતે વિનેચટ ની વાર્તાના સંબંધમાં અમે જણાવ્યું હતું કે કવિ શામળભટ્ટની વિદ્યાવિલાસીની નામની વાર્તા લગભગ તેને મળતી છે અને મુખ્ય પાત્રનું નામ પણ વિનેચટ રાખેલું છે

હાલમાં હેમવિમલસૂરિ (?) કૃત નંદબત્રીસી નામનું કાવ્ય અમને મળ્યું છે અને તે શામળભટ્ટ રચિત નંદબત્રીસી ની વાર્તા પર નવીન પ્રકાશ નાંખે છે સાહિત્યના અભ્યાસકોને તે ઉપયોગી થશે એમ સમજીને અમે તે પ્રકટ કર્યું છે

આમાં હેમવિમલ સૂરિ કૃત તરીકે આ કૃતિ તે પ્રમાણે મથાળે મુકી ઓળખાવેલી છે તે ભૂલ છે તે તો તે સૂરિના શિષ્ય જ્ઞાનશીલના શિષ્ય સિંહકુશલ કૃત છે

વિશેષ માટે આની અગાઉના કવિ નરપતિ જુઓ નં ૫૦ પૃ ૮૮

* * * *

અંતે—

તપગચ્છ નાયક એક મુનિંદ જયવો હેમવિમલ સૂરિંદ
જ્ઞાનશીલ પંડિત સુવિચાર, તાસ સીસ કહૂં એક વિચાર ૧૭
સંવત પનર સાઠ મઝારિ, ચૈત્ર શુદિ તેરસ ગુરુવાર
જે નર વિદુર વિશેષ સુણઉ સિંહકુશલ કવિ પર ઇમ ભણઈ ૧૭૧
ભણતાં સુણતાં લહીઇ બુદ્ધિ, ઘર સાત હાથની સિદ્ધિ
બુદ્ધિ કર્યઇ પંડિત સાધ, બુદ્ધિ વિદ્યુ નાવઇ સપધ ૧૭૨
—શ્રી જ આભ. કે. સ.

## ૮૧ હર્ષમૂર્તિ.

**૧૪૩ ચંદ્રલેખા ચોપાઈ.** સં ૧૫૬૦ શ્રાવણ શુ. ૧૩.

અંતે—

પનર સઠઇ સંવત્સર જાણિ, શ્રાવણ સુદિ તેરસિ મન આણિ,
તિણિ દીહાડઈ હુઉ વિચાર, ચુપઇ કીધી હરષ અપાર. ૧૫૨
ચંદ્રલેખાનુ લેઇ સંબંધ, સામાયકનુ રચિઉ પ્રબંધ,
હરષમૂરતિ મુનિવર ઇમ ભણઈ ગુણઇ તે સિવ સુખ લહઇ ૧૫૩

—ઇડરની બાઇઓનો ભંડાર

---

## ૮૨ ઇશ્વર સૂરિ (સાંડેર ગચ્છ- સુમતિ સૂરિ-શાંતિસૂરિ શિ૦) જુઓ શાંતિસૂરિ. નં. ૬૮.

**૧૪૪ લલિતાંગ ચરિત્ર** સં. ૧૫૬૧ દશપુર (મંદસોર) માં

અંતે—

મહિ મહતિ માલવદેશ, ધણા કણય લચ્છિ નિવેસ,
તિહ નયર મંડવદુગ્ગ, અહિનવઉ જાણુ કિ મગ્ગ ૬૭
તિહ અતુલબલ ગુણવંત, શ્રી ગ્યાસસુત જયવંત,
સમરથ સાહમધીર, શ્રી પાતસાહ નિસીર ૬૮
તસુ રજ્જિ સકલપ્રધાન, ગુરૂ રૂવ રયણ નિધાન,
હિંદુઆ રાય વજીર, શ્રી પુંજ મયણહ ધીર, ૬૯
સિરિમાલ વંશવયંસ, માનિની માનસ હંસ,
સોના રાય જીવન પુત્ત, બહુ પુત્ત પરિવાર જુત્ત ૭૦
શ્રી મલિક માફર પટ્ટિ, હય ગય સુહડ બહુ ચટ્ટિ,
શ્રી પુંજ પુંજ નરિંદ, બહુ કવિત કેલિ સુછંદ. ૭૧
નવરસ વિલાસ ઉલ્લોલ, નવ ગાહ ગેય કલ્લોલ,
નિય બુદ્ધિ બહુઅ વિનાણિ, ગુરૂ ધમ્મકલ બહુ જાણિ ૭૨
ઇમિ પુણ્ય ચરિય પ્રબંધ, લલિ અંગ નૃપ સંબંધ,
પહુ પાસ ચરિયહ ચિત્ત, ઉદ્ધરિય એહ ચરિત્ર. ૭૩

રાસ વિજયધર્મસૂરિ નામે પ્રસિદ્ધ થયેલ 'ઐતિહાસિક રાસ સંગ્રહ' ભાગ ૨ જો) ના શિષ્ય શાલિસૂરિ તેના સુમતિસૂરિ, તેના શિષ્ય શાંતિસૂરિ અને તેના ઇશ્વરસૂરિ, આવી રીતે અનેક આચાર્ય થયા-તેમાં ફરી એક શાલિસૂરિ થયા, તેમના શિષ્ય સુમતિસૂરિ અને તેમના પુન શાંતિસૂરિ થયા, કે જેમના સમયમાં આ લેખ થયો (જુઓ નં ૬૮) અને તેમના આ ઇશ્વરસૂરિ થયા કે જેમનું દેવસુંદર એ બીજું નામ હતું એમણે નં ૯૬૪ માં ઉપરોક્ત યશોભદ્રસૂરિએ મંત્રશક્તિથી લાવેલી આદિનાથ પ્રતિમાનો પુન ઉદ્ધાર કરી આ મંદિરમાં સં. ૧૫૯૭માં સ્થાપન કરી આ ઇશ્વરસૂરિએ સં ૧૫૮૧ માં દીવાળી દિને નાડલાઇમાં જ રચેલા સંસ્કૃતમાં સુમિત્ર ચરિત્રમાં પોતાના કેટલાક ગ્રંથોના નામ આપ્યા છે-૧ જીવવિચાર પ્રકરણ વિવરણ ૨ લલિતાંગચરિત્ર (આ કૃતિ)-બીજું નામ રાસકચૂડામણી ૩ શ્રીપાલ ચોપાઇ, ૪ સટીક ષટ્ભાષાસ્તોત્ર, ૫ નંદિષેણ મુનિના ૭ ગીતવાળો રાસ, ૬ યશોભદ્ર પ્રબંધ કે જેનું બીજું નામ કાલ્યુ ચિંતામણિ છે, ૭ મેદપાટ સ્તવન સટીક

આ ઇશ્વરસૂરિનો સં. ૧૫૫૭ નો બીજો શિલાલેખ-જુઓ નાહરકૃત જૈનલેખ સંગ્રહ લેખાંક નં. ૫૬૪ છે, તેમજ ધાતુ પ્રતિમાનો લેખ સં ૧૫૬૦ નો મળ્યો છે. જુઓ ધા પ્ર. લે સંગ્રહ ભાગ પેલો લેખાંક નં ૪૫૩

---

## ૮૩ આણંદ (ત. હેમવિમલસૂરિ-સાધુવિજય-કમલસાધુશિ.)

### (૧૪૬) ૨૪ જિન સ્તવન ( સં ૧૫૬૨ )

૧ ૫ ૬ ૨
ઈંદુ બાણ રસ નયણ પ્રમાણ, એ સંવત્સર સંખ્યા જાણ
તપગચ્છ ગયણ વિભાસણ ભાણ, શ્રી **હેમવિમલ સૂરિ** યુગહપ્રધાન ૨૮
પૂજ્ય શિરોમણિ પંડિતરાય, સાધુવિજય ગિરૂઆ ગુરૂરાય,
કમલસાધુ જયવંત મુણિંદ, તાસ શિષ્ય ભણિ **આણંદ** ૨૯

ઇતિ ચોવીસ તીર્થંકર સ્તવન

—૫ હંસવિજય મ લભીન (પત્ર ૩ પ્ર. કા )
—સં. ૧૫૯૨ શ્રા. વ. ૩ રવૌ. મહ્યાગ્રામ નગરે લિ મુનિ સૌભાગ્યવિમલ પા ર ૫ ૧૨ આ ક

---

## ૮૪ ધર્મદેવ ( પૌ૦ ગુણધીર સૂરિ–સૌભાગ્યરત્ન સૂરિ શિ.)

(૧૪૬) હરિશ્ચંદ્ર રાજાનો રાસ સં. ૧૫૫૪ —રે. રત્ન. ભા.
(૧૪૭) અજાપુત્રરાસ સં ૧૫૬૧ ચોમાસામાં–રીણીજ ગામમાં
આદિ—

> આઇ મહા સિરિ પામીઇ સમરે જેહને નામિ,
> પ્રણમું જિનવર આઠમો, શ્રી ચંદ્રપ્રભસ્વામિ. ૧
> સોવન અક્ષર પય નમી, સમરી સારદ માય,
> સહિ ગુરુ વદી વર્ણવું, અજ નપુત્ર વર રાય.
>
> * * *

અંતે—

> પૂનિમ પક્ષિ કરઈ જયકાર શ્રીગુણધીર સૂરિ ગણિ શૃંગાર,
> શ્રી સૌભાગ્યરત્ન સૂરીશ મુનિવર ધર્મદેવ તેહનુ સીસ. ૭૭
> સંવત પનર એકસઠઇ નામિ રહિયા ચઉમાસિ તે રીણીજિ ગામિ
> શ્રી ચંદ્રપ્રભ સ્વામિ ચરિત્ર, ચોથુ અષ્ટમાસી પુસ્તક તત્ર. ૭૮
> અજાપુત્રની કથા રસાલ, તસ પુરિ આણી જગ સુવિશાલ,
> નિહાં તણું શ્રી સંઘ સુજાણ, વીનવઈ તેહ સુણી વખાણ. ૭૯
> સુલલિત આણી અક્ષર બંધ, એહ કથાનુ કર પ્રબંધ,
> ધર્મદેવ પંડિત કરિઉ પ્રબંધ ભાવિ ભાવિક જન સર્વ સંબંધ. ૮
> પ્રબંધ કાનુ કરિઉ આલોચ, કોઈ નવિ કરુ વચન સંકોચ
> ઉત્તમ પુરુષ સભા મિલી નિસુણઈ નઈ આણી વલી. ૮૧
> પ્રબંધ અજાપુત્ર ભૂપતિ તણું ઉત્તમ આણી ભણીયઈ ભણું
> ભણતાં હુઈ નિર્મલ બુદ્ધિ, ભણતાં હુઈ મંગલ રિદ્ધિ, ૮૨

— સં. ૧૫૬૪ વર્ષે આસો શુદિ ૧ સોમે લિખિતમ ( પ. ૫ )

—સં. ૧૬૭૮ કા૦ વ૦ રવૌ લિ. મોજલાગ્રામે. ૧૪-૧૫ લી અમ૦

(૧૪૮) વજ્ર (વયર) સ્વામીનો રાસ સ ૧૫૬૩

આદિ—

જિમ સહકારે કોયલ ટહુકે—એ ઢાલ

ત્રિભુવન નાયક નયણાનંદો, પહિલુ પ્રણમુ વીર જિણંદો
તિત્થેસર ચોવીસમો એ, તસુ એકાદસ હુઆ ગણહર,
કેવલ નાણી તે સવિ ગણહર, તે આદિ ગોયમ નમુ એ. ૧

*　*　*　*

અંતે—

હવણા એ ત્રિણિ છે શાખા, ચોથી નિવૃતિ નિવૃતિ એ
ત્રિણ્ય એ કહી મૂલિ વયર શાપા જગ દીપતીએ
તુ હવિએ કોટિ ગણ મુખ્ય વયર શાખા તિણિ ચદ્ર કુલિ એ
ગિરૂઓ એ પૂનિમ પક્ષિ પૂનિમ ચદ્ર જિમ નિર્મલીએ　　૧૦૭

હુઆ એ શ્રી ધર્મઘોષ સૂરિ અન્યય શ્રી ગણધર ગુરૂએ,
તેહને પાટે જયવંત શ્રી સૌભાગ્યરત્ન સૂરિવરિ તેહતુએ,
લહી અ પસાય રંગે ધર્મદેવ મુનિવર ઈ એ,
રચ્યો એ રાસ રસાલ પનર ત્રસઠિ સંવત્સરી એ　　૧૦૮

હુ તો એ મૂરિખમાહિ શ્રી વયર સ્વામીનૂ ચરિ ઘણુએ
એક મુખે એ તે ન કહાઇ કહ્યુ સક્ષેપે કિપિ પુણ,
ભણવો એ ત્રણ કાલ વયર સ્વામિનુ રાસ રસે
ગુણવો એ મગલ કાજિ પર્વ વિવાહ દિવસિ નિસિ　　૧૦૯

નવનિધિ એ શ્રી વયરસ્વામિ રાસે નવા કિમ સૌખ્યભર,
પૂરે એ ચીંતવ્યુ એહ રાસ ચિતામણિ નામધર
અપૂરવ એ એ શ્રીરાસ, ગણુમે જે નિત નારિ નર
લહિસિ એ તે સૌભાગ્ય મગલ રિદ્ધિ સતાન વર　　૧૧૦

—૬-૧૫, ૭-૧૩ લી

—ઇતિશ્રી વયરસ્વામિ ચિંતામણિ રાસ સમાપ્ત. સં ૧૬૪૧ વર્ષે ભાદ્રવા વદિ ૧ પડવે ગુરવાસરે લીંબાસરી ગ્રામે લિખિત ( મ ભ )
—પ ૧ ડે

[ પૂર્ણિમા ગચ્છના ગુણધીરસૂરિના ધાતુપ્રતિમાઓના લેખ સં ૧૫૧૬ ૧૫૧૮ ૧૫૧૯ ૧૫૩૮ ના મળ્યા છે-લેખાંક ૧ ૯ અને ૯૬ ૧૬૬ ૧૯ અને ૧ ૨૨ અને ૩૪૬ ધા. પ્ર. લે સ ભાગ ૧ લો અને ૧૫૩૧ નો લેખ ભાગ બીજાના લેખાંક ૭૭ માં છે તે પરથી જણાય છે કે તેઓ ગુણસમુદ્રસૂરિના પટ્ટધર હતા તેમના પટ્ટધર સૌભાગ્યરત્નસૂરિના પટ્ટધર ગુણમેરુસૂરિ હતા કે જેનો સં ૧૫૮૮ નો ઉક્ત ભાગ પહેલાના લેખાંક ૧ ૭ મનો લેખ મળે છે અને સ ૧૫૯૧ નો લેખ ભાગ બીજાના લખાંક ૨૯૨ માં મળે છે ]

---

## ૮૫ કડુઆ ( કડુવો ) સં ૧૫૬૨ (?)

### (૧૪૯) લીલાવતી રાસ.

દુહા.

આદિ—

પ્રથમ વધામન વીનવુ, સમા કડ ગોહિર
સિધિ બુધિ આપુ નિરમળી, ગુણ અનંતિ ગંભીર. ૧
ઈશ્વર દેવનિ પુત્રિ હવા પારવતીના પુત્ર
તમ સમરિ રિદ્ધિ પામીઇ અલુમાંઆં ઘર સત્ર. ૨
બીજી તે સમરૂ સારદા, જે છિ ભાસ્ય ધાર,
ભાવ ઊમરિ અવતરી ચ્યાર વેદ ગુણધારિ. ૩
આદિ તે આદિનાથ સમરીઇ આનંદીઆં આધાર
ગુણ ગાઉ લીલાવતી, સરિસુ સુમતિ વિચાર. ૪

* * * *

અંત—

લીલાવતીનૂ ચરિત્ર સાંભલિ, દુખ દાલિદ્ર તેહના ટલિ,
જે નગનારી ગામિ રામ, ધણીપતિ પૂરિ મનની આમ
કરજોડી કહુકે ઇમ ભણિ, દુખ દાલિદ્ર તે હેલા હરિ,
જે નરનારી ગામિ રામ, સ્વામી પૂરે તેહની આમ
—સં. ૧૭૪૧ વર્ષે પોસ સુદિ ૩ રવૌ-૧૩-૧૧
( પાલનપુર ભં. ) ૩

( જે કડવાએ પોતાનો મત સં ૧૫૬૨ લગભગ કાઢ્યો અને તેમા ખરા સાધુઓ વર્તમાનકાલે વિદ્યમાન નથી એવું જણાવ્યું તે કડવો આ કદાચ હોય એમ ધારી તેનો મવત્ લીધો છે )

---

## ૮૬ પદ્મસાગર ( મમ્માહડગચ્છ-મુનિસુંદરસૂરિ શિ. )

(૧૫૦) કયવન્ના ચોપાઈ ૧૫૬૩ ભાદ્રપદ વદી ૮ રવિવાર

આદિ—

મગસ વચન આપે સદા, સરસ્મતિ કવિયણ માઈ
પણમવિ કયવન્ના ચરી, પભણિસુ સુગુરૂ પસાઈ ૧
મમ્માહડ ગચ્છે ગુણનિલો શ્રી મુનિસુંદર સૂરિ,
પદ્મસાગર સૂરિ સીસ તસુ પભણે આણંદ પૂરિ. ૨

*       *       *       *

અંતે—

દાન ઉપર કઇવન્ન ચોપઇ, સંવત પનર ત્રિસઠે થઇ,
ભાદ્ર વદિ અઠમિ તિથિ જાણુ, સહસકિરણ દિન આણંદ આણિ ૨૯
પદ્મસાગર સૂરિ ઇમ ભણંત, ગુણે તિહિ કાજ સરંતિ,
તે સવિ પામે વંછિત સિદ્ધિ, ઘર નીરોગ ઘરે અવિચલ રિદ્ધિ ૩૦
—દાન ઉપર કઇવન્ના ચોપઇ. ૧૮-૧૩ લીં.

(૧૫૧) લીલાવતી સુમતિવિલાસ ૧૫૬૩ — અ.

[ મઉઆહડ—મહાહડીય—મડાહડ એમ એ ગચ્છનાં નામ છે તે ગચ્છના મુનિસુંદરસૂરિ એ મુનિસુંદરસૂરિ કે જેનો સં. ૧૫૫૯ નો લેખ—નાહરકૃત જૈ. લે. સં. ભાગ પેહેલામાં લેખાંક ૪૯૫ માં મળી આવે છે તે હોવા જોઇએ. નામ મળતામાં કંઈ સરતચૂક થઈ હોય. ]

---

## ૮૬ ક અજ્ઞાતકવિ

(૧૫૨) મંદોદરી સંવાદ સં. ૧૫૬૫

અંતે—

સંવત પનર પાસઠઈ ઉત્સવ કરમ નિવાસ.
પુરણ આદિ ચોપઈ લિખ્યા જોષી બુદ્ધિ પ્રકાસ. ૨

—સંવત્ ૧૭ ૫ વર્ષે વૈશાખ શુદિ ૧૫ દિને પ્રસનપુર મધ્યે ઋષિ શ્રી રાજપાલજી તત્ શિષ્ય મુની વીરજીલિપિકૃત સ્વયં પઠનાર્થ.

( ઊનાપુર ભ. )

---

## ૮૭ હીરાણંદ ( મલધાર ગચ્છના શ્રી લક્ષ્મીસાગર સૂરિ શિ० ગુણનિધાનના શિ० )

(૧૫૩) વિદ્યાવિલાસ પવાડો. સં. ૧૫૬૫ શાકે ૧૪૩ ભાદ્રવા શુદિ ૭ ને ગુરુવારે મંડપદુર્ગમાં ( પૂના ભાંડારકર ઇન્સ્ટિટ્યુટ )

( નં. ૨૩ ના કવિનું નામ પણ હીરાનંદ સૂરિ છે અને તેના ગ્રન્થનું નામ પણ વિદ્યાવિલાસ પવાડો છે ભાગ ફેર એ છે કે નં. ૨૩ ના પીંપલગચ્છના છે અને તેનું ગ્રન્થ સં. ૧૪૮૫ માં રચેલું છે આ ગ્રન્થ બે જાતે એવું નથી પણ બંને એકજ નામના પણ જુદા જુદા કવિઓનાં, એકજ નામનાં પણ જુદાં જુદાં ગ્રન્થ જણાય છે )

[ મલધારી ગચ્છના લક્ષ્મીસાગરસૂરિ ( ગુણસાગરસૂરિના પાટધર )ના લેખો સં. ૧૫૪૮ અને ૧૫૭૦ ના મળે છે—નાહરકૃત જૈ. લે. સં.

તથા પ્રતિમાલેખો સં. ૧૫૪૯ અને ૧૫૭૫ ના મળે છે-ધા પ્ર. સં.
સ ભાગ ૧ લો. લેખાંક ૨૭૯, ૧૭૩.]

---

## ૮૮ હંસસોમ (ત૦ હેમવિમલસૂરિ-કમલધર્મ શિ.)

**(૧૧૪) પૂર્વદેશ ચૈત્ય પરિપાટિ રાસ સં. ૧૫૬૫**

અંતે—

સંવત પનર પાંસઠઈ માં૦ જાત્ર કરી ઉદાર. સુ
સંઘ સહુ ઘરિ આવીઆ એ માં૦ દિન દિન ઉચ્છવ સાર સુ		૫૦
ચિંતામણિ કરિ પામીઉ એ મા'હતડે સુરતરુ ફલિઉ બાર, સુ૦
મુગતિ હુઇ તસ ઢુકડીએ માં૦ સયલ સુખ સંસાર સુ૦		૫૧
કમલધર્મ પંડિત વરૂ એ માં૦ જાત્ર કીધી સંઘસાથ, સુ૦
સફલ જનમ હવઈ મુજ હુઓએ માં૦ મુગતિ હુઇ હવ હાથ		૫૨
તપગચ્છ નાયક શિવ સુખદાયક શ્રી હેમવિમલ સૂરિંદ ગુરૂ,
તસ આણ ધુરંધર વિબુધ પુરંદર કમલધર્મ પંડિતવરૂ,
તસ સીસ નામઇ હંસસોમઈ તીરથમાલ રચિ સુવિમલ,
જે ભવિઅ ભણેસિ ભાવિ સુણેસિ તે નર પામઇ જાત્રફલો		૫૩

—૫૩ ગાથા

---

## ૮૯ ઉદયભાનુ (પૌ૦ રાજતિલક સૂરિ-વિનયતિલક સૂરિ શિષ્ય]

**(૧૫૫) વિક્રમસેન રાસ* (ચુપઈ) સં ૧૫૬૫ જેઠ શુદ.**

---

* આ સંબંધે પોતાના સંગ્રહમાં રા. મણિભાઇ બકોરભાઇ વ્યાસ લખે છે કે "આ ૫૬૬ ટૂકનો પ્રબંધ છે તે દરેક રીતે શામળભટ્ટની વાતો સાથે હરીફાઇ કરે તેવો છે, અર્થાત્ આ પ્રબંધની રચના કોઈ પણ રીતે શામળભટ્ટની વાતોથી ઉતરતા પ્રકારની નથી." તેનો સાર તેમણે અધૂરો મૂક્યો છે તે ઘણો ટુંક હોવાથી અત્ર ઉતારી લેવામાં આવે છે—

આદિ—                    ( વસ્તુ )

દેવી સરસતિ દેવી સરસતિ પાય પણમેવિ,
શારદ શક્તિ મનિ ધરી, કરિસ કવિ નવ નરઈ છંદિ
સિદ્ધિ બુદ્ધિ વર વિઘન હર, ગુણ નિધાન ગણપતિ પ્રસાદિ

---

પૂર્વ દિશામાં ધન ધાન્ય કંચન થી ભરેલા ભારતદેશમાં અનુપમ ઉજેણી નગર છે ત્યાં પરમાર કુળમાં ગંધર્વસેન રાજાનો પુત્ર વિક્રમસેન રાજા થયો. સાહસથી તેણે વીર આગિયા વેતાલને વશ કરી લીધો હતો. રાજાને એક હજાર રાણીઓ હતી. એકવાર રાત્રિએ રાજા એવો ઊંઘી ગયો કે સવાર થયું તોપણ જાગ્યો નહિ. સવારે સભાજન આવ્યા ત્યારે મંત્રીએ રાજાને જગાડ્યો. જાગતાંની સાથે રાજા ખેદ ચિંતામાં આવી ગયો ને મંત્રીના ધ્યાન કરવા તત્પર થયો. મંત્રીએ કહ્યું કે મહે, આપ રાજા છો, આપને કોઈ અટકાવી શકે તેમ નથી પણ નગર સુખે શામાટે મારો છો! તમને જેમ કરવાનું મન હોય તે કહો. રાજાએ મંત્રીને પોતાનો વિશ્વાસુ જાણીને તેને કહ્યું કે ચંપાનગરીના ચંદ્રસેન રાજાની કુંવરી લીલાવતીની સાથે હું સ્વપ્નમાં પરણ્યો. એના જેવી સ્ત્રી પ્રધાન બીજી કોઈ નથી તે જગાડીને મને વિયોગ પમાડ્યો. તું બુદ્ધિશાળી છે તો હવે ગમે તેમ કરીને મને એ સ્ત્રી મેળવી આપ. રાજાએ છ માસની મુદત આપી. મંત્રીએ સદાવ્રત માંડ્યું અને મુસાફર, સંન્યાસી તપસી, બ્રહ્મચારી, ચિર ભાટ, વનવાસી જોગીઓ, બાવાજીઓ, સાધુઓ જેજે દેશાંતર ફરનારા લોક આવે તેમનો આદર કરીને તેમને દેશાંતરની હકીકત પૂછે એ પ્રમાણે એક મહિનો વીતી ગયો ત્યારે એક અવધૂત આવ્યો તેનો વેશ આ પ્રમાણે હતો—

મસ્તકિ જટા મુગટ મુનિરાજ નિલાડ ભભૂત સોહઈ ભાલ,
કર ગય કંથા વસ્ત્ર ભી ઈ કરિ ગુડલીનું ઠામ.          ૪૩
જોગવટ હરિ મૃગછાલિ હાથ દેવ દેહરા આસ્થાન
વીસ્તાર મુણિ ગેયાર પગપગિ ભસિંગ રૂપ અવધૂતહ વાણી.   ૪૪

જ્ઞાની ઋષિ આગઇ હુઆ જે આગમ પરવેસ,
તસ પમાઈ કવીઅણુ કહઇ, વિક્રમસેન વર્ણવેસુ— ૧

---

મત્રીએ યોગીને પ્રસન્ન કરી પૂછ્યુ કે આપ ક્યા રહો છો ? યોગીએ કહ્યુ, અમારે કોઈ એક ગામ ઠામ હોતું નથી, મે અડસઠ તીર્થ કર્યા છે. કવિ તીર્થ ગણાવે છે

ગગા ગયા ગોદાવરી હેમપથ હીગલાજ
સાગર સગમ નરમદા, નાહી સાર્યાકાજ, ૪૮
વૈતુરણી સાભરમતી, અચલેશ્વર જગનાથ
કાસી યમના દ્વારિકા, ભેટ્યા શ્રી સોમનાથ ૪૯
વટ પ્રિયાગ જઇ સરસતી, તાપી મહી ભૃગુ ખેત્ર
સારણિ રામેશ્વરિ જઇ, પુહુતા જિહા કુરૂખેત્ર ૫૦
નગરકોટ જ્વાલામુખી, કાસમીર નઇ દેશ,
તીરથ જોયા મઈ ઘણા, મત્રી મઇ મણુઈ વેસિ ૫૧

શભૂ શક્તિના દૂત જેવા સોમદેવ નામના એ ગોગીએ કહ્યુ કે મે કરેલા તીર્થ ગણાવતા પાર આવે એવો નથી, પણ મે એક અચરજ જોયુ છે તે હુ તને કહુ છુ. નવબારી ચપા નગરીમાં ચપકસેન રાજા અને ચપકસેના રાણીને લીલાવતી નામની કન્યા છે. કન્યા અદ્ભુત રૂપવતી છે મત્રીએ પૂછ્યુ કે તે પરણી છે કે કુવારી છે ? ગોગીએ કહ્યુ કે એ એક વિપરીત વાત છે એ પાપિણી પુરૂષ–દૂષિણી છે પૂર્વભવનુ એક જ્ઞાન થયુ છે ને તેથી પુરૂષનો દ્વેષ કરે છે. મત્રીએ કહ્યુ કે ઠીક, ચાલો આપણે રાજા પાસે જઇએ ઊજેણી નગરીની મનોહર રચના જોતો જોતો ગોગી રાજા પાસે ગયો રાજાએ બહુ ભક્તિભાવ બતાવીને ગોગીનું સ્વાગત કર્યું પછી ગોગીએ લીલાવતીની બધી વાત કહી રાજાએ તેને કોટિ સુવર્ણદાન આપીને વિદાય કર્યો, પછી સાગરદત્ત મત્રીને રાજ્ય સોંપીને પોતે . ." (આટલે સુધી સ, ૧૬૬૨ ની લખેલી પ્રતપરથી લખેલ સાર અધૂરો મૂકાયો છે )

અંતે—

પનર પાસઠિ સંવચ્છરિઈં જ્યેષ્ઠ માસિ શુદિ બીજ દિનારઈં,
રચિઉ રાસ એ શાસ્ત્ર પ્રધાન પ્રિય કવિયણુ નિજ ગુરૂનુ દાસ. ૧૧
પૂનિમ ગચ્છિ ગુરૂઅ નિધાન, રાજતિલક સૂરિ જગહ પ્રધાન,
તાસ પાટિ ગુરૂ પૂનિમ ચંદ શ્રી વિનયતિલક સુરિંદ. ૧૨
તસહિ ગુરૂનું અનુમત લહી, કોતક કથા કવીશ્વર કહી,
× × × વાચો વિલસતા ઇમ ભણઈ ૧૩

—સાગર ભ. પાટણ; સૂચ. ૩.

[ પૂર્ણિમાગચ્છના રાજતિલકસૂરિના પ્રતિમાલેખો સં. ૧૫૧૧ ૧૫૧૫ સં. ૧૫૨૪ સં. ૧૫૨૫ ના મળ્યા છે જુઓ ધા. પ્ર. લે. સં. ભાગ પહેલો લેખાંક ૧૨૨૨ ૩ ૧ અને ૯૨૪ ૧૨૪૫ અને ૭૭, તથા સં. ૧૫ ૬ તથા સં. ૧૫૨૩ ના મળ્યા છે-ભાગ બીજો લેખાંક ૯૬૧ અને ૭૮૭ તેમાંના એક પરથી જણાય છે કે તેઓ મતિતિલકસૂરિના શિષ્ય હતા.

૯૦ લક્ષ્મણ ( લખમણ ) પહેલો.

(૧૫૬) શાલિભદ્ર વીવાહલુ ૧૫૬૮ પહેલાં.

અંતે—કરજોડી લખમણ ભણઈ એહ કવિયણ કહરે,
કુડ નિ રહું જગ સ્વીવાભલ્યુએ— ૪૪
જગ ગુરૂ હું અજાણ્યુ, ગુણ નવિ લહુ પાર રે,
પાર નિઉં સાર કરઉ સેવા તણીએ—
૧૫૬૮ વર્ષે લિખિત ( પ્ર ક )

૯૧ ધર્મ્મસમુદ્ર ગણિ [ ખ૦ જિનસાગર સૂરિની પટ્ટ પરંપરાએ જિનહર્ષસૂરિ-જિનચંદ્રસૂરિ-વિવેકસિંહ શિષ્ય. ]

(૧૫૭) સુમિત્ર કુમાર રાસ. સં ૧૫૬૭ નાંદેર નગરમાં

ઢાલ ત્રિપદીનુ

અંતે—

સુવિહિત ખરતરગચ્છ વિરાજઈ, રયણાયર જિમ ગુહિર ગાજઇ,
શ્રી **જિનસાગર સૂરિ** ૩૦

તાસુ પટ્ટિ ગુણ રૂપિહિ સુંદર, ગિરૂઆ ગણધર શ્રી **જિનસુંદર**
બુદ્ધિ કરઇ સુર સૂરિ ૩૧

તાસુ પટ્ટાલંકાર મનોહર, શ્રી **જિનહર્ષ સૂરિ** સૂરીસર,
શ્રી જિન ગોયમ સામિ ૩૨

તાસુ પટ્ટિ ગુરૂ સંપઇ સોહઈ, શ્રી **જિનચંદ્ર સૂરિ** જગ મોહઇ,
દોહગ નાસઈ નામિ ૩૩

વાચક **વિવેકસંઘ** લઘુ સીસ, પ્રભણઈ શ્રી **ધર્મ્મસમુદ્ર** ગણીસ,
આણી બુદ્ધિ વિ છેદ ૩૪

સંવત **પન્નરહસિ સતસઠઈ, જાલઉરિ** નયર **પાસ** સતુઠઈ,
કીઉ કવિત આણંદઈ ૩૫

ચરણઈ ધરઈ જા સેપ ફ્ણિંદ, જા ગયણગણિ તપઇ દિણંદ,
શિવ સિરિ રોહણિ કંત. ૩૬

ગુરૂ પસાઈ એ આગમ વાણી, ચરિત્ર રચ્યુ પરમારથ જાણી,
તા લગઇ ચિર જયવંત ૩૩૭

—ઇતિ દાન વિષયે **સુમિત્ર કુમાર** રાસ સંપૂર્ણ સમાપ્ત સંવત ૧૬૫૩ વર્ષે પોષ સુદિ ૬ બુધે લિખિત ડે ૪

( ડે૦ કૉ ન ૫૧-૧૮૭૭-૭૮ ) રત્ન. ડે

—જાબુનગરે ઋષિ લલિતસાગર લિખિત સં ૧૬૬૭ વર્ષે આસો શુદિ ૩ સોમે ( ઇડર બાઇઓનો ભ )

**(૧૫૮) કુલધ્વજ કુમાર રાસ સં. ૧૫૮૪**

અંતે—

**સંવત પનર ચઉરાસીઇએ,** કીધઉ કીધઉ પ્રબંધ સુનામકિ,
સ્વદારા સંતોષ વ્રત ઊપરિઇએ, પાલઉ ર મન કરિ કામકિ
—સંવત પનર ચઉરાસીઇએ ૧૪૨

શ્રીપરૂ રાજીઉ ષરતર ગછિ શ્રી જિનહર્ષ સૂરિ યતીસરો
જયવત શ્રી જિનચદ સૂરિ વર લબધિ ગોયમ ગણહરો
સુવિવેકસિહ સુજાણ વાચક સુગુરૂ પાઉ પસાઉલિ
પ્રતિબોધ ધરમસમુદ્ર વાચક ઘણુઈ ઇમ રગઈ ભણુઈ ૬૩
પુર પુર પચાલસા મડણુએ પચમ પચમ જિણવર રાઉ કિ
સ્વામિ સુમતિ સોહામણો એ સેવઇ એ સેવઇ એ સુરનર પાઉ કિ ૬૪
પચાલસા નયર મડણુ મેવગજ સુનદણો
તેહનણિ સાનિધ્યઇ સઘ આગ્રહિ સદા મનિ આણુદણો
એ અરથ અનુપમ સુણુઈ જે નર ભણુઈ ભવીયણ નઈ કહુઈ
બહુ રિદ્ધિ વૃદ્ધિ વિનોદ ઉચ્ચ સિદ્ધિ સપદ તે લહઈ

—ઉદયપુર ભ

—રાત્રિભોજન વિષયે જયસેન ચોપાઈ સમાપ્ત ઋ-રવિચદ્ર લિખિત્ત સા૦ સત્યલક્ષ્મી પઠનાર્થે ૮-૧૫ મા

—સ ૧૬૩૩ વર્ષે માહ શુદિ ૩ ભોમવારે શ્રી હર્ષપ્રિયોપાધ્યાય શિષ્યેણ વા૦ ચારિત્રોદય ગણિના, પ. વીરકલસ ગણિ-પ૦ હર્ષસાર ગણિના વાચનાય કૃતે ૬-૧૮ ( વિ ધ૦ ), ૧૩-૧૩ લી

—સ ૧૬૮૪ પ્રથમ શ્રા૦ બહુલ ૨ શુક્ર-જીર્ણદુર્ગે ૫-૨૨ બાલ૦

—ગ્રથાગ્રથ ૨૫ શ્લોક સખ્યા ( વિ ધ ચોપડો ૧૨૯-૧૪૨.

—સ ૧૮૦૮ વર્ષ આસૂ માસે શુક્લ પક્ષે ૩ દિને લિપિત પ્રસિદ્ધસાગરેણુ ૯-૧૭ ગુ૦ વિ૦

[ જિનહર્ષસૂરિના પ્રતિમાલેખો સ ૧૫૩૬, ૧૫૪૩, ૧૫૪૯ અને ૧૫૫૫ ના મળ્યા છે જુઓ લેખાક ૧૩૭૮, ૬૮૬, ૧૧૫૯ અને ૯૨૮ ધા પ્ર લે સ ભાગ ૧ લો આ પૈકી સ ૧૫૪૯ ના લેખમા જણાવેલુ છે કે તેઓ જિનવર્દ્ધનસૂરિ પટ્ટે જિનચદ્રસૂરિ પટ્ટે જિનસાગરસૂરિ પટ્ટે જિનસુદરસૂરિના પટ્ટધર હતા તે સિવાય ભાગ બીજામાં સ ૧૫૧૯-૨૦-૨૨-૨૪-૨૫, ૧૫૩૪-૪૪-૫૨ ની સાલના લેખ મળી આવ્યા છે ]

---

(૧૬૫) ગુણરત્નાકર છંદ. સ. ૧૫૭૨

[ જૂદા જૂદા છંદમા આમા સ્થૂલિભદ્ર ચરિત્ર વર્ણવ્યુ છે કવિનો ભાષા ઉપરનો કાબુ બહુ સારો છે. મ. ૫ ]

આદિ—

શશિકર નિકર સમુજ્જ્વલ મરાલ મારૂઢ સરસ્વતી દેવી,
વિચરતિ કવિજન હૃદયે અદયે સસાર ભયહરિણી ૧
હસ્ત કમંડળ પુસ્તક વીણા, સુહઝાણ નાણ ગુણ છીણા,
અપ્પાઇ લીલ વિલાસ સા દેવી સરસઇ જયઉ. ૨
ક્ષુદ્રોપદ્રવ હરણં દદાતિ ધન ધાન્ય કાચનાભરણં,
સકલ સમીહિતકરણ, દેવીસરણ નવનવાભરણ ૩
બ્રહ્માણી બ્રહ્મસુતા, તુ જગદમ્બા ત્રિલોચના,
ત્રિપુરા આદિ ભવાની માતા, તુ ત્રાતા તારણી તરૂણી ૪
દિઉ લીલા ગુણ લચ્છી, કરુ દેવિ દયાભર અચ્છી,
શોક હરઉ હરિ સિદ્ધિ, કિત્તિ કઉ માય પરિસિદ્ધિ. ૫

* * * *

પય પણમું સરસત્તી, માતા સુણિ વાત એક વિન્નતી,
મગ્ગઉ અવિરલ વાણી, દેયો વદારન ગુણ જાણી ૧૭
આણી નવનવ બંધ નવનવ છંદેણ નવનવા ભોગા,
ગુણ રત્નાકર છંદ, વન્નિસુ થુલિભદ્દસ્સ ૧૮

* * * *

પાઠક રતનસમુદ્ર ચરણે નામુ સીસહ,
ગુરૂ ગુણનિધિ ભંડાર અમીય રસ વયણિ વરીસહ,
તુઠી સારદમાય પાય પણિ પ્રણમી ભગતિ હિ,
ક્રીડા કામ વિનોદ તેહ મઈ બોલ વિગતિ હિ
અધિકાર એહ બીજઉ હુઉ ભાવ ભેદ નવ નવ કહી,
વયરાગ રંગ આણુ હિવે કહું બોલ અવસર લહી— ૧૬૦

—ઇતિ શ્રી ગુણરત્નાકર છંદસિ દ્વિતીયો ધિકાર સમાપ્ત—

એ ઋષિરાજ સુગુણ જે ગાસઈ, અજર અમર માનવ તે થાસઇ,
ઘરિ મડાણ મહોત્સવ સતતિ, ઋદ્ધિ વૃદ્ધિ લહિસઇ તે સપનિ ૮૬

કલસ

પાટલપુર સિગડાલ, સઅલ મત્રીશ્વર ભણીઇ,
નંદરાય નરમુગટ સુભટ જસ કીરતિ સુણિઇ,
થૂલિભદ્દ થિર મન્ન કોશિ યુવતી જેણિ તારી,
ચદ્રકલા નિકલક સદા સાસન જયકારી,
વઇરી વિયોગ ભાવ વિહરણ, કરણ રિદ્ધિ મિદ્ધિ સયા,
લીલા વિલાસ રસ રગ દીઓ કરો સહિજસુદર મયા ૮૭

—ઇતિશ્રી ગુણરત્નાકર છદ મહા વિનોદ મનોહરે ચતુર્થોઽધિકાર સપૂર્ણ મિતિ સવત્ ૧૫૪૫ વર્ષે માર્ગશીર્ષ માસે શુક્લપક્ષે ૧૩ બુધે અદ્યે હવમોગ્રામ મધ્યે ભટ્ટારક શ્રી ૪ શ્રી શિવતિલક સૂરિ તત્શિષ્ય મુનિ ગુણીયસેન લિખિત પ્ર કા

—૫૬-૧૭ મા, ૨૮ પ્રે ૨, ૨૧-૨૨ ભાવ, અમ૦

**(૧૬૬) ઋષિદત્તા રાસ** સ ૧૫૭૨

**આદિ—**

(પ્રથમ મગલાચરણ છે પછી

× × × ×

ઇદ્રિ સરિખુ પાલઈ રાજ, નિસુણો સીલ તણા ગુણ આજ,
**સહેજસુદર** મુનિ ઇમ ભણઇ ૭

× × × ×

અતે—

સવત **પનર બહુતિરે** ઉ, ભ૦ રામ કીઉ સુવિચાર ઉ
સૂરિજની કરણાવલી ઉ, ભ૦ જિમ સઘલિઈ પસતિ ઉ
ઇમ એ રાસ સોહામણ ઉ, ભ૦ ચઉપટલી વિચરતિ ઉ

* * * *

(આ કવિએ સસ્કૃત ગ્રથ નામે વ્યાકરણે પ્રથમ પાદ સ ૧૫૮૧મા પોતે લખ્યો છે તેમા આ પ્રમાણે છેવટે જણાવ્યુ છે કે સવત્ ૧૫૮૧

વર્ષે આસ્વીન માસે શુક્લપક્ષે અષ્ટમી તિથિ સોમવારે શ્રી શ્રીમાલ જ્ઞાતીય મંત્રિ સોમસીહ પુ. મ. અરજુણ જ્યવંતજીત પઠનાર્થ શુભ ભૂષણ મુનિ સકલસુંદરેણ લિખિત પ્ર. મ.)

(૧૬૭) રત્નસાર કુમાર ચઉપાઈ સ. ૧૫૮૨

આદિ—

સરસતિ હંસગમનિ પય નમુમી અવિરલ વાણી પ્રસરે,
શેત્રુંજયપ્રભુ શ્રી રિસહેસર ત્રી (?) સંખેશ્વર પાસરે,
નેમિકુમર ગિરિનારિ અલંકૃત, રાજિમતી ભરતારરે
ધંભનપુર થંભણ પરમેશ્વર કુશલિય પાસ કુમારરે. ૧
ઉવએસ ગછ ગિરૂઆ ગછનાયક સમગુણપંક મુનીસરે
સમતિ શ્રી સિદ્ધસૂરિ નમી બહુ પુરુષ મનહ જગીસરે.
ગુરૂ ગુણ રત્નસમુદ્ર ભરિઉ જિમ વિદ્યા બહુતરગરે
ગુરૂ ગ્યાની ગીતારથ સુરતરૂ ગુરૂ ચિંતામણિ સમરે ૨
ગુરૂ દીવો ગુરૂ દેવતણી પરિ, ગુરૂ રાજ ગુરૂ ધ્યાનરે,
ગુરવિણ પત કુપગન સદ્ધિ ગુરૂ જગમંહિ પ્રધાનરે
સચમ સીલ મહાર ચેસા ઢીલ વિલાસરે.
શ્રી રત્નાગર પુત્ર તણુ હિવ સાંભલયો સહુ રાસરે.
તપ મહાતપ ઉગાર ધીઠિત ગેહતણુ ઉત્તમ ગીતરે
શ્રી જિનશાસનતણી મુખ વાણી, ચઉવિહ જિમ સીનરે. ૬

વસ્તુ—

સકલ સારદ સકલ સારદ પાય પણમેવિ
ચુવીસહ જિણવર નમી, સુગુરૂ પાય પણમેવિ સુકર.
અરથ કહી સિદ્ધાંતનું પાપતાપ પરિહરણ સુંદર,
ઉવએસ ગછિ સિદ્ધસૂરિ ગુરૂ, પય પ્રણમી મન ભત્તિ
રત્નસાર કુમારનું સાંભલયો સુચરિત્ત. ૭

* * * *

અતે—

પ્રથમ ઢાલ.

સયલ સુણી વૃત્તાત રસાલહ ઇહાપોહ કરતિરે
પૂરવિલુ ભવ દેષી સઘલુ, શ્રી ગુરૂપાઈ નમંતિરે,
એટાનઈ સવિ રાજ સમોપી લીધુ સયમ ભારરે,
રાણી તેહ થઈ વઈરાગિણિ, કર્મ ષપઈ સુષ્ખકારરે,
વરસ બહુત્તરિ સયમ પાલી પામીઉં કેવલનાણુરે
અણુસણુ સિઉં આબૂગિરિ સ ( ) મોક્ષપણ્ નિરવાણુરે
અગ અગ્યાર ભણુતા ઉપાઈ ગુણુષાણિરે
રતનમજરિ પુહતી પ્રિય પાસઈ, બીજા અમર વિમાણિરે ૯૭
ચારિત્ર દેસ થકી તે પોપટ, વિરતિ કરઈ ગુરૂ પાસિરે,
દેવતણી લીલા જિણિ લીધી, સોઈ રમઈ સુષ વાસિરે
રયણકુમાર સદા શુભ લક્ષણુ દેવ કરઈ ગુણગ્રામરે,
જયકારી જયમગલ કારણુ સહજ સલૂણુ નામરે. ૯૮
જે ભણુસ્યઈ ગુણસ્યઇ નરનારી તે ઘરિ મગલ ચ્યારિરે,
લહસ્યઈ લીલવિલાસ ઘણી પરિ પુત્ર કલત્ર પરિવારરે,
સવત પન્નર બ્યાસી સવછરિ એ રચીઉ મઇ રાસરે
વાચક સહજસુદર ઇમ બોલઈ, આણી બુદ્ધિ પ્રકાસરે ૯૯

—ઇતિ શ્રી રત્નસાર કુમાર રાસ સપૂર્ણુ લિખિત સવત ૧૮૭૩ વર્ષે કાર્ત્તિક વદિ ૯ શુક્રે પા ૬ ૫ ૧૮ આ ક

—સ ૧૬૭૬ વર્ષે પોસ સુદિ ૧ વાર રવૌ શ્રી પણુઘટ્ટી ગ્રામે વા શ્રી વિજયમૂર્ત્તિગણિના લખિત (મ બ)—કુલ ૩૧૦ પદ્ય ૧૨ પાના હા ભ. પાટણુ ડાબડો ૮૩, સાગરભડાર પાટણુ ન ૨.

—સં. ૧૭૭૮ વર્ષે જેષ્ટ શુદિ ૬ દિને વાર શુક્રે સકલ પડિત શિરોમણિ પંડિત શ્રી ૫ શ્રી જીવણચંદ ગણિ ભ્રાતૃ પંડિતશ્રી ૫ શ્રી દાનચદ ગણિ શિષ્ય ૫ દોલતચદ્ર ગણિ લિખિત શ્રી પત્તન નગરે આત્મીય અર્થે લિખીત (પ્ર. કા. પાના ૧૩), ગાથા ૪૦૦ પા ૯ જેસલ

નરય થકી સ્વર્ગઇ ગયુ, તેન પૂણ્ય પ્રમાણુ,
સ .આંણુ વહતડા, લાભઈ અમર વિમાણુ ૨૧૮
ધરમઇ સવ સુપ સપજઈ, ધરમ કરો નરનારિ,
વાણી સહજસુદર તણી, સફલ કરૂ સસાર ૨૧૯

—સ. ૧૬૬૩ વર્ષે કાતી સુદિ ૧૫ દિન અચલગચ્છે શ્રી પૂજ્ય શ્રી ધર્મ્મમૂત્તિ સૂરીશ્વર વિજય રાજ્યે ૫. શ્રી મુનિશીલ ગણિ વાચનાર્થે લાલણ ગોત્રે સી૦ જેસા તત્પુત્ર સા૦ સૂરા તત્પુત્ર સા૦ રાજપાલ તત્પુત્ર સા માણિક તત્પુત્ર સા૦ વીરદાસ તત્સુત તેજપાલ લિખિત શ્રી જેસલમેરૂ મધ્યે રાઉલ શ્રી ભીમજી વિજય રાજયે શ્રી —ભાવ

—૬-આચાર્યજી ઋ શ્રી ૬ જસવતજીના સેવક ઋ લપ્ર પોપાં લક્ષત સવત ૧૬૭૧ વર્ષે આસો શદિ ૩ (વિ ધ)—૧૪-૧૧ લી

## (૧૭૦) શુકરાજસાહેલી.

આદિ—

સરસતી હસગમની સદા, માગુ વચન વિલાસ,
વીરજિણેસર પય નમી, ગોયમ બુદ્ધિ નિવાસ ૧
હરખ ઘણો ગુણ બોલતા, સુણતા સિદ્ધિ બુદ્ધિ હોય,
સુડા ને સાહેલીયા તણી, કથા સુણો સહુ કોય ૨
પુણ્યે રાજહ રગ ઘણુ, પુણ્યે ટલે વિયોગ,
પુણ્યે રોગ ન ઉપજે પુણ્યે સુલલિત ભોગ ૩
પુણ્યે ધણ કણ પૂર ઘણા, પુણ્યે આયુ અનત,
પુણ્યે સહસગુણ મિલે, પુન્યે જય જયવત ૪
સહિગુરૂ સાચા નેહના, જે પામઈ તસ ભેટ,
સુડા ને સાહેલીયા, કર્મકલા તસ ભેટ ૫
આયસ સહિગુરૂનો લહી, કરસ્યુ કવિત્ત રસાલ,
વાચક સહેજસુદર ભણે, સાભલયો સુવિશાલ ૬

* × × ×

ધીરવીર ગભીર સધર ગુણવત વિચક્ષણ,
શ્રી સારદ મુખકમલિ રમલિ જિમ કરઈ સુહંસી,
દાનવત ગુણવત ધર્મ ધનવંત સુવશી,
ઉલ્લસિત હસિત લીલા લલિત, કલા કલિત યૌવનસહિત
શ્રી ભોજરાજ ભોગિક ભમર, કરઇ રંજ દૂખર્ણગહિત

*    *    *    *

અંતે—

યૌવનજરા સવાદ ભોજ ભજઇ વચ્ચિ આવિ,
ટાલઈ સેયલ વિરોધ સપ વલિ કરઇ મનાવિ,
ભોગ રગ રસ રોલ, મયણ વિણુ કોઇ ન જાણુત,
જઉ તુ જરા ન હુત્ત ગર્વ્વ તઉ કોઇ ન મુકત,
વઢવાડિ રાડિ સઘલી ટલી મિલ્યા રગિ બેહૂ હસી,
એ ભાવ ભેદ કવિ સહજના કનકપરિ જોજ્યો કસી    ૨૫

—(મ બ)

૧-૩ સઝાયો—કાયા ઉપર (કાયાપુર પાટણ મોકલુ, પેખો ર નવપુર માનરે-એ આદિ, અને મુગતિનારિ પૂર થાવીઇ, સહજસુદર ઉપદેશરે-એ અત) +કાયાપુર પાટણ (પ્ર ૧૬૨ સ મા ભી.) +નિન્દા (પ્ર ૩૭ સ મા. સ.)



## ૯૫ કુશળસંયમ-(ત. હેમવિમલસૂરિ-કુલવીર અને કુલધીર શિ.

(૧૭૩) હરિબળનો રાસ.

અંતે—

તપગચ્છિ શ્રી ગુરૂ અવિચલ ભાણ, માનઇ પટ્ટ દર્શન જસુ આણ    ૬૫
અભિનવ ગોયમ સ્વામિ સમાન, શ્રી હેમવિમલસૂરિ મહિમાનિધાન,
તાસ સીસ પંડિત કુલવીર, બીજો બાંધવ શ્રી કુલધીર.    ૬૬
શ્રી ગુણ શીલિં સોહામણા, જસુ અગિ ગુણ દીપઈ ઘણા,
તે ગુરૂ પામી વચન વિસેસ, હરિબલ ચરિત્ર બોલિઉ લવલેસ    ૬૭

સાંભળતાં સવિ પાતક ટલઈ ભણતાં મનહ મનોરથ ફલઈ
આદિ ૫ઇ સઉપઇ ચઉસાલ, ચતુર્વિધ બોલિઉ સુવિશાલ. ૧૮
કુશલસંયમ કવિ ઇમ ઉચ્ચરઈ પભણતાં સઘ વિસ્તરઈ

(પત્ર ૨૮ ન. કા.) ૨.

—પં. ભાનુસાગર લિખિત શ્રી સહરાણિ મધ્યે સં. ૧૭૪૧ વર્ષે (વિ. ધ.) (હેમવિમલસૂરિ-આચાર્યપદ સં. ૧૫૪૮ સ્વ. ૧૫૬૮)

---

## ૯૬ લાવણ્યરત્ન—(ત. હેમવિમલસૂરિ-પંડિત ધનદેવ—સુરહંસ શિ.)

(૧૦૪) વત્સરાજ દેવરાજ રાસ. સં. ૧૫૭૩ દેવગિરિમાં-હેમવિમલ સૂરિ રાજ્યે. હા. ભં. પાટણ નં. ૩.

(૧૦૫) યશોધર ચરિત્ર સં. ૧૫૭૩

આદિ—

રેવગિરિમંડન દેવતા વડી વીરજિણંદ,
ઇંદ્ર સવે સેવા કરે સિદ્ધિ જે પરમાણંદ. ૧
ગોયમ ગણહર ગુરુવરસરણ સરસ કરી મનભતિ,
પતિ સહિત નિમલ નમું સુરહંસ ગુરુ ચિત્ત. ૨
જો ભવીયણ ભાવે સુણો ધર્મતણા આધાર ભંગ,
અર ભાવનાણું સુવાસના સંયમ રંગ અભંગ. ૩
કુણ દશતિ પ્રતિબોધ પામી નર વસેસ
એ સમકિત ભગતિ મેં ભાખિઈ કહે કલેશ. ૪
વીતરાગ સુદેવ ગુરુ જિનવર ભાષિત ધર્મ
કમલસુ સવી છાંને છાં કાનો મર્મ. ૫
વેધપુરાણ કુલ સુવિનઈ જીવ કરે અપમાન,
તે પાતકથી સાતમે નરકે પડે સહિતાત. ૬
જસ પાણી કરે રહે જીવ આઘરે નેહ,
મન ભાવે ભાજે નહિ તેણ પાતક તેહ. ૭

તિહાં યશોધર રાયના નવ ભવ નવરસઅંધ,
લાવણ્યરત્ન કવિ ઇમ કહે સુણો (એહ) સબંધ. ૮

* * * *

અંતે—

શ્રી જિનમતિ અતિ વરતે આણુ, તપગછ ગયણુ વિભાસણુ ભાણુ,
સોહમ પાટે સોમસુંદરસૂરિ, નામે સપતિ સુખ ભરિપૂરિ. ૩૦
મુનિસુંદરસૂરિ તસુ પાટિ, પાપ ટલે નામ્ લેવા માટિ,
સંતિકર સ્તવ કરી જગસતિ, કરી હરી દારુણુ દુહ ભ્રતિ. ૩૧
પાટે રત્નશેષરસૂરિ, મહકે જગ જસ સુજસ કપૂરિ,
શ્રી લષિમીસાગર સૂરીંદ, કુમત તિમિરભરહરણુ દિણેંદ. ૩૨
યુગપ્રધાન ગિરૂયા ગુણધાર, શ્રી સુમતિસાધુસૂરિ ગુણધાર,
તાસુ પાટિ સપ્રતિ વિહરતિ, ભવભય હરત જિણુ ભગવંત. ૩૩
દીમે દિન દિન દીપતિ કલા, ગુરૂ ગુણુ છત્રીસ આગલા,
હેમવિમલ સૂરિસ ઉદયવંતે, અંતરીખ રવિ જા જયવંત. ૩૪
સિરિ ધનદેવ પંડિત શિષ્ય સિરિ મોડ પુહવિ પીઠિ પયાવિયયડ,
આબૂઝાવ ઘણા બૂઝવ્યા, સમકિત વિમલ સલિલ સૂઝવ્યા ૩૫
સૂરહંસ ગિરૂઓ તસુ સીસ, વાદિશ્રેણિ ધૂણાવે સીસ,
તસુ પયકમલે રમલિ જિમ ભૃંગ, લાવણ્યરત્ન નામે મીત્રંગ ૩૬
વિવેકરત્ન શ્રી ભણી આદરિ, સંવત પનર સય ત્રહુત્તરી,
દેવગિરિ નગરે કાતિ માસે, યશોધર ચરિઅ ઉલ્લાસિ. ૩૭
સમકિત સુંદર નામ પ્રધાન, પાપણુ ટાલે સંબંધ,
જા ધ્રૂ મેરૂ મહી થિર રહે, તા રહિજ્યો કવિયણુ કહેઇ ૩૮

—૩૦-૧૧ લી

(૧૭૬) મત્સ્યોદર રાસ મ ૧૫૭૩ (૧૫૭૪) પા ૪ આ રાસ આ કવિના ગુરૂ સૂરહંસને નામે પણ નોંધાયો છે જુઓ સૂરહંસ.

(૧૭૭) કલાવતિ રાસ. —રત્ન, જેસ૦

(૧૭૮) કમલાવતિ રાસ. —જેસ૦

---

૯૬ ક સરહંસ—(ત. હેમવિમલસૂરિ-ધનદેવ શિ.)

(૧૭૬ ક) મત્સ્યોદર નરેંદ્ર ચોપાઈ—૧૫૭૪ દેવગિરિમાં બનાવી જણાવેલ છે

'શ્રીતપા રત્નશેખરસૂરિ- શિષ્ય પ્રતિમોદ્ધ સાત સહસ
સવત્ પનર ચિહુત્તરિ વરિસ,
દેવગિરિનગર કીધઉ રાસ.

—પ્રેમી મ ભડાર

(આ રાસ સરહંસના શિષ્ય લાવણ્યરત્નના નામે પણ નોંધાયો છે જુઓ લાવણ્યરત્ન ન. ૬૬ ની કૃતિ ન ૧૭૬ અને આ નામ લાવણ્યરત્ન લાગે છે

૯૭ સાધુમેરૂગણિ—(હેમરત્નસૂરિ શિ.)

૧૭૯ પુણ્યસારકુમાર રાસ ૫ ૨ ગા. ૬ ૧ સ ૧૫૦૧—આમ.

૯૮ રત્નસિંહસૂરિ

૧૮૦ +રત્નચૂડમણિચૂડરાસ સ ૧૫૦૧ આ. વ. ૨ ને ગુરુ—રત્ન કે. ઇંદ્રમત સ

૯૯ રત્નસિંહસૂરિ શિ૦

(૧૮૧) જબૂસ્વામી—વિ. ૫.

૧૦૦ ભાવસાગર

(૧૮૨) નવતત્વ રાસ સ ૧૫૭૫-વિ. ૫

(૧૮૩) કર્મના પરિણામ ચોપાઈ ૧૫૫ —આમ

## ૧૦૧ સૌભાગ્યસાગરસૂરિ શિષ્ય-(વડતપ ગ. લબ્ધિસાગર-સૂરિ-ધનરત્નસૂરિ-સૌભાગ્યસાગર)

**૧૮૪ ચંપકમાલા રાસ** ૧૫૭૮ આસો સુ ૭ દમણમા

આદિ—

આદિ જિનવર આદિ જિનવર આદિ મુનિ ઇસ
શાંતિ નેમિ શ્રી પાસજિન વીર ધીર સેવે સુરાસુર
પચ જિણેસર ચરણ યુગલ ભક્તિભાવ પ્રણમુ ગુણાયર
ગણહર મુષ્ય ઇગ્યારહ ગુરૂ ગોયમ પ્રણમેવિ
ચંપકમાલા સતી તણું ચરીય ભણુ સષેવિ ૧

* * * *

અંતે—

વડતપગછ ગુરૂ ગોયમ સમાએ માલ્હતડે, શ્રી લબ્ધિસાગરસૂરિ
જપતા નામ જ તસુ તણુઉ એ મા૦ નાસઈ દુકૃતદૂરિ. ૫૦૪
પટ્ટ પ્રભાકર જયકરૂએ મા૦ ધનરત્ન સુરીંદ,
સોભાગસાગરસૂરિ ગુણનિલોએ મા૦ જસઉ જસ પૂનિમચદ ૫૦૫
તાસુ સીસ રગિઇ રચ્યો એ મા૦ ચંપકમાલાનો રાસ,
સંવત પનર અઠોતરે એ મા૦ ઉજ્જવલ આસો માસ. ૬
સાયર સખ્યા તિથિ ભલીએ મા૦ રયડો વાર પતંગ,
આશ્રય નામ વિચારજ્યો એ મા૦ તિણિ દિન નક્ષત્ર ચગ. ૭
દમણબદિર રલીયામણો એ મા૦ મડણ આદિ જિણદ,
તાસતણે સુપસાઉલે એ મા૦ નીપનો રાસ આણદ ૮
સતી પ્રબંધ જે ભણે એ મા૦ નર ને નારી સુજાણ,
ઋદ્ધિ વૃદ્ધિ મદિર ઘણી એ મા૦ તે લહે કોડિ કલ્યાણ. ૫૦૯

—શ્રી ભુજનગરે સ ૧૬૭૨ શ્રી સત્યશેખરગણિ પ વિવેકશેખર ગણિ તત્ શિ૦ ભાવશેખર ગણિ લિ. ૧૭–૧૭ લીં.

—શ્રી સુરેતિ મિદિર મધ્યે અશ્વનિમાસે વિજયદશમ્યા સોમવાસરે સં. ૧૬૭૬ વર્ષે. ઇડર બાઇઓનો ભ.

૯૬ ક સરક્સ—(ત. હેમવિમલસૂરિ-ધનદેવ શિ.)

(૧૭૬ ક) મત્સ્યોદર નરેંદ્ર ચોપાઈ—૧૫૭૪ દેવગિરિમાં આમાં જણાવેલ છે:

શ્રીતપા રત્નશેખરસૂરિ- શિષ્ય મતિમેલમ સાવક સહસ
સવત્ અઢાર મિગુચરિ વરિસ
દેવગિરિનગર કીધઉ રાસ.

—પ્રેમી અં પાટણ

(આ રાસ સરક્સના શિષ્ય લાવણ્યરત્નના નામે પણ નોંધાયો છે જુઓ લાવણ્યરત્ન નં. ૯૬ ની કૃતિ નં ૧૭૬ અને ત્યાં નામ લાવણ્યરત્ન લાગે છે

---

૯૭ સાધુમેરૂગણિ—(હેમરત્નસૂરિ શિ.)

૧૭૯ પુણ્યસારકુમાર રાસ ૫ ૨ આ. ૬ ૧ સ ૧૫૭૧—અમ.

---

૯૮ રત્નસિંહસૂરિ

૧૮૦ +રત્નચૂડમણિચૂડરાસ સ ૧૫૭૧ આ. વ. ૨ ને ગુ—સન. ૨. ડાહ્યાવત સ

---

૯૯ રત્નસિંહસૂરિ શિ૦

(૧૮૧) જબૂસ્વામી—વિ. ધ.

---

૧૦૦ ભાવસાગર

(૧૮૨) નવતત્વ રાસ સ ૧૫૭૫—વિ. ધ

(૧૮૩) છઠ્ઠા પરિણામ ચોપાઈ ૧૫૮ —અમ

---

## ૧૦૧ સૌભાગ્યસાગરસૂરિ શિષ્ય-(વડતપ ગ. લબ્ધિસાગરસૂરિ-ધનરત્નસૂરિ-સૌભાગ્યસાગર.)

૧૮૪ ચંપકમાલા રાસ ૧૫૭૮ આસો સુ ૭ દમણુમા

આદિ—

આદિ જિનવર આદિ જિનવર આદિ મુનિ ઇસ
શાંતિ નેમિ શ્રી પાસજિન વીર ધીર સેવે સુરાસુર
પચ જિણેસર ચરણુ યુગલ ભક્તિભાવ પ્રણુમુ ગુણાયર
ગણુહર મુખ્ય ઇગ્યારહ ગુરૂ ગોયમ પ્રણુમેવિ
ચંપકમાલા સતી તણુ ચરીય ભણુ સષેવિ ૧

* * * *

અંતે—

વડતપગચ્છ ગુરૂ ગોયમ સમાએ માલ્હતડે, શ્રી લબ્ધિસાગરસૂરિ
જપતા નામ જ તસુ તણુઉ એ મા૦ નાસઈ દુકૃતદૂરિ ૬૦૪
પટ્ટ પ્રભાકર જયકરૂએ મા૦ ધનરત્ન સુરીંદ,
સૌભાગસાગરસૂરિ ગુણુનિલોએ મા૦ જસઉ જસ પૂનિમચંદ. ૬૦૫
તાસુ ગીસ રંગિઇ રચ્યો એ મા૦ ચંપકમાલાનો રાસ,
સંવત પનર અઠોતરે એ મા૦ ઉજ્જવલ આસો માસ. ૬
સાયર સખ્યા તિથિ ભલીએ મા૦ રૂયડો વાર પત્તંગ,
આશ્રય નામ વિચારજ્યો એ મા૦ તિણિ દિન નક્ષત્ર ચગ ૭
દમણુમંદિર રલીયામણો એ મા૦ મડણુ આદિ જિણુંદ,
તાસતણે સુપસાઉલે એ મા૦ નીપનો રાસ આણુંદ ૮
સતી પ્રબંધ જે ભણે એ મા૦ નર ને નારી સુજાણુ,
ઋદ્ધિ વૃદ્ધિ મંદિર વણી એ મા૦ તે લહે કોડિ કલ્યાણુ. ૬૦૯

—શ્રી ભુજનગરે સં ૧૬૭૨ શ્રી સત્યશેખરગણિ પં વિવેકશેખર ગણિ તત્ શિ૦ ભાવશેખર ગણિ લિ ૧૭—૧૭ લીં.

—શ્રી સુરેતિ મિંદિર મધ્યે અશ્વનિમાસે વિજયદશમ્યા સોમવાસરે સં. ૧૬૭૬ વર્ષે. ઇડર આંઇઓનો ભં.

—ખ ૧ લી.

[ બૃહત્તપા ગચ્છના લબ્ધિસાગરસૂરિના પ્રતિમાલેખો સં. ૧૫૫૯-૬૦-૬૧-૬૨-૬૪-૬૫-૬૬ ના મળી આવે છે ને તે પરથી જણાય છે કે તેઓ ઉદયસાગરસૂરિના પટ્ટધર હતા. ધનરત્નસૂરિના લેખો સં. ૧૫૭૨-૭૫-૮૪-૮૭-૮૮-૯૧ ના મળે છે તે પૈકી સં. ૧૫૭૫ અને ૧૫૮૪ ના લેખોમાં ધનરત્નસૂરિ અને સૌભાગ્યસાગરસૂરિ એ બન્નેને સાથે મળી તેમની પહેલાં લબ્ધિસાગરસૂરિ પટ્ટે એમ જણાવ્યું છે એટલા સૌભાગ્યસાગર સૂરિના લેખો સં. ૧૫૭૩ અને ૧૫૮૯ ના મળ્યા છે- જુઓ બને ભાગ ધા. પ્ર. સં. વિશેષમાં સૌભાગ્યસાગરસૂરિનો સં. ૧૫૭૬ નો લેખ છે તેમાં જણાવ્યું છે કે પં. અમરસાગરગણિના પુણ્ય માટે પં. અમરમંદિર ગણિ તથા અમરરત્ન મુનિ સાથે રહી સૌભાગ્યસાગરસૂરિએ શાંતિનાથ બિંબને પ્રતિષ્ઠિત કર્યું-જુઓ નાહટાજી જૈ. લે. સં. લેખાંક ૨૫૩ ]

---

## ૧૦૨ ભુવનકીર્ત્તિ-પહેલા ( કોરંટગચ્છ કક્કસૂરિ શિ. )

(૧૮૫) કલાવતિ ચરિત્ર સં. ૧૫૮૦ માગ. શુ. ૫ ગુરૂ અમદાવાદમાં
અંતે—

પનર અસી બરસામી, મૃગસર શુદિ પંચમી,
દિવસ ગુરુવાર ભલે, ગુરુ દિન નિર્મલે. ૮૮
કોરંટગચ્છ નભચંદ્ર સરખી શ્રી કક્કસૂરિ,
તાસ સીસ પ્રેમ ભણે, એ ઉદ્ધાર આપણે. ૮૯
ભુવનકીર્તિ ધીર ભાખે કલાવતિ ગુણ ભાખે
દુ:ખ છેદિ રહે એ સંપદા સવિ મિલે. ૯૦
જે ભણે મનરંગ, તિણસેં સુખ તે અંગ,
શીલ સંનિધ કરે એ જિમ મનિ ગહગહે. ૯૧

—કલાવતિ ચરિત્ર સંપૂર્ણ સં. ૧૬૪૬ પોષ શુદિ ૧૨ —પ્ર. સં.

(નન્નસૂરિ માટે જુઓ ન. ૭૪ પૃ. ૯૬ અને કક્કસૂરિના પ્રતિમા લેખસ. ૧૫૯૫ ના મળી આવે છે. જુઓ ધા. પ્ર. સ. પહેલો ભાગ લેખાંક ૪૫૫, ૬૦૭

---

## ૧૦૩ લાભમંડન (આંચ૦ ભાવસાગરસૂરિ શિ૦)

**૧૮૬ ધનસાર પચશાળિરાસ**–સ ૧૫૮૩ કાર્તિક શુદ ૧૩ ગુરૂ અમદાવાદમા.

આદિ—

પણમવિ વીરજિણદ, સ્વામી સિદ્ધત્થરાય કુલચદ,
સેવિ સુરનર ઇંદ, જસ નામે હોઈ આણદ ૧
નાભિકમલ જસ વાસ, સમરૂં સરસતિ મનિ ઉલ્હાસ,
કવીયણ કરિવા રાસ, થિરવાસ, ભૂરએ આસ ૨
રાજગ્રહ વરનયરં, રાજા નામેણુ સેણિય સાર,
મત્તી અભયકુમાર ઉત્તમ ગુણ બુદ્ધિ ભડાર ૩
પૂછિ જિનવર પાસે ગૌતમ ગણધર મનિ ઉલ્લાસે,
પામજાઈ સુખ વાસે, સ્વામી તે મઝ દિઉ આસે ૪

* * * *

અતે—

સવત પનરએહ સવત્સર ત્રીસીઇરે, રૂઅડઉ કાર્ત્તિક માસરે,
ગુરૂવાસર દિન તેરસિ કેરડઇ, કીધો એ મનિ ઉલ્હાસિરે
અરિહત ભે. ૮૩
શ્રી વિધિપક્ષ ગછ ગણધર રૂયડારે, શ્રી ભાવસાગર સૂરિરે,
નામિ નવનિધિ હુઇ જેહનઇરે, પાતિગ જાઇ સવિ દૂરિરે. અ૦ ૮૫
તાસ સીસ કહઈ ઉલટ અતિ ઘણઇરે, લાભમડણ વાણારીસરે,
એહ ચરિત જે ભણઈ ભણાવસિઇરે, લહઈ સુખ તેહ
નિસિદીસરે. અ૦ ૮૬

દેસ સવિહુમાહિ જાણીઇએ મા તો ગુજર દેસ પ્રસિદ્ધ,
તિહાં અહિમ્મદપુરવર ભલું મા વાસ જિહાં લખમી કોધ. ૪૭
તીહાં નયરિ વિવહારીયાએ મા સાવક ધરમવંત સુજાણ,
તેહ મહાજનમાહિ મુખ્યએ મા પરિગ્રહ પુરુષ પ્રમાણ. ૪૮
તસ ઘરભમિ રૂપી કહિઇએ, સુત સંઘપતિ સુવિચાર,
જિનવર શાસન ભકિત જિ કરઇએ મા શ્રી શીવરા કુંઆર. ૪૯
તાસ ઘરણિ ભણું મા શીલવતી સવિ માહિ
ઘનરાણિ દીપઇ ઘણુંએ મા અવર નહી સંસારિ. ૫
તસ કુંઅરિ જગ જાણીઇએ મા બુદ્ધિ અભયકુમાર
જસ કીર્તિ જગિ ઝળહળઇએ મા જાણઇ સઘળ વિચાર. ૫૧
સંઘ સહુની રાસજ કીઉએ, પૂરઇ આસ જગીસ,
અમીયસ સાનિધિ કરઇ મા પ્રતપુ કોડિવરીસ. ૫૨

—છાણી ભંડારની પ્રત નં. ૬-૧૧ લી. ૫-૧૪ ભમ

[ અચલ-વિધિપક્ષની પટ્ટાવલિમાં ૬ મા પટ્ટધર સિદ્ધાંતસાગરસૂરિની પાટે ૬૧ મા ભાવસાગરસૂરિ થયા. તે મારવાડ દેશમાં નરસાણી ગામે વેશ સાંગાની સિંગારદે ભાર્યાના પુત્ર ભાવડ નામે સં ૧૫૧ માં જન્મ્યા. ૧૫૨ માં ખંભાત નગરે જયકેસરીસૂરિ-૫૯ મા પટ્ટધરને હાથે દીક્ષા લીધી. ૧૫૬ માં માંડલ ગામમાં આચાર્યપદ અને ગચ્છેશપદ મળ્યું. ૧૫૮૩ માં સ્વર્ગસ્થ થયા. ભાવસાગરસૂરિના પ્રતિમા લેખો સં ૧૫૬૦-૬૧-૬૩-૬૪-૬૫-૬૬-૬૭-૬૮-૭૦-૮૧ ના મળ્યા છે જુઓ ધા. પ્ર. સં બીજો ભાગ. તેમજ નાહારના સંગ્રહમાં સં ૧૫૬૨-૬૫-૭૪-૭૬ ના પણ લેખોમાં આવે છે તેમની પાટે ૬૨ મા પટ્ટધર ગુણનિધાનસૂરિ અને તેમની પાટે ૬૩ મા પટ્ટધર ધર્મમૂર્તિસૂરિ થયા. ]

## ૧૦૪ જયનિધાન (ખ૦ રાજચંદ્ર ગણિ શિ.)

(૧૮૭) ધર્મદત્ત ધનપતિરાસ.—પાના ૧૪ અમ.

(૧૮૮) સુરપ્રિય ચરિતરાસ. મ. ૧૫૮૫ આમોવદ ૩ ગુરૂ મુલતાનમા

આદિ—

સરસ મધુર અમૃત જિસી, શ્રી જિનવરની વાણિ,
હૃદયકમલિ ભમરી કરી, કહિસુ કથા ગુણખાણિ    ૧
પાપ કરમ કેઈ જાણતા, અણજાણત તિમ કેઇ,
કરિનઈ પછતાવઈ વલી, ભાવઇ ધરમ કરેઈ    ૨
સુરપ્રિયની પરિ તે સહી, સુખિ હુઇ નરનારિ,
કલિમલ સવિ દૂરઈ કરી, પામઈ ભવનઉ પાર    ૩
સિદ્ધિ રમણિ સઇં વરિ વરઈ, પામી કેવલનાણ,
કથા સુણઉ સુરપ્રિય તણી, ભવિયણ હુઈ સાવધાન.    ૪

* * * *

અંતે—

બાણ(૫) સુર(૮) સર(૫) સસધરઇ(૧), સવચ્છરિરે આમો જઉ માસિ,
સામલ ત્રીજ દિનઇ ભલઈ, કવિ વાસરિરે પુગી મન આસ. ભ. ૬૨
શ્રી જિનમાણિકસૂરિ તણઈ, ખરતર ગછિરે પાટઇ ગુરૂરાય,
શ્રી જિનચંદ્રસૂરિ સૂરીસરૂ, જુગવર વડરે સહુ સઘ સુહાઇ. ભ ૬૪
તસુ પયકમલ પસાઉલઇ, સુરપ્રિયનઉરે સબધ વિચાર,
મુલિતાનઇ મન રંગસ્યુ વર નયરઇંરે રચિયઉ સુહકાર, ભ. ૬૫
સાગરચદ્ર સૂરીસની સોહઇ સાષઇરે સિરિ વાચક નામ,
રાજચદ્રગણિ ગુરૂતણઈ, સુપસાયઈ રે સીસઈ ગુણ, ઠામ. ભ. ૬૬
જયનિધાન વાચક ભણઈ નરનારીરે જે નિસુણઇ એહ,
રિદ્ધિ વૃદ્ધિ ઘરિ સપજઇ જસ મગલરે સુખ વિલસઇ તેહ. ભ. ૬૭

—ઇતિ સુરપ્રિય ચરિત સમાપ્ત–લિખિત સવત ૧૬૬૮ લાભપુરે પા. ૮ ૫. ૧૪ આ. ક

## ૧૫૦ ભીમ પંડિત

(૧૮૯) અમરદત્ત રાસ સં. ૧૫૮૪ આષાઢ વદિ ૧૪ શનિ—નડિયાદમાં
—લીં. ભંડાર

---

## ૧૦૬ સાધુરત્નસૂરિ

(૧૯૦) કયવન્નારાસ. (આખો ચોપાઈ ૭ ઢાળ)

આદિ—

પણમિય વીર જિનેશ્વર દેવ સરસતિ સામિણિ સમરી હેવ
કરજોડિનઈં મું વિસાલ કયવન્નાનઉ રાસ રસાલ. ૧
દાન વડું સુણયો સંસારિ, દાનઈં દુર્ગતિ દૂરઈં વારિ
દાનઈ સુખ સંપતિ સંયોગ દાનઈં મનવંછિત લહીઈં ભોગ. ૨

* * * *

અંતે—

સાધુરતન સૂરી ઇમ ભણઈ કયવન્નાનું ચરિત્ર જે સુણઈ,
ભણઈ ભણાવઈ જે વલિ ગુણઈ, ભદ્રરસાલુ નવનિધિ આંગણઈ. ૧૧૫

—મુનિશ્રી માનસાગર પાસેથી ૫-૧૨ પ્ર.

(આ સાધુરત્ન તે પાર્શ્વચંદ્રસૂરિ કે જેણે સં. ૧૫૭૨ માં જુદો ગચ્છ સ્થાપ્યો તેના ગુરુ હશે અને જો તે હોય તો તેના પ્રથમ ગુરુની પટ્ટાવલિ ઇંડિયન એંટિક્વેરીના ૧૮૯૪ ના અંકમાં આપેલ પાયચંદ ગચ્છની પટ્ટાવલિ પ્રમાણે પૂર્ણચંદ્રસૂરિ-તેના હેમહંસસૂરિ-લક્ષ્મીનિવાસસૂરિ-પુણ્યરત્નસૂરિ-અને તેના સાધુરત્નસૂરિ અને તેના પાર્શ્વચંદ્રસૂરિ એ પ્રમાણે છે)

---

## ૧૦૭ મુનિચંદ્ર સૂરિ. ( પો. )

### (૧૯૧) રસાઉલો

—સવત ૧૬૧૨ શ્રાવણ વદિ ૧૧ સોમે—શ્રી પુણિમા પક્ષે વટપદ્રિ શાખાયા ભ૦ શ્રી લબ્ધિસુંદર સૂરિ તત્પરિવારે વા૦ શ્રી કરુણા સાગર તચ્છિ૦ વા૦ શ્રીભાનુમેરૂ મુનિ—શ્રી લક્ષ્મીચંદ, મુનિ ભોજકુમાર, લઘુ શિષ્ય સારિંગલિખિત—પૂર્ણિમાપક્ષે મુનિચંદ્ર સૂરિ કૃત રસાઉલો ) —હા ભ પાટણ

**રાત્રિભોજન સ. પા ૨ પા. ૩**

( પૂર્ણિમાગચ્છના ભીમપલ્લીય પક્ષમા મુનિચંદ્ર સૂરિ થયા છે તેના પ્રતિમા લેખો સ. ૧૫૬૦, અને ૧૫૭૮ ના લેખાક ૬૫૦, અને ૩૮૫ ધા સ. ભાગ ૧ લામા, અને સ ૧૫૫૮ ના લેખાક ૧૧૨ ભાગ બીજામા મળી આવે છે તેજ આ કવિ હોય એવો દરેક સભવ છે સ ૧૫૭૭ નો લેખ પૂર્ણિમાગચ્છના મુનિચંદ્ર સૂરિનો પણ મળે છે- નાહરકૃત જૈન લે. સ. ખડ ૧ લો લેખાક ૧૩૨. )

---

## ૧૦૭ પાર્શ્વચંદ્ર સૂરિ + સં. ૧૫૮૬-૧૬૦૦.

### (૧૯૨) સાધુવંદના અને બીજી અનેક ટુંકી કૃતિઓ.

---

+ હમીરપુર નગરના પ્રાગ્વંશના વેલ્હગશાહ પિતા, વિમલાદેં માતા. જન્મ સ ૧૫૩૭ ચૈત્રશુદિ ૯ શુક્રવારે, દીક્ષા સ. ૧૫૪૬, ઉપાધ્યાય પદ સ ૧૫૫૪. આચાર્યપદ સ ૧૫૬૫, યુગપ્રધાનપદ સ. ૧૫૯૯ અને સ્વર્ગવાસ સ ૧૬૧૨ જોધપુરમા તેમણે મારવાડના રાજા રાવગાગજી તથા યુવરાજ માલદેવજીને પ્રબોધ્યા હતા, તેમ જ ખુણોન ગોત્રના ક્ષત્રિય રજપુતોના ૨૨૦૦ ઘર પ્રતિબોધી ઓશવાલ શ્રાવક કર્યા, તેમજ ગુજરાતમા ઉનાવા ગામમા વૈષ્ણુવ સોની વાણીઆને ચમત્કાર દેખાડી શ્રાવકો કર્યા તે હજુ મોજુદ છે. વળી બીજા અનેક ગામોના શ્રાવકો માહેશ્વરી થયેલા તેમને પ્રતિબોધી ફરી શ્રાવકો બનાવ્યા હતા.

૮. આગમ છત્રીશી.

આદિ—

સુહ ગુરૂચરણુ કમલ પ્રણુમેસુ, પ્રવચન ગુણુહ કેવિ કહેસુ,
શ્રુત બીજક જોઇ જાણિયે, નામ ગ્રંથ સખ્યા આણિયે. ૧

*　　*　　*　　*

અંતે—

ઇણિપરિ સુવિસાલે પચમ કાલે જે આગમ ગણિ ઉદ્ધરિય,
પુસ્તક લિખિ રાખ્યા જિણુવરે ભાખ્યા ભવિયણુ હિતકારણુ કરિય,
તસુ નામ પભણુ ગુણુઈ પહાણુ બીજક જોઇ સ્મૃતિ ભણિય,
ચિહુંવર છ દિઈ મન આણુ દિઈ, પાસચદ હરષિઈ ભણિય.

—લ. સ. ૧૯૩૧ મિગસર ૬ ધો.

૯. ઉત્તરાધ્યયન છત્રીશી.

૧૦. ગુરૂ છત્રીશી.

આદિ—રિસહ પમુહ જિણુવર ચઉવીસ, વિહરમાણુ તિત્થકર વીસ,
વિહરે દુનિ કોડિ કેવલી, પ્રહ ઊઠી વંદો મન રલી ૧

*　　*　　*　　*

એહવચન સાચા સદ્દવહે, ભવિયણુ આગલિ સાચા કહે,
તે સુહ ગુરૂનો સમરી નામ, પાસચદ નિતુ કરે પ્રણામ. ૩૭

—સં ૧૯૩૧ મિગસર ૬ ભોમ. ધો.

૧૧ સુહપત્તિ છત્રીશી.

૧૨ વિવેક શતક.

૧૩. દૂહા શતક.

આદિ—

જગન્નાથ જગત્રાત, કૃપાસ્પદ કૃપાકર
શરણ્ય ભક્ત સાધાર, શ્રુણુ વિજ્ઞપ્તિકા મમ. ૧

*　　*　　*　　*

૨૪ વંદન દોષ ૩૨ કુલક

આદિ—પ્રણમિ પરમાણુદપય, પરમેશ્વર પહુ પાસ,
કરિ સુગુરૂ વંદણતણો, પરમારથ સુપ્રકાશ ૧

* * * *

અં. બત્રીશમો દોષ એ જાણિ, પરિહર સભલિ પ્રવચન વાણિ,
એ બત્રીશ દોષ ટાલિવા, આવશ્યક નિરતા પાલિવા ૨૭
ઇમ ગુણ વંદણુ જે નર કરે, ભવસાયર તે લિલે તરે,
પાસચંદ હરષિઇ તે કહે, ભણુત ગુણુંત પરમારથ લહે ૨૮

૨૫ ઉપદેશ રહસ્ય ગીત.

૨૬ ૨૪ દંડક ગર્ભિત પાર્શ્વનાથ સ્તવન—

આદિ—

પ્રણમુ પાસનાહ પ્રહિ સમઈ, દરસણિ દહે દુરી ઉપસમઈ,
કરૂ વીનતી બે કર જોડિ, આગનિ ગતિ ભવથિકી વિછોડિ. ૧

* * *

અંતે—

પન્નવણા ભગવતી મઝારિ, બોલ્યુ તિહાએ અદ્ભુત વિચાર,
પાસચંદિ વીનવિઉ પાસ, મુઝ મન વંછિત પૂરૂ આસ. ૨૪
—ઇતિ સ્તવન. ટબાસહિત ૩. આ ક [ પ્ર. કા. ]

૨૭ આરાધના મોટી—( સ ૧૫-૨ માઘ શુદિ ૧૩ )

અંતે—

" પનરહ સય બાણુ વરસિ વિક્રમકાલ વિચારિ,
માઘ શુકિલ તેરસિ દિવસિ પુષ્પ રિખ્ખિ ગુરૂવારિ. ૪૦૫
પાલઈ નિરતી જે જિનઆણુ, તે પામઈ વંછિત કલ્યાણુ,
પભણુઈ સાહુરયણ ગુરૂસીસ, પાસચંદ સૂરિંદ મનિ ધરી જગીસ ૨૧૩

૨૮. આરાધના નાની

અંતે—

વિહરમાણુ જગિ દીપતા, પાસચંદ ઉવઝાય,
કીધી સિરિ આરાધના, સમરંમિ ન મનિ ભાય ૪૦

૩૩. નિશ્ચયવ્યવહાર સ્ત૦—વીકાનેરમા

આદિ—વિક્રમનગરે પુરવર પ્રાસાદિ, જન ગુણ ગાવે મધુરે સાદિ,
ચઉવીસ વટે જિણુવર ચઉવીસ, વંદિસુ પૂરિ સુમનહ જગીસ ૧

* * * *

અંતે—

ઇમ નિશ્ચે વ્યવહારે સુત અનુસારે એ દેખાડિ વાનગીય,
એ નિરતા કરીયે હિયડે ધરીયે ઇણિ વવહારે તા લગીય,
જા નાવે કેવલી થાય ન કેવલિ સમરથ પરમારથ લહિય,
જિન આણા પાલો દુર્મતિ ટાલો પાસચંદ હરષે કહિય. ૫૯

* * * *

(૩૪) વીતરાગ સ્તવન—ઢાલ.

આદિ—

ગાથા-વિહિ જિણુ ભુવણુમિ સયા, વિહિ પડિમા વંદણેણુ ભવ્વાણું,
વિહિ પુવ્વ પૂયણેણુ, સમ્મત્ત સુદ્ધ સમુલ્લસઈ ૧

* * * *

ભાષા-જે રાગ રોસ સરસ વસિ વિચિત્ર, તે જાણે પ્રભુ સવિ મુઝ ચરિત્ર,
અ-ઇમ ત્રિજગનાયક સિદ્ધિદાયક તરણુ તારણુ જિણુવરા,
ભવભીડ ભંજણુ મોહગંજણુ દુરિત તમભર દિણુયરા,
ગુણુ તુમ્હ પામી કેમ સામી પાસચંદે ગાઇએ,
ઇક આણુ વહીયે પાર લહીયે, મનહ વંછિય પાઇયે ૪૧

૩૫ ગીતાર્થ પદાવબોધ કુલ.

આ૦ વીર જિણેસર દુપ્પ સહતર, નિરતો વરતે ધર્મ નિરંતર,
તેહ તણો વિછેદ પયપે, આગમ વયણુ થકી નવિ કંપે ૧

અંતે—

ઇમિ આગમ વાણી ભવિયણુ જાણી, સવેગી ગીયત્થ પય,
સૂત્રારથ સાચો સભલિ રાચો, જિણુ ધ્રર્મિ જિમ લહો સુહ. ૩૧

૩૬ રાસ-મતનો પક્ષ મમ મેલ્હજ્યો.

આ સાર વચન જિન ભાસીઇ એ જ મિલી નહી મીલે કોઈ
હિવે વિમાસી જોયજ્યો સોવન પીતલ સમ કિમ હોઈ કે
મતનો પક્ષ મ મેલ્હજ્યો

* * * *

અંત—

પાસચંદ ઇમ વીનવે જિનપ્રતિમા જિનવરની બુદ્ધિ
એક મના થઈ ધ્યાવતાં લહિજે મનવંછિત સિદ્ધિ. મ ૪૩

૩૭-૩૪ અતિશય સ્તo

આ જિન ચઉત્રીસે અતિસય સુવિ ભણ્યા,
ચઉથી આગે શ્રુતમુખિ મે સુણ્યા
તે હિવે કહિશું હરખ હિયે ધરી સ્વામિ પામી જિમ કેવલસિદ્ધિ. ૧

અંતે—

ઇમ ચ્યાર અતિશય જનમ સાથઇ જાવ જીવિય તે રહે
ઇગ્યાર અતિશય કર્મક્ષયથી, સુતી ગીતારથ કહે,
ઉગણીસ સુરકૃત તીસ ચ્યારે એહ સાધારણ ભણ્યા.
સર્વ જિનને ભગતિ ભાવઇ પાસચંદ્રિઇ સંથુણ્યા. ૫

૩૮ વીસ વિહરમાન જિનસ્તુતિ.

આ સ્વામિ વડુ વિહરમાન જિનવર સીમંધર.

અંતે—

પામી રાજ અહવ્વય ધરી, પામી કેવલ નાણ,
પાસચંદ નિત્ય પ્રહ સમે નમુ સુખનો ઠાણ. ૮

૩૯ શાંતિજિન સ્તo

આ જિનેન્દ્ર શાંતિસ્વર પાય લાગુ ઇમ કને સેવી ચત્ત ભાસ

અંતે— ભાસ.

ઇતિ સ્તુતો જગ જીવરા જીવનાધાર,
અનંત સુખા સ્વામી તિ જિનભિવે

૪૦ રૂપકમાલા સં. ૧૫૮૬ રાણકપુરમા

આ૦ આપિઈ આપ સભાલિએ રે જીવડા વિચારિ,
આજ્ઞા જિનની પાલિએ, શિવ સુખની દાતારિ
આતમા સાર સીખ સુણો

અંતે—

રાણિગપુર રલિયામણો, આદીશ્વર જિનરાઉ,
પાસચંદ ઇમ વીનવે પ્રભુ કરિ એહ પસાઉ ૨૮ આ૦
હોજ્યો નારિનિ રાસમય, પરમાનદ ઉલ્હાસ,
ભવિ ભવી મુઝ મન ભમરને તુમ્હ પય કમલિ નિવાસ ૨૯ આ
સવત પનર છયાસીએ, કીધી રૂપકમાલ,
ઉત્તમ તે કંઠિઈ ધરે, જસુ મને સીલ રસાલ ૩૦ આ

૪૧ સઝાય.—

આ૦ દેવ ગુરૂ સઘ કારણ મુનિવર, ચક્રવત્તિ દલ ચૂરે,

* * * *

અંતે—

ભણે પાસચદ તુમ્હે ચારિત્ર લેઇને, પરિગ્રહથી મન ટાલો
અરિહત વચને સાચ પરૂપો, સુધો સજમ પાલોરે —મુનિવર
હિંસા ધર્મ કાંઈ ભાખો ૯.

૪૨ એકાદશવચન દ્વાત્રિંશિકા—ઉપર ન. ૨૨ જુઓ

પ્ર૦ પ્રણમીય સ્વામી વીરજિણંદ, જસુ દસણ હુઈ પરમાણંદ
કહુ સક્ષેપઈ બોલ ઇગ્યાર, વિગતિ સહિત લહિ ગુરૂ આધાર ૧

× × × ×

અંતે— કલશ

સેવા કરિયઈ ભવજલ તરિયઈ ધરિયઈ હિયડઈ ગુરૂ વયણ.
પરમારથ ગ્રહિયઈ શિવસુખ લહીઈ રહિયઈ આદરિ જિનશરણ,
ઇગ્યાર પદારથ ભાખ્યા સમરથ સાંભલિ ભવિયણ સદ્દહિયે,
જે થાઇ ઇક્રચિત્ત પામઇ સમકિત શ્રી પાસચંદ્ર ધણિપરિ કહુએ. ૩૨

—આ ઉપરના સર્વ એક પુસ્તકમાં છે સિ. સં. ૧૬૩૧ પોસ સુદિ ૨ મડવાસરે લિ. [illegible] સરીમળી મારવાડી પા. ૫૪-૧૨ પ્ર૦ (આ નાની નાની ટુંક કૃતિઓ છે તેના રચનાર પરથી [illegible] ગચ્છ નીકળ્યો છે મૂળ તે નાગપુરીય તપગચ્છ કહેવરાવે છે)

---

## ૧૦૯ વિજયદેવસૂરિ* (પાર્શ્વચંદ્ર સિરિના મધુર પુસ્તલ ધિ૦)

### (૧૯૭) શીલ રાસ

* જોધપુર પાસેના રત્નનગરમાં ઓસવાલ વંશીય [illegible] તેની પત્ની ચાંપલદેથી ભરતરાજ નામનો પુત્ર થયો. તેને [illegible] પાર્શ્વચંદ્રે દીક્ષા આપી ભરતરાજને અને [illegible] (જુઓ તે નામના કવિ નં ૧૧૧) ને અરસપરસ સ્નેહ થયો. બંનેએ આગમોનો અભ્યાસ કર્યો ને ન્યાય આદિ તર્કશાસ્ત્રનો અભ્યાસ કરવા દક્ષિણ દેશમાં જવાની ઇચ્છા કરી કોઈ ન જાણે તેમ બંનેએ દક્ષિણમાં વિહાર કર્યો. ત્યાં કોઈ શ્વેતામ્બરાચાર્ય પાસે અભ્યાસ ત્રણ વર્ષ કર્યો. પછી તે ગુરુની રજા લઈ પાછા વળતાં દક્ષિણના વિજયનગરમાં આવી ત્યાંની રાજસભામાં દિગમ્બર પંડિતોને છતી લીધા. ગુરુએ પાસેથી સૂરિમંત્ર લીધેલ હતો, તેથી રાજાએ ઉત્સવ સહિત વિજયદેવ સૂરિ એ નામ ભરતરાજનું રાખી [illegible] પાછી આપી. પછી જોધપુરમાં આવી પાર્શ્વચંદ્ર ઉપાધ્યાયને વંદન કરી તેને સૂરિપદ આપ્યું ત્યાર પછી વિહાર કરતાં ખંભાતમાં આવ્યા ત્યાં રોગ થતાં વિજયદેવસૂરિએ આયુષ્ય પૂર્ણ કર્યું સ્વર્ગવાસ થયાં પહેલાં [illegible] ઋષિને સૂરિમંત્ર આપી તેમનું વિનયદેવસૂરિ એ નામ રાખ્યું ત્યાર પછી વિનયદેવ સૂરિએ સં ૧૬૦૨ માં સુધર્મ ગચ્છ એ નામ રાખી જુદોગચ્છ કર્યો. વધુ માટે જુઓ મનજીઋષિ કૃત વિનયદેવ સૂરિ રાસ. જૈ. ૨૮. સપ્ટે આમ ૩

આદિ—

પહિલઉં પ્રણામ કરઉં જિનરાય,લાગુઉ ગોતમ ગણધર પાય,
સદ્‌ગુરૂ વાણી વલી સાંભલઉ, ભૂલઉ અક્ષર આણિજ્યો ઠાઈ
રાસ ભણિસુ રલિયામણુઉ, જે સુણ્યા સીલ હિયડઈ થિર થાઈ
કોકિલા જિમ કલિરવિ કરઈ, માસ વસંત જિમ અંબ પસાઈ કિ.
કઈ શીલ અખંડિત સેવજ્યો ૧

* * * *

અંતે—

હિવઈ શ્રી પુજ્ય પાસચંદ તણઉ સુપસાઉ, સીસ ધરઇ નિજ નિરમલ ભાઉ,
નયર જાલોરહ જાગતઉ હિવિ નેમિ નમઉ નિતુ બે કરજોડિ,
વીનતી એ હા જિન વીનવઉં સ્વામિ ઇક ખિણિ અમ્હ મનથી નવિ છોડિ
સીલ સંવાતઈ પ્રીતડી હિવઈ ઉત્તરાધ્યયન બાવીસમઉ જોઇ,
વલીય અનેરા ગ્રંથથી અરથ આજ્ઞા વિના જિ કહ્યઉ હોઈ,
વિફલ હોજ્યો મુઝ પાતક સોઈ જે જિનભાખ્યઉ તે સહી
સ્વામી દુરિત નઈ કષ્ટ હરઉ દૂરિ, વેગિ મનોરથ માહારા પૂરિ,
આણુસ્યઉં સંજમ આપિયો હિવઈ વિનવઇ ઇમ શ્રી વિજયદેવ સૂરિ કિ૦
૮૦ સીલ૦

—શ્લોક ૨૭૦ સાધ્વી હરષા વાચનાર્થં શ્રી જૂની પ્રત પા ૯-
૧૧ ક મુ

—લ સં. ૧૬૫૭ પા ૧૨ માણેક

—લ સ ૧૬૬૯. હિહિમાહિત્યના સન ૧૯૦૦ ની ખોજનો
રીપોર્ટ નં ૯૧ ).

—સં ૧૭૩૫ જેઠવદિ ૪ લિ. ૧૫-૯ મા

—લિ૦ ઋ. ડુંગરસી ગિ લાલચંદ્રેણ સાધ્વી જિઉજી પઠનાર્થં
સં ૧૭૬૬ લૂણકરણસર મધ્યે (-૧૧ ઘો)

—લિ. ઋ ઠાકુરજી તસ્ય શિષ્ય ઋ. આસકરણ સ્વપઠનાર્થં ૮-૧૪
સી. ૧૦-૧૧ બાલ૦; ખ. ૧; વિ ધ (નાના ચોપડામાં)

શ્રી પાસચંદસૂરિંદ સીસઈ સમરસિંઘ સવચ્છરઈ,
માઘ માસિઈ શુક્લિ આઠમિ સોલસઈઠતુતરઈ. ૧૩

શાંતિજિન સ્તo

ચતુર્વિંશતિ જિન નમસ્કાર. સ ૧૫૮૮

વસુ વસુ બાન પરમ જુગ્યાન તપો અભિધાન વૃદ્ધિ દિન માસે,
જિના ચોવીસ જગત્રય ઇસ શુણ્યા સજગીમ સમર સુલ્લાસે. ૨૫

(૯) બ્રહ્મચારી—તેમા બ્રહ્મચર્યના ગુણનુ વર્ણન છે. કડી ૯૪ અને શ્લો. ૧૧૫ છે. —હાલાભાઇ ભ. પાટણ

આદિ—

ગોયમ ગણહર પાય પ્રણમી કરી,
બ્રહ્મવ્રત થુણસિ ઉં હરપ હીઈ ધરી,
સૂધુ પાલી ભવસાગર તરી,
પ્રીણી પામઇ પામિસિ શિવપુરી. ૧

* * * *

અંતે—

એકેક ઇંદ્રી વસિઈ આઠઇ કર્મ અધિ સુદઢ કરઇ,
અનાદિ અનઈ અનત ચઉત્રઈ કાલ અનતુ સચરઇ,
શ્રી પાસચદ સૂરીંદ સીસો સમરસિંઘ ઇમ ઉચ્ચરઇ,
ઇંદ્રી તણઉ જે કરઇ સવર હેલા શિવરમણી વરઈ. ૯૪

—પ્ર કા.

(૧૦) ઉપદેશસાર રત્નકોશ–૧૧ બોલ સઝાય.

આદિ—

તિથકર ચઉવીસહઉ, વદુ સુગુરૂ સુસાધુ
પ્રવચન જે સૂધો કહે, ષટ જીવ વીરાબાધ. ૧

× × × ×

અંતે—

ઇગ્યાર પદ એ સત્ર સામિઈ, સુગુરૂ મુખી અવધારિયે
આરોપપદ મન વશ કરીઈ આણી હેત વારિયે
એમ વસ્તુ સ્વરૂપ જાણી ધમ્મસ્યુ મન રાખિયે,
સુરીંદ શ્રી પાસચંદ સીસિઈ બ્રહ્મરિસિ એમ ભાખિયે. ૫૧

—પ્રા

## ૧૧૧ બ્રહ્મમુનિ+—વિનયદેવસૂરિ પાર્શ્વચંદ્ર સૂરિ શિષ્ય

+ બ્રહ્મ—જન્મ સં. ૧૫૬૮ ના માગશર શુ ૧૫ ગુરૂને દિને માલવાના આજણોઠ ગામમાં સોલંકી રાજા જયરાજ પિતા અને સીતાદેમાતાને ત્યાં, નામ બ્રહ્મકુંવર. તે અને તેના મોટા ભાઈ ધનરાજ દ્વારકાની યાત્રાએ સં. ૧૫૭૧ માં ગયા ને ત્યાંથી ગિરનાર ગયા ત્યાં આંચલિક રંગમંડણ ઋષિએ બન્નેને દીક્ષા આપી દીધી. પાર્શ્વચંદ્રના ગુરૂ સાધુરત્નના ગુરૂ પુણ્યરત્ન પાસે બ્રહ્મઋષિએ દીક્ષા લીધી. તે બ્રહ્મઋષિ અને ધનઋષિનો મેળાપ પાટણમાં થયો. પછી ધનઋષિ, બ્રહ્મઋષિ અને બ્રહ્મરાજ ઋષિએ દક્ષિણમાં અભ્યાસ કર્યો. ત્યાંથી વિજયનગર ગયા. ત્યાં દિગંબરોને વાદમાં જીત્યા. ને તે વખતે રાજાએ બ્રહ્મરાજને વિજયદેવસૂરિનું નામ તથા પદ આપ્યાં. વિજયદેવે પાર્શ્વચંદ્રને સૂરિપદ આપ્યું. વિજયદેવે બ્રહ્મઋષિને સૂરિપદ આપી વિનયદેવસૂરિ નામ આપ્યું. આ વિનયદેવ સૂરિએ સુધર્મગચ્છ એ નામથી જુદી સામાચારી સં. ૧૬૦૨ ના વૈ. શુ. ૩ ને દિને બુરહાનપુરમાં આચરી. ચાતુર્માસની પાખી કરવાનું ઉદયાત તિથિ ત્યાગવાનું અને પાખી તથા ચોમાસું જુદું કરવાનું સર્વ વિરૂદ્ધ જાહેર કર્યું કરવા એ છતાએ રોગ આવ્યો. અમદાવાદ, ને ત્યાંથી ખંભાત, પાટણ. પછી અમદાવાદમાં વિજયગચ્છના ક્ષમાસાગર સૂરિ આ સામાચારીમાં આવ્યા. સં. ૧૬૩૬ રનિર, બુરહાનપુર શ્રીપુર, અંતરીક્ષ પાર્શ્વનાથ, બુરહાનપુર, મોરસદ, ખંભાત પાસે કંસારી, ખંભાત—એમ વિહાર કર્યો. બુરહાનપુરમાં સં. ૧૬૪૬ સ્વર્ગવાસ. તેના શિષ્ય વિનયકીર્તિસૂરિ નામના હતા. સં. ૧૬૪૬ માંજ મનજીઋષિએ વિનયદેવસૂરિ રાસ રચ્યો તેમાંથી આ હકીકત લીધી છે જુઓ આરેચુમો. જૈ. સા. સં. ભાગ ૩

**(૧૯૫) ચાર પ્રત્યેક બુદ્ધિ ચોપઈ.** સ. ૧૫૯૭

આદિ—જિણુ ચઉવીસઈ પઈકમલ, મનિ ધરિ હર્ષ નમેસુ,
સુગુરૂ વચન સુભ મત્ર જિ હીયડામાહિ ધરેસુ ૧
મુનિવર જે જગ જાણીઈ, પ્રત્યય દેખી બુદ્ધ,
મન આણુદઈ વદિ કરિ, કહિસ્યઉં તાસ પ્રબધ ૨
જોઈ અસખ ઇણે પરિ થયા, તઉ પુણુ એ મુન ચ્યારિ,
ચવણુ દીખ કેવલ મુગતિ, સાથિ લહઇ સુવિચાર. ૩

અંતે—

સાસણુ દેવત આપઇ લગ, સજમ પાલઇ રિષિ,
તે મુનિવર નઉ મનિ ધરિનામ હર્ષઈ બ્રહ્મકિ કરઈ પ્રણામ. ૬૮

( ગાથા × ) —કરકુડુ ચરિત્ર

—દુમુહ ચરિત્ર વગેરે

છેલ્લે

રતનાકર ગ્રહ સખ વરીસ, સમતિ ચદ સવતઇ જગીશ
પ્રત્યય બુદ્ધ તણુઉ એ ચરી, ભાવિઉ મન આણુદઇ ૭
સુધાસુધ જસ જગત્ર વિખ્યાત, વેલ તાત વિમલાદે માત,
શ્રી **પાસચદ** ગુરૂ સુગુણુ પ્રધાન, તસુ પય સેવ કરઉં તિ જમાન ૮
ઉતરાધ્યયન સખેપઈ કહિઉં, વૃત્તિમાથી વિસ્તર લહાઉ,
તેહથી બોલ્યઉ એ ઉદ્ધાર, ભણુતા લાભઇ શુદ્ધ વિચાર ૯
જિન ભાવિતથી કહિઉં વિરૂદ્ધ, પડિત જન તે કરજ્યો સુદ્ધ,
અમમિલતઉ કરઉ પ્રમાણુ, કરજોડી વીનવઇ સુજાણિ— ૧૦
મેરૂ મહીમડલિ થિર રહઈ, સૂરિજ જાસ ગઇણિઈ વહઈ
ચિહદિસિ રત્નાકર જલે ભર્યા, મિહુ પાસઈ જગતી પરવર્યા ૧૧
જા જગિ જિણુસામણુ થિર થાઈ, તા એ ભણુતા ચિત્ત સુહાઈ,
પ્રામીજઈ સિવ સુખ સપદા, **પાસનાહ** સુપમાઇ સદા. ૧૨

૯ —૧૬—૧૪ ધો અશુદ્ધ પ્રત

વીણાપુસ્તકધારિણી, સમરૂ સરસ્વત માય,
મૂરખને પંડિત કરે, કાલિદાસ કવિરાય. ૩
પ્રણમો ગુરૂ માતા પિતા, જ્ઞાન દૃષ્ટિ દાતાર,
કીડીથી કુંજર કરે, એ મોટો ઉપગાર. ૪
ગારૂડ ફણીની મણિ ગ્રહે, તે જિમ મંત્ર પ્રભાવ,
તિમ મહિમા મુઝ ગુરૂ તણો, ૬ મતિ મૂઢ સ્વભાવ. ૫
મુઝને સુમતિ જગાઇયો, ઉઠ ઉઠ રે ઊઠ
ગુન વરણવિ ગુરૂવા તણા, દૂ તુઝ પૂરસો પૂઠ. ૬
તિણ મુઝ ઉદ્યમ ઊપનો, પપીને જિમ પપ,
એક લાભ વલિ કહે સુમતિ, દૂધ ભર્યો વલિ શાન. ૭
કરકંડુ રાજા દુમુખ નમિ ને નિગ્ગઇ સુદ્ધ,
ધ્રણ નામે ઉત્તમ હવા, ચારે પ્રત્યેકબુદ્ધ ૮
ચારિ તી આચારે ચતુર, મોટા સાધુ મહંત,
ચિદ્ પડે કહો ચરિત દૂ, જિમ પામ્યુ ભવ અંત ૯
ચાર ખંડ એ ચઉપઈ ચિહું ખંડે પરિસિદ્ધ,
પ્રથમ ખંડ કરકંડુનો સાંભલો મને વિસુદ્ધ. ૧૦

× × ×

**અંત-પ્રથમખંડ.** ઢાલ ૧૦ રાગ ધન્યાસરી.

ઇમ વૃષભથી પ્રતિબુઝ્યો. વલિ કીધો મસ્તકિ લોચ,
રાજરિદ્ધિ તૃણ જિમ પરહરી, અતિ ભલો એહ આલોચ, ૧
—મુનિવર વંદીયેરે કરકંડુ સાધુ સુબુદ્ધ, પહલો પ્રત્યેકબુદ્ધ—મુનિ૦
કુલપડઉ કીધો મુહપતી દેવતા દીધો વેસ,
વયરાગે સંયમ આદર્યો ધર્મ ભવક જનનઇ ઉપદેસ. મુ. ૨
કરકંડુના કેતા કહ્ એકે જીભે ગુણ વખાન,
એકઠા ચ્યારે થાઇસ્યઇ, એહ ખંડ ચઉથે જાન. મુ. ૩
ગચ્છ વડા ખરતર ગુરૂ વડા, જિનચંદ જુગપરધાન,
જિનસિંહ સૂરિ સુજસ ઘણું, જસ દીયો અકબર માન. મુ. ૪



ઢાલ ૧૭ રાગ ધન્યાની બગી બજાવે વનાં એ ઢાલ.

મુનિવર પાય નમુ, નમિરાજ રિષિરાય,
નમિરાજા સંજમ લીયો, ચઢતે મન પરમાણુ મુ૦
ચઉથ પડ ચિહું સાધના, ગુણ ગાયસિ અભિરામ. ૧
ઈંદ્રિ પ્રમસા ઇમ સુણી, કીયો નહિ અહંકાર
ત્રીજે પ્રત્યેકબુદ્ધએ, ક્રમ ક્રગ કરે વિહાર. ૨
વિમલનાથ પરસાદથી, શ્રી ઉગ્રસેનપુરમાહિ, મુ૦
ગરૂયો ગચ્છ ખરતરતણો, દિન દિન અધિક ઉછાહ. ૩ મુ
યુગપ્રધાન ગુરૂરાજીયા, શ્રી જિનચંદ મુનિંદ,
સકલચંદ સુપસાઉલૈ, મુઝમન પરમાનંદ. ૪ મુ.
ત્રીજો પડ પૂરો થયો, નમિ રાજા અધિકાર,
સતરમી ઢાલ સુહામણી, સમયસુંદર સુખકાર. ૫ મુ

—નમિ રાજાધિકાર તૃતીયપડ સંપૂર્ણ સર્વ ગાથા ૩૩૩

(પ્રત મ. ૧૮૭૯ ની માથી) (નમિરામ ૧૮-૨૧ વિ. ધ.)

ઢાલસુતા આઠમી. ગુ૦ ત્રુટઇ કરમની કોડિ, સાધુ ગુણ ગુરૂવારે
ચરણ નમઇ ચિહું સાધના, ગુ૦ સમયસુન્દર કરજોડિ. સા૦ ૨૫

ઢાલ નવમી. રિષભપ્રભુ પૂજિઇ એ એહની.

કરકંડુ ૧ દુમુહ ૨ નમીએ ૩, નગ્ગય ૪ નામ પ્રસિદ્ધ,
મહામુનિ ગાઇએ એ
ચિહુ ખડે કરિ વર્ણવ્યા એ, ચ્યારે પ્રત્યેકબુદ્ધ • મહામુનિ૦ ૧
ગાતા પરમાણંદ, મુગતિ સુખ પાઇય એ-પામીએ એ—આંકણી.
ચ્યારે ચઉગતિ દુખ હરઇએ, તારણ તરણ સમત્થ—મ૦
નામ જપતા જેહનઉનો એ, જનમ જપતા જેહનઉએ,
જનમ હુયઇ (હોવે) સુકયત્થ-૨ મ૦ ૨
સોલસઇ પાંસઠિ સમઇએ, જેઠ પૂનિમ દિન સાર, મ૦
ચઉથઉ ખંડ પૂરઉ થયઉએ, આગરા નયરમઝાર. મ૦ ૩
વિમલનાથ સુપસાઉલઇએ, સાંનિધિ કુશલસૂરિંદ, મ૦
ચ્યારે ખડ પૂરા થયા એ, પામ્યઉ પરમાણંદ. મ૦ ૪

દેસ પ્રદેસે દીપતા એ નાગડમોત્ર કુમાર, મ૦
શ્રી સંઘ ભાસ્કરરેખા એ હર્ષવંત પરિવાર મ ૫
ઉપાશ્રય કુળે ભલા એ સપ્તગ્રામ સુવિચાર, મ૦
વૈભવસૂરિ આખંડ કરીએ કીયઉ મહ અપાર મ૦ ૬
શ્રી ખરતર ગચ્છ રાજીઓ એ યુગપ્રધાન જિણચંદ. મ૦
શ્રી જિનસિંઘ સૂરીસરએ મિર પ્રતપઉ રવિચંદ મ ૭
પ્રથમ શિષ્ય શ્રી પૂજ્યનઉ એ સકલચંદ મુનિંદ મ૦
તાસ સીસ વાચક ભલઉ એ સમયસુંદર આણંદ. મ૦ ૮
ચ્યારે પ્રત્યેકબુદ્ધના એ એ ચ્યારિ હા ખંડ મ૦
ચ્યારે ખંડ વિસ્તરઉએ જા રવિતેજ અખંડ. મ ૯
સાંભળતાં સુખસંપદા એ ભણતાં અધિક ઉલ્લાસ, મ
દિન દિન સંઘ ઉદય ઘણુઉ એ આનંદલીલ વિલાસ. મ ૧૪

ઇતિશ્રી પ્રત્યેક પ્રબંધન ભાષ પ્રત્યેક બુદ્ધ ચતુર્થ ખંડ સંપૂર્ણ. ચતુર્ભિ ખંડૈ સર્વ ઢાલ ૪૫ સર્વ ગાથા ૮૬૨ સર્વ ગ્રંથાગ્રંથ શ્લોક ૧૧૨ સંવત્ ૧૭૧૨ વર્ષે માગસિર વદિ ૫ દિને સોમવારે શ્રી બૃહદ્ ખરતરગચ્છે શ્રી જિનરાજ સૂરિશિ. શિષ્ય માનવિજય લિખિતં શ્રી દ્રવ્યપુર મધ્યે શ્રીપીરુત્ત શ્રીરસ્તુ કલ્યાણમસ્તુ. ઘણી જૂની પ્રત કરેલી. ૨. એ. પાઠશાળા ભા. ન. ડેલા. ડે. ભા.

—સં ૧૮૫૪ ફાગુણ સુદિ ૧ શનિવાસરે, લિખતમ ગુંસાઈ ભગરામ ધાનાર્થ સચાનંદ દુગડ ઓસવાલ કુલે શુભભવતિ.
(ડે લા એક નાનો ઓખરો.)

—સંવત ૧૭૭ વર્ષે મિતી કાર્તી સુદિ ૭ દિને ૫ સમયધીર મણિ લિખિત શ્રી દરદેસર ગામ મધ્યે પા. ૨૨-૧૭ ભા. ક.

—ઇતિશ્રી નમાઈ મહામુનિ સંબંધ સંપૂર્ણ સર્વગાથા ૨૨૫ ચતુર્થ પ્રત્યેકબુદ્ધ-સર્વ ગ્રંથાગ્રંથ ૧૨ સં ૧૭૭૧ વર્ષે મિત-વદિ ૫ સનૈવારે-લિ. ૫ ધનછોરુ ૨૬-૧૬ ગરીબાપર ।
—૩ -૧૫ લીં. ૩૦-૧૫ અનંત.

(૩૫૬) મૃગાવતી ચોપાઇ સ. ૧૬૬૮

આદિ—

સમરૂં સરસતિ સામિની, પ્રણમુ સદગુરૂ પાય,
બે કરજોડી વીનવું, માગુ એક પસાય ૧
સરસ વચન દીઉ સરસતિ, સુણતા અમીય રસાણ,
સદગુરૂ પણિ સાનિધિ કરો, નિરમલ દિઉ મુજ ન્યાન. ૨
સાંબ પ્રજૂનની ચોપઇ, પ્રત્યેકબુદ્ધ વખાણુ,
જિમ પરમાણઈ ચાડીયા, તિમ ચાડો પરમાણુ ૩
દાન સીલ તપ ભાવના, ચ્યારે ધરમ પ્રધાન,
સીલ સરીખો કો નહી, ઇમિ બોલઇ બ્રધમાન ૪
કનકકોડિ કો દાન દિઇ, કનક તણો જિનગેહ,
સીલ અધિક એ બિહુ થકી, ઇહા કો નહીં સદેહ. ૫
સહસ ચઉરાસી સાધુનઈ, પડિલાભ્યા ફલ જેહ,
સુકલ કસિણ પખિ દંપતિ, જીમાડયા ફલ તેહ. ૬
ચઉચઠિ ઇંદ્રિ સેવા કરઇ, જે પાલઈ સુધ સીલ,
ઇહિ ભવિ પૂજા ફલ લહઇ, પરભવિ પામઈ લીલ. ૭
પ્રહ ઊઠી સહુ કો જપઇ, સીલવતના નામ,
બ્રાહ્મી ચંદનબાલિકા, ઇત્યાદિક અભિરામ ૮
તેણુઇ કારણિ ભગતિ ભણુ, મૃગાવતી ચરિત્ર,
સાવધાન થઈ સાંભલો, જનમ કરઉ સુપવિત્ર. ૯

× × × ×

ઢાલ ૧૩—ઇતિશ્રી મૃગાવતી ચરિત્રે બારડપખી સહરણ, તાપસાશ્રમ ૧૪ વર્ષ નિવાસ, કોસબી નગરી સમાગમ વર્ણનો નામ પ્રથમ ખડ સપૂર્ણ

શ્રી જિનકુસલ સૂરીસર, સુણિ મોરી અરદાસ,
મુઝનઈ આલસ ઉપજઇ, મતિ પણિ નહીં પ્રકાસ. ૧

સાવધાન થઇ સાંભલો, કહું ત્રીજો હવઇ ખંડ,
પીરૂખંડ ધૃતપિણ મિલ્યા, રસ ઉપજઇ પ્રચંડ. ૪
રાગ ધન્યાસી સાતિજિન ભામણઇ જાઉં એ દેશી
'મૃગાવતી રાણી ગુણ ગાયા . ..

* * *

સહર વડા મુલતાણ વિસેષા, કાન સુણ્યા અબ દેખ્યા એ, ૮૦
સુમતિનાથ શ્રી પાસ જિણંદા, મૂલનાયક સુખકંદા એ મૃ ૮૨
ખરતર સંઘ ભલા મુલતાની, નગર મુખ્ય દીવાણી એ
સિંધુ શ્રાવક મહા સોભાગી, ગુરૂગચ્છકેરા અતુ રાગી એ મૃ ૮૩
જાણ શ્રાવક તે જેસલમેરા, મરમ લહઇ ધર્મકેરા, એ
કરમચંદ રીહડ જાણીતા સાહ વસઇ સુવિદીતા એ મૃ ૮૪
સંધિપૂરવ મરૂધર ગુજરાતી, ઢાલ નવીનવ ભાતી એ,
ચતુર વિચક્ષણ તુમ્હે હોઈ, ઢાલ મ ભાગજ્યો કોઈ એ મૃ. ૮૫
ભાગી ચૂડિમઇ નહી સકારા, ત્રુટિ લટિમઈ જયુ હારા એ.
બાગઇ મનિ ન સોહઇ વયરાગી, તિમ ન સોહઈ ઢાલ ભાગી એ. મૃ. ૮૬
કનકમુદ્રડી નગ વિહુણી, રસવતી જેમ અલૂણી એ,'
કંતવિના જિમ નારિ વિરંગી, રાગવિણ ઢાલ ન ચંગી એ મૃ ૮૭
મીઠી ઢાલ રાગસિઉ મેલી, જિમ મિશ્રી દૂધ ભેલી એ,
તેહ ભણી ઢાલ રાગમિઉ કહયો, ચતુર તુમ્હે જસ લેયો એ. મૃ ૮૮

* * * *

અંતે—

બારમી ઢાલ ખંડ ત્રીજાની, સમયસુંદર મનિમાની એ. ૨૧ મૃ.
શ્રી ખરતર ગચ્છમય દિણંદા, યુગપ્રધાન જિનચંદ એ, ૨૨ (૮૯)
શ્રી જિનસિંઘ સૂરિ સોભાગી, પુણ્યદશા જસુ જાગી એ. ૨૩
પ્રથમ શિષ્ય શ્રી પૂજ્યા કેરા, સકલચંદ ગુરૂ મેરા એ, ૨૪ (૯૦)
તસુ પ્રસાદિ થયા ગ્રંથ પૂરા, પ્રગટ્યા સુજસ પડૂરા એ. ૨૫

સોલસઇ અડ સઠ વરસે, હુઇ અભ્યાસ પણે ઠરો રે. ૨૬ (૪૧)
મૃગાવતી ચરણ સદા સિદ્ધું ખરૂં પણે આનંદ પામે રે. ૨૭
મોહનવેલિ ચરિત્ર સુણતાં ભણતાં નવ નિધિ સંપજતાં રે. ૨૮ (૪૨)
સમયસુંદર કહઇ એમ આસીસા રિદ્ધિ વૃદ્ધિ સુજગીસા રે. ૨૯ (૪૩)

સર્વગાથા ૨૧૧ ઇતિ મૃગાવતી ચરિત્રે ચતુ. પ્રદ્યોતન વધપ્રસંગ, શ્રી વીરાગમન, મૃગાવતી દીક્ષા ઉદયન રાજ્યાભિષેક, મૃગાવતી ચંદના કેવલોત્પત્તિ. તન્નિર્વાણ વર્ણનો નામ તૃતીયખંડ સંપૂર્ણ ઢાલ ૧૨ ગાથા ૨૧૧ પહેલામાં ૧૩ ઢાલ, ગાથા ૨૫૬ બીજામાં પણ ૨૫૬ ગાથા ને ઢાલ ૧૩ ત્રીજામાં ઢાલ ૧૨ ગાથા ૨૧૧ સર્વ મળી ગાથા ૭૨૪ ઢાલ ૩૮—લી. સં. ૧૬૫૮ । ૨૫ પ ૧૫. સુ. વિ. (કે. રત્ન. જૈ. સ. લી.)

[ પ્રતિ શ્રી મૃગાવતી ચોપાઈ સંપૂર્ણ સર્વ ખંડ ૩ ઢાલ ૩૮ ગાથા ૮૫૫ સર્વ શ્લોક ૧૧૧૦ સં. ૧૭૧૫ વર્ષે તિ ભાદ્ર શ્રી આગ રશ્મિ મધ્યે ગણિ વિનીતકુશલ લખિત શ્રીરસ્તુ ભાવ. પ ૨૧ પ ૧૫)
—સં. ૧૭૦૬ આ. વ. ૮ ગુરૌ લિ. વીરમગામ મધ્યે. ૩૦–૧૨

આ.–ક.

—સં. ૧૮૭૧ પો. સુ. ૭
—સં. ૧૬૯૫ વર્ષે આશ્વિન સુદિ ૩ દિને ભટ્ટારક શ્રી ખરતર ગચ્છે । શ્રી યુગપ્રધાન જિનસિંહસૂરિ પ. શ્રી લબ્ધિવર્ધન મુનિ । તત્ શિષ્ય દા । વા. શ્રી હેમ કીર્તિ ઉપાધ્યાય શ્રી ૫ વિવેક તત્શિષ્ય માનકીર્તિ લિખિત—(વિ. ધ. ભ. ધાર) —૩૧–૧૨ જૂની પ્રત. અનંત.

—સંવત ૧૬૭૮ વર્ષે ભાદ્રવા માસે કૃષ્ણપક્ષે ત્રયોદશ્યાં તિથૌ શનિવાસરે શ્રી પૂર્ણિમાપક્ષે પ્રધાન શાખાયાં શ્રી શ્રી શ્રી ભટ્ટારક શ્રી શ્રી શ્રી પૂજ્ય શ્રી ૫ વિદ્યાસાગરસૂરિ શિષ્ય લાલજી લિખિત નેમાવાડા મધ્યે લિખિત શ્રીરસ્તુ—કલ્યાણમસ્તુ દીર્ઘાયુ ભવતુ લખાક પાઠકયો.—૧૩–૧૭ મારી પાસે છે આ પ્રત કવિના સમયમાં લખાયેલી છે

(૩૫૭) પ્રિયમેલક (સિંહલસુત) રાસ. સ. ૧૬૭૨ મેડતામાં.

આદિ— દુહા-સોરઠીય.

પ્રણમુ સદગુરૂ પાય, સમરૂ સરસ્વતી સામિણી,
દાન ધરમ દીપાય, કહિસિ કથા કૌતુકભણી. ૧
ધર્મ્મ માહિ પ્રધાન, દેતા રૂડા દાસિયૈ,
દીધઉ વરસી દાન, અરિહંત દીક્ષા અવસરે. ૨
ઉત્તમ પાત્રનો એહ, સાધુને દીજે સૂઝતો,
લહિયૈ લછિ અછેહ, અઢલક દાન જો દીજીએ. ૪
અતિ મીઠા આહાર. સખરા દેજ્યો સાધુને,
સુખ લહિસ્યો શ્રીકાર, ફલ બીજા સરિખા ફલૈ. ૫
પૃથ્વીમાહિ પ્રસિદ્ધ. સુણિયૈ દાનકથા સદા,
પ્રિયમેલકઅ પ્રસિદ્ધ, સરસ ઘણું સંબધછઈ. ૬
સુણો મિલ્યો જો સચ, એ સુણતા જે ઉંઘસ્યઇ,
ઉ માણુસં અગલિચ, કે મુઝ બચનકો રસ નહિ. ૭

આ રાસની ઢાલો—(જુની પ્રતમાથી) ૧ રાગ રામગરી-નયર દ્વારામતિ કૃષ્ણુ નરેશ. ૨ પાઇલરી—અથવા કરેરે વિલાપ મૃગાવતી, રાય કોય છોડાવે-૩ વાલુરે સવાયો વયર હું માહરૂ જી-મૃગાવતીની ચોપઇની ઢાલ ૪ રાગ આસાઉરી સહજિઈ છેહડો દરજણિ સહજિઈ તેહડો બાલારે ભર જોબનમાતી-એહની ઢાલ ૫ અલએલાની. ૬ રાગ વઇરાડી. જલાલીયાની ઢાલ ૭ સીમંધર સ્વામી ઉપદિસે. અથવા મે વઇરાગી સગ્રહ્યો. ૯ સોહલાની રાગ મલ્હાર ૧૦ રાગ દેશાખ. ૧૧ રાગ મેવાડો ધન્યાસી.

અંતે—

ઢાલ ૧૧ મદનમિ વાસો માહવ માહિઓ રે-એ દેશી.

રાગ ધન્યાસી.

દાન સુપાત્રિ શ્રાવક દીજીઇરે દાને દોલતી હોઇ,
ઠીધારી દેઉલ ચઢિગે સાચ કહિ સહુ કોઈ. દાન. ૨૪

સંવત સોલ બહુત્તરિ, મેડતા નયર મઝારિ,
પ્રિયમેલક વીરચ ચોપઇ કીધી ધન અધિકાર. ધન. ૨૫
કમરો માતા દીતકારે ઉષેમશમેરિ જાયો
મ્હુરે જેસલી રિખિમે ચોપઇ મુઝ આમદ મૂલતાન. ધન. ૨૬
ખંભિ ચોપઈ ભેદ વિશેસની, સમ્વટ સર્વાવ વામિ
બીજા ચોપઈ બહુ દેખજોરે નહિ સમવટનો કામ. ધન. ૨૭
શ્રી ખરતર ગચ્છ સોહાતનાં શ્રી જિનચંદ સૂરીસ
સકલચંદ સદ્ગુરુ દીપતારે સમયસુંદર તસુ સીસ. ધન. ૨૮
જયવંતા ગુરુ રાજિયારે શ્રી જિનસિંહ સૂરિરાય
સમયસુંદર તસુ સાંનિધિ કરીરે ઇમ પભણિ ઉવઝાય. ધન. ૨૯
ભણતાં ગુણતાં ભાવસુંરે સાંભલતાં ચિત્તવિનોદ,
સમયસુંદર કહિ સાંભલિજ્યો રે પુણ્યે અધિક પ્રમોદ. ધન. ૩

—સં ૧૭૮૫ પ્ર. ક્ર કે. ભ્રમ.

—સ ૧૬૯૭ વર્ષે ફાગુણ માસે કૃષ્ણપક્ષે દ્વાદસિ ગુરુવાસરે લખિત સૌભાગ્યવિજયેન ૮-૧૫ વિ. ધ.

—સ ૧૭ ૧ વર્ષે આશ્વિન માસે તૃતીયા ભૌમવાસરે પં લબ્ધિવિજય ગણિશ્રી વીરવિજય તત્ શિષ્ય મુ. ક્ષમાવિજય લપીકૃત શ્રી શામળ પાર્શ્વનાથ પ્રસાદાત્ ૫-૧૫ પાલનપુર ભ

—સ ૧૭૪૪ વર્ષે માહ શુદિ ૫ દિને લિ ગણિ કુશલવિજયેન શ્રી જિહાનાબાદ નગર મધ્યે સાધ્વી વાચનાર્થ ૧૭-૧૧ પે.

—સ ૧૮ ૩ જ્યેષ્ઠ વદિ ૨ સાધ્વી મહુકોર પઠનાર્થ ૧૩-૧૧ પે.

—૧૧-૧૩ મહીધર ભ

—૯-૧૩ સી પત્ર ૧૮૧૮ સી

—૮-૧૨ આગ્રા ભંડાર શહને ઘણી જૂની પ્રત કર્તાની સ્વયં લિખિત જણાય છે

(૩૫૮) પુણ્યસાર ચરિત્ર સ ૧૬૭૩ -વિયા.

(૨૫૯) નલદવદતી રાસ. સ. ૧૬૭૩
આદિ—

સીમધર સામી પ્રમુખ, વિહરમાન જિન વીસ,
અઢી દ્વીપમાહિ સાસતા, જયવત જગદીસ. ૧
કોડિ હોઇ વલી કેવલી, સહસ કોડિ દોઈ સાધુ,
સપ્રતિ સયમ પાલતા, ગુણમણિ સમુદ્ર અગાધ. ૨
આદિનાથ જિન આદિ દે, ચઉવીસઈ જિણચદ,
સહુ દિસઈ બાવન ચતુર, સહુ ગણધર સુખકદ, ૩
જિન ચઉવીસ તણા યતી, લિખ્યા અઠ્ઠાવીસ લાખ,
અઠ્ઠતાલીસ સહસ અધિક, સૂત્ર સિદ્ધાતઇ ભાખ. ૪
ગણધર પહલી ગુથીયા, પૂરવ ચઉદ પ્રધાન,
તેહનો સાર નમોકાર તે, ધરમ સહુ કો ધ્યાન, ૫
એ સહુનઈ પ્રણમી કરી, પ્રણમી સદગુરૂ પાય,
સમરૂ સરસતિ સામિની, પામુ જેમ પસાય. ૬
નલદવદતી નારિના, સરસ ઘણુ સબધ,
છ ખડે કહિસુ છતા, નિરમલ સીલ સુગધ ૭
દવદતી મોટી સતી, નામ થકા નિસ્તારિ,
ખોટ્ટ બઈઅર બાપડી, કા સરજી કિરતાર ? ૮
આકુલ ફુલે ફુટરે, પગે ન પજા હોઇ,
ચપા ફુલ અમૂલ ગુણ, સિર *ચાડઇ સહુ કોઇ ૯
જીભ પવિત્ર કરવા ભણી, કહીસુ સતીચરિત્ર,
શ્રાવક તુમ્હે પણિ સાભળો, હોસિ કાન પવિત્ર. ૧૦
—સ્વયવરા મડપ. વીવાહવર્ણનો નામ પ્રથમ ખડ સપૂર્ણ
—રાજ્યહારણ દવદતી ત્યાગવર્ણનો નામ દ્વિતીય ખડ સપૂર્ણ,—
નલ સ્વરૂપા કરમવતીકલા પ્રગટ, વિપ્રસમાગમન, દવદતીવિરહવિલાપ,
સાર્થ-ક્ષણ રાક્ષસરજન-વર્ણના નામ તૃતીય ખડ સપૂર્ણ

* ચઢાવે.

સિણગાર ધર્મ તણા ધુરંધર, દેવગુરૂ રાગી ઘણુ,
રાયમલ્લ પુત્ર રત્ન અમીપાલ, ખેતસી નેતસી ભણુ.
રાજસી તેજસી ભત્રિજા તિહાંકણિ નનસી આગ્રહ ઘણુ,
ચઉપઈ કીધી સમયસુન્દરિ નલ દવદતી ચરીત સુણ્યું. ૨

સવત સોલ ત્રિહુત્તરે માસ વસત આણંદ,
નગરિ મનોહર મેડતો, જિહા વાસુપૂજ્ય જિણંદ,

વાસુપૂજ્ય તિર્થંકર પ્રસાદિ ગછ ખરતર ગહિગહિ.
ગછરાય યુગપ્રધાન જિણસિઘસૂરિ સદ્ગુરૂ જસ લહઇ,
ઉવઝાય પભણઈ સમયસુન્દર, કીઓ આગ્રહ નેતસી,
છઉપઇ નલ દવદતી કેરી, ચતુર માણસ ચિત્ત વસી. ૩

—ઇતિ શ્રી નલદવદતી શિલોપરિ ચઉપઈ સપુર્ણ ખડ ૬ સર્વ ગાથા ૯૧૩ શ્લોક સખ્યા ૧૩૫૦ ઢાલ ૩૮ (પ્ર૦ કા૦)

(પ્ર શ્રા. વિદ્યા લી પા ૩)

—ઇતિ શ્રી નલ દવદતી સબધે—તાપસદેવકૃત સસમેટી રવર્ણવૃષ્ટિ નલકોશલા પ્રવેશો ઉચ્ચ નલ દવદની દીક્ષા ગ્રહણ, સ્વર્ગપ્રાપ્તિ કનકાવતી મમીપ હસ સમાગમ કન્કવતી વસુદેવ પરિણાયન, ગ્રહવાસ કનકવતી કેવલોત્પત્તિ, નલ આગામી ભર્વાસદ્ધિ ગમન—૮—વર્ણનો નામ ષષ્ટમ ખડ સપૂર્ણ—

પ્રથમ ખડે ઢાલ ૭ ગાથા ૧૭૧ દ્વિતીય ખડે ઢાલ ૫ ગાથા ૧૩૫, તૃતીય ખડે ઢાલ ૪ ગા૦ ૧૩૦ ચતુર્થ ખડે ઢાલ ૬ ગાથા ૧૨૯, પચમ ખડે ઢાલ ૫ ગાથા ૧૭૬ ષષ્ટ ખડે ઢાલ ૧૦ ગા ૨૦૫ સર્વ ગાથા ૯૪૧ ગ્રથાગ્રથ ૧૦૭૫ પડિન શ્રી ૫ શ્રી કીર્ત્તિકુમંસ ગણિ શિષ્ય ગણિ જીનકુશલ લખિન—સાહ માણિક્દાસ તસુ સુત સાહ શ્રી સાતિદાસ વાચનાય. સવત ૧૭૬૬ વર્ષે કાર્તિ માસે કૃષ્ણપક્ષે તિથિ દસમિ દિને ભોમવાસરે લિ પકૃને. (મુનિશ્રી નીતિવિજયજી પાસેની પ્રત.દે.લા)

(૩૬૦) વલ્કલચીરી રાસ. (ચુપઈ) ૧૬૮૧ જેસલમેરમા.

આદિ— દુહા

પ્રણમુ પારસનાથનઇ, પ્રણમુ સહગુરૂ પાય,
સમરૂ માતા સરસતી, સદ્ કરયો સુપસાય ૧
વલકલચીરી કેવલી, મોટઇ સાધ મહત,
ચૂપ કરી કહું ચુપઈ સાભલગો સહૂ સત. ૨
ગુણુ ગિરૂયાના ગાવતા, વલિ સાધના વિશેષ,
ભવમાહિ ભમીઈ નહી, લહિયઈ સુખ અલેખ ૩
મઈ સચ્યમ લીધુ કિમઇ, પણિુ ન પલઇ કરૂં. કેમ,
પાપ ઘણા પોતઈ સહી, અટકલ કીજઈ એમ. ૪
તઉપણિુ ભવ તરિવાભણી, કગિવઉ કોય ઉપાય,
વલકલચીરી વરણુ, જિમ મુઝપાતિક જાય ૫

* * * *

અતે—

જેસલમેરઇ જિનપ્રાસાદ જિહા ઘણારે,
સોમ વસુ સિણગાર ૧૬૮૧ વરસ વખાણીયેરે,
ખરતર ગછ રે બિરદ ખર જગિ જાણીયેરે— ૫
શ્રી જિણચદ સૂરિ રે જુગપ્રધાન જગિ પરગડારે,
રે તાસુ પ્રથમ શિષ્ય તેહ, સકલચદ સુયકરૂરે,
સમયસુદર રે, તાસુ સીસ ગોબાધરૂરે— શ્રી. ૬
રાહડ કુલરે જિહા જિણચદ સૂરિ ઉપનારે હોરે,
તિણુ કુલિ જસુ અવતાર મુલતાણુમા વસઇરે,
સાહ કમચદરે જેસલમેરી સુભ જસઇરે શ્રી ૭
પદ સગવટરે વલકલચીરી ચુપઇરે,
હાં રે કર્મચદ આગ્રહ મઈ કીધ,
આણુદ અતિ ઘણુઇરે, સુખ પામઇરે,
સમયસુદર કહેઇ જે સુણુઇરે. શ્રી ૮

વસ્તુપાલ તેજપાલ પુણ્ય પ્રધાન, જેહને પગ પગ પ્રગટયા નિધાન,
પુન્યથી પામી તેજમ તુરી, દક્ષિણાવર્ત્ત આસ્યા પુરી ૩૭
ઇમ જાણી સહુકો ધરમ સારૂ, ધન પરચો વ્યવહારિયા વારૂ,
સફલ કરો આપણો અવતાર, જિમ તુમે પામો ભવપાર. ૩૮
શ્રી ખરતર ગચ્છ શ્રી જિનચંદ, શિષ્ય સકલચદ નામે મુણિંદ,
સમયસુંદર પાઠક તસુ સીસ, રાસ ભણ્યો શ્રીસઘ જગીસ ૩૯
સવત સોલે બયા(છ્યા)સીયા વરસે, રાસ કિધો તિમરીપુર હરષે,
વસ્તપાલ તેજપાલનો રાસ, ભણુતા સુણુતા પરમ ઉલ્લાસ. ૪૦

—આગ્રાપ્રત ૨–૧૨. ફાર્બસ સભાના હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ પૃ ૪૫ મે આગ્રાપ્રત પરથી ઉતારેલી છે.

ગા. ૫૪–ખ. ૩, માણેક.

**(૩૬૧) સીતારામ પ્રબન્ધ** (ચોપઇ) ૧૬૮૭ મેડતામા

**આદિ—** દૂહા.

સ્વસ્તિ શ્રી સુખસપદા, દાયક અરિહત દેવ,
કરજોડી તેહને કરૂ, નમસકાર નિતમેવ ૧
નિજગુરૂ ચરણકમલ નમુ, તીન તત્ત્વદાતાર,
ટીડીથી કુજર કીયો, એ મુઝને ઉપગાર. ૨
સમરૂ સરસતિ સામિણી, એક કરૂ અરદાસ,
માતા દેજે મુજ્ઝને કરૂ વચનવિલાસ ૩
સબ પ્રજ્જૂન કથા સરસ (૧), પ્રત્યેકબુદ્ધ પ્રબધ (૨),
નલદવદતિ (૩) મૃગાવતી (૪), ચઉપઈ ચ્યાર સબધ. ૪
આઈ તુ આવી તિહા, સમર્યા દીધો સાદ,
સીતારામ સબધ પણિ, સરસતિ કરે પ્રસાદ ૫
કલક ન દીજે કેહને, વલી સાધને વિશષિ,
પાપ વચન સહુ પરિહરો, દુખ સીતાનુ દેખિ. ૬
શીલ રતન પાનો મદ જિમ પામો જસવાસ,
સીતાની પરિ સુખ લહો લાભો લીલ વિલાસ. ૭

સીતા રામ સંબંધના નવખંડ કહિસિ નિબંધ
સાવધાન થઈ સાંભલો, સીલ વિના સહુ ધંધ ૮

અંત આ પ્રબંધની દરેક ખંડમાંની દેશીઓ આપેલી છે—

*   *   *   *

ઢાલ ૧–સાહેલી આંબિલ મેરીયો–રામ સારંગ, ગૌતમ સ્વામી સમોસર્યા.
ઢાલ ૨–પુરંદરી કિંગે ભાખી–સાધુને આસ કુંયે દીયો.
ઢાલ ૩–સોરઠ દેસ સોહામણો સાહેલડી રે દેવા તણો નિવાસ—
  અયવંતકુમારની ચોપાઇમાંની—
ઢાલ ૪–હરિ આવોરે મનમોહન મોરા.
ઢાલ ૫–બિહારી.
ઢાલ ૬–રામ ગોડી. જાતિ જાડીની વિસખાતી
ઢાલ ૭–જાતિ ત્રાટકવેલિની.

પહેલો ખંડ થયો એ પૂરો સાત ઢાલ સુસબંધ,
જુગ પ્રધાન જિનચંદ ગણિ શિષ્ય સકલચંદ સુપ્રસાદ.
ગચ્છનાયક જિનરાજ સૂરીસર ભટ્ટારક વડભાગ,
સમયસુંદર કહે સીલ પાલતાં પામિ જસ સોભાગ.
—સર્વ ગાથા ૧૪૬ સીતાવિવાહવર્ણનો નામ. પ્રથમ ખંડ—

હિવ બીજો ખંડ બોલસ્યું, ચિત્ત ધરિ ત્યાં પ્રેમ,
સાંનિધિ કરિ ? સરસતી જોવું મેં ગ્રહ જેમ. ૧
સીતારામ સમાગમિ, ભોમવે ભોગ સયોગ
સીતાના એ ભાગિમાંહિ પછું વખાણું ભોગ. ૨

*   *   *   *

ઢાલ ૧ કેવે પૂજ્ય પધારિસ્યે–એ ગીતની.
 ૨ જાતિ જકડીની–નદી તિમરી પાસે વાડ્ડ ગામ–વળી પ્રત્યેક
  બુદ્ધની બીજા ખંડની આઠમી ઢાલ. જંબુદ્વીપ ક્ષેત્ર
  મહિરેલ એહની ઢાલ.
 ૩ રામ ભાસાઉરી સિંધૂયો મિશ્ર. ગરબાંતી ચોપુડા સ્યોં મારે

ચખ કરી રાતા ચાલોરે, વિરતિ દાનવદલ વિચિ, ધાઙ દીયે ધમ-
રોસો—ચરણાલી૦ એહની ઢાલ

૪ વરસાલો સાભરે—
૫ ચેતે ચેતન કરી. અથવા પ્રત્યેક બુદ્ધના પહેલા ખડની આઠમી
ઢાલ-ધન પદમાવતી—એહની ઢાલ
૬ ઓલગડીની—રાગ મલ્હાર
૭ થાકી ઓસો આવેજી.

સાતમી ઢાલ પૂરી થઇજી, રામ રહ્યા વનવાસ,
સમયસુદર કહે સહુ મિલીજી, ભરતને ઘો સાબાસિ ૧૮
બીજો ખડ પૂરો થયોજી, સાનિધિ શ્રી જિનચદ,
સકલચદ સુપસાઉલેજી, દિનદિન અધિક આણદ ૧૯
શ્રી ખરતર ગછ રાજીઓજી, શ્રી જિનરાજ સૂરીસ,
સમયસુદર પાઠક કહેજી, પૂરો સત્ર જગીસ ૨૦

—સર્વ ગાથા ૧૯૨ રામસીતાવનવાસવર્ણનો નામ દ્વિતીય, ખડ

ત્રિણ વિણુ ગીત ન ગાઇયે, ત્રિણ વિણુ મુગતિ ન હોઇ,
કહૂં ત્રીજો ખડ તે ભણી, જિમ લહે સવાદ સહુકોઇ ૧
રામચદ આશ્રમે રહ્યા, પહેલી રાતિ મઝાર,
આવી આગલિ ચાલતા અટવી ડડાકાર ૨

* * * *

ઢાલ ૧-રાગ રામગિરી અમ્હને અમ્હારો પ્રિયુ ગમે—
કાજી મહમદના ગીતની ઢાલ.

૨—રાજમતી રાણી ઇણપરિ બોલે, નેમવિના કુણ ઘુઘટ ખોલે—
એહની ઢાલ

૩—સુણો મેરી સજની, રજની ન જાવેગે એહની ઢાલ, અથવા પ્રિયુડા
માનો બોલ હમારો રે એહની ઢાલ

૪—ચદાયણિની-પણિ દૂહે દૂહે ચાલિ ગગ કેદાર રાગ ગોડી.

૫—રાગ મલ્હાર મેરા સાહિબ હો શ્રી શીતલનાથ કે વીનતિ સુણિ
એક મોરડી એહની—અથવા રાજેસર હો સુણિ વીનતિ એક કે
મનવંછિત પૂરે મારડા.
૬—ઇણિપેરે ઇણિપેરે ઓલગાવ્યુ આવ્યુ ઉલગોરે—આ ઢાલ.
૭—નાહલિયા મમજાએ મેરી રેસ્યુ હો—રાગ મલ્હાર
ત્રીજા ખંડની સાતમી ઢા. ઢાલ પૂરી થઇ તેહ
ત્રીજો ખંડ પૂરો થયો રા. સમયસુંદર કહે એહ. ૨૧.
—સર્વ ગાથા ૧૬૮ સીતારામ સંબંધે વનવાસે પરોપકાર કર્ણનો
નામ તૃતીય ખંડ.
દાન શીલ તપ પણિ ભલા પણિ વિણુ ભાવ ન સિદ્ધિ
તિણુ ભાવેણુ કહુ હિવઇ ચોથો ખંડ પ્રસિદ્ધ. ૧
લખમણુ સીતા રામ સહુ, થયા આવેરા જેમ
ગજવીજ કરિ વરિસવા લાગો જલધર તેમ. ૨

* * * *

ઢાલ ૧—વેસર સોનાકી ઘરિ દે ચતુર સોનાર વે
વેસર મોતી સોનાકી રચે નકુમાર વે—
એક ગીતની રાગ આસાફરી.
ઢાલ બીજી રાગ વયરાડી જા જારે બાંધવ તું વડો—એ
ગૂજરાતી ગીતની ઢાલ.
૩—દેખો માઇ આસા મેરે મનકી સફલ ફલીરે
આનંદ અંગિ ન માય—એ ગીતની ઢાલ.
૪—ચેતનની ઢાલ—રાગ ગોડી.
૫—રાગ ગોડી—આજનો આજનો મંદિરમેં પિયર એ ગીતની જાતિ.
૬—રાગ ગોડી. ઢંભૂદ્વીપ મઝાર—એ સુબાહુ સંધિની ઢાલ.
૭—રાગ કેદાર ગોડી—કપૂર હુવે અતિ ઉજલું રે
વલિ અનોપમ ગંધ એ ગીતની ઢાલ.

સાતમી ઢાલ પૂરી થઈ રે સાભલજ્યો એક મન્ન
ચોથો ખડ પૂરો થયો રે સમયસુદર સુવચન. ૭૬

—સર્વ ગાથા ૨૨૦ દેવલિ મહિમા વર્ણનો નામ ચતુર્થ ખંડ

હિવ બોલુ ખડ પાચમો પાચ મિલ્યા જસવાદ
પાચામાહિ કહીઈએ પરમેસર પરસાદ ૧
સીતારામ સહૂ વલી આગે ચાલ્યા ધીર,
દડકારણ્ય વને રહ્યા, કન્નરવાને તીર ૨

× × × ×

ઢાલ ૧ લી. રાગ કેદાર ગોડી—આવો જુહારો રે, અજારો પાસ, મનની પૂરે આસ—એ ગીતની ઢાલ

૨—સુણોરે ભવિક ઉપધાન વૂહા વિણુ કિમ સૂઝે નવકારજી—એહ સ્તવનની ઢાલ (આ કવિનુ પોતાનુ સ્તવન છે.)

૩—રાગ મારૂણી તોરા કીજો મ્હાકાલાલ, દારૂ પીજો જા,
પડવે પધારો મ્હાકાલાલ, લસરક લેજ્યો જી
તેરી અજબ સૂરતિ મ્હાંકો મનડો રંજ્યોરે લોભી
લજ્યાજી—એ ગીતની ઢાલ.

૪—સેહર ભલો પણિ સાકડો રે, નગર ભલો પણિ દૂરરે, હઠીલા વયરી
નાહ ભલો પણિ નાન્હડોરે, આવિઓ આવિઓ જોબનિયાકો
પૂરરે—હઠીલા વયરી.

હીરોરે હરપાલકોરે લાલ—એહની ઢાલ.
નાયકાની ઢાલ સરિખી છે પણિ આંકણી લહરકે છે

૫—રાગ મારૂણી માઝિરે બાબા વીર ગોસાઈ—એ ગીતની ઢાલ

૬—રાગ બગાલો ઈમ સુણી દૂત વચન્ન, કોપીયો રાજા મન્ન—એ
**મૃગાવતીની ચોપઈની બીજા ખડની** દસમી ઢાલ

૭—જગે છે ઘણુાય વણેગ, તીરથ ભલાય ભલેરા એ સ્તવનની ઢાલ
એહવે સાતમી ઢાલ, પૂરી થઈ તતકાલ,
સમયસુંદર ઈમ બોલે, સીતાને ન કો તોલે ૫૨

પાંચમો ખંડ રસાલ, પૂરો થયો સાત ઢાલ
સમયસુંદર કહે ભાવે કહતાં દિન ધણા જાવે. ૫૩
—સર્વ ગાથા ૨૪૮ સીતારામરાસનો નામા પંચમઃ ખંડ.
આતમિતા પ્રણમું મુદા, નમ રીમો મુગ્ર તેણુ,
વાંદુ દીક્ષાગુરૂ વલી પરમસ્તન ગ્યિા તેણુ. ૧
વિદ્યાગુરૂ વાંદુ વલી, જ્ઞાનદૃષ્ટિ દાતાર
જન્માદિ મોરા જાણિજ્યો એ તિહુંનો ઉપગાર. ૨
એ તિહુંને પ્રણમી કરી છઠો ખંડ કહેસિ
પાંચ રસ મેલી ખોલા સરખા સ્વાદ લહેસિ.

* * * *

ઢાલ ૧-રાગ રામગિરી ભલે મરોહરી દેશ લાખ સુણિ
—એક ગીતની ઢાલ અથવા ગાયો રાગ ગુણા અડસઠોલ
પંચ-એ બીજા પ્રત્યેક બુદ્ધના ખડની ઢાલ.
૨—રાગ મારુણી ૩ પઢાઢીઉ કની.
૪—રાગ સોરઠ—જાતિ જાંગડાની
૫—ઢાલ એલાની. ૬ પ્રિયતમારી—અથવા સખણી રી.
૭—રાગ મલ્હાર—મગણ માસ સાહાબિયા એ ચોમાસિયાના ગીતની ઢાલ.

—સર્વ ગાથા ૪૪૪ રામરાવણયુદ્ધ મિલાપો કના સમુગત લક્ષ્મણ શક્તિ ૨ શત્રણ સમાગમિત ભલુ રૂપિણી વિવાદિ વર્ણનો નામ ષષ્ઠ ખડ.

સાત ક્ષેત્ર મિષે સાચાં તો સમતા સુખ હોઈ
તિણ કારણિ ક્હું સાતમો ખડ સુણો સહુ કાઈ ૧
હું નહિ માનો આખરને નેહતી એ સ્નેહ,
રામલક્ષ્મણ મોટા મહિ ક્ષુણિ તો અાયસ એહિ. ૨

× × ×

ઢાલ પહેલી. રાગ રામગિરી ભલો ને ડિગાને જાવા. જિણ રહી-એહની.

૨—હા રંગ રલિયા હો રંગ રલીયા–
૩—રે રંગ રત્નાકર હલા મો પ્રીઉ રત્તા આવિ
હુતો ઉપરિ કાઢિને પ્રાણ કરૂં કુરબાણ–સુરંગા
કરહારે, મો પ્રીઉ પાછો વાલિ, મછહા કરહારે–એ ગીતની ઢાલ
રાગ મારૂણી.
૪—રાગ બંગાલો–જાની એતા માન ન કીજે–એ ગીતની ઢાલ
૫—રાગ પરજીયો–કાલહરો મિશ્ર સિહરા શિરહાર મધુપુરીરે, ગઢા વડે ગિરનારિરે, શણ્યા સિરહર રૂકમણીરે, કુંયરા નંદકુમારરે–કંસાસુર મારણ, આવિને પ્રલ્હાદ ઉધારણ રાસ રમણે ધરિ આજ્યો–ધરિ આજ્યો હો ધરિ આજ્યો હો રામજી રાસ રમણે ધરિ આજ્યો–એ ગીતની ઢાલ
૬—રાગ મલ્હાર–વધાવારી ઢાલ
૭—આબો મોર્યં છ હે જિણ ભણે–એહ ગીતની રાગ સારંગ
—સર્વ ગાથા ૩૧૨ રાવણવધ ૧ સીતા પશ્ચાદાનયન ૨, શ્રી રામલક્ષ્મણાયોધ્યાપ્રવેશ ૩, સીતાકલંક પ્રદાન ૪ વર્ણનો નામ સપ્તમ ખંડ

આઠ પ્રવચન માતા મિલ્યા સૂધો સંયમ હોઇ
આઠમો ખંડ કહુ ઇહા સ લહે સીલ મ કોઈ. ૧

* * * *

ઢાલ ૧–રાગ મારૂણી અમા મ્હાકી ચિત્રાલિ ગી જોઈ, અમા અમામ્હાકી, મારૂડે મેવાસીકો સાદ સોહામણોરે લો–એ ગીતની ઢાલ.
૨—રાગ મારણિ ઝાખર દીવા ન બલેરે, કાલરિ કમલ ન હોઈ,
છોરિ મૂરખ મોરી બાહરી, મીયા જોરે પ્રીતિ ન જોઈ. ૧
કન્હઇયા બે, ઇયારલ બાસિયા, જોવન જાસિયા બે, બહુર ન આસિયા–એહની ઢાલ. એ ગીત સંધિમાહે પ્રસિદ્ધ છે.
૩—નોખારા ગીતરી–નોખારા ગીત મારૂયાદિ ઢુંઢાડિમાંહે પ્રસિદ્ધ છે.
૪—ચોપઈની રાગ તિનંગ ધન્યાસિરી કોઇ પૂછો બંભણ જોસીરે, હરિકો મિલણ કદિ હોસીરે–એ ગીતની ઢાલ.

૭—રાગ ધન્યાસિરી-ગીલ કહે જગિ હુ વડુ, મુઝ વાત સુણો એક મીઠીરે–એ સવાદ શતકની બીજી ઢાલ—અથવા પાસ જિણિંદ જુહારિયે–એ સ્તવનની ઢાલ

ઉપરની ઢાલ ૭ રાગ ધન્યાસિ. સિલ કહે જગ હુ વડો–એહનિ, પાસ જિણુદ જૂહારિઈ એહની

અંતે—

સીતારામની ચોપઈ જે ચતુર હુઇ તે વાચોરે,
ગગ રતન જવહર તણો, કુણુ ભેદ લહે નર કાચોરે સી. ૧
નવરસ પોષ્યા મે ઇહા, તે સૂધડો સમજિ લેજ્યોરે,
જે જે રસ પોષ્યા ઈહા, તે ઠાગ દેખાડિ દેજ્યોરે. સી ૨
કે કે ઢાલ વિષમ કહિ તે દૂષણુ મત ઘો કોઇરે,
સ્વાદ સાખુણી જે હુવે ને લિગ હદે કદે ન હોઇરે. સી ૩
જે દરબારે ગયો હુસે હુઢાડિ મેવાડિ ને ઢિલ્લીરે,
ગુજરાતિ મારૂઆડિમે તે કહિસે ઢાલ એ ભલ્લીરે સી ૪
મત કહો મોટિ કા જોડી, વાચતા સ્વાદ લહેસોરે,
નવ નવા રસ નવનવિ કથા સાભલતા સાબાસ દેસોરે. સી. ૫
ગુણુ લેજ્યો ગુણિયણુ તણો મુઝ મસકતિ સાહૂમો જોજ્યોરે,
અણુસહતા અવગુણુ ગ્રહિ મત ચાલણિ સરિખા હોજ્યોરે સી. ૬
આલસ અભિમાન છોડિને સૂધિ પ્રતિ હાથ લેઇરે,
ઢાલ લેજ્યો તુમ્હે ગુરૂમુખે વલિ રાગનો ઉપયોગ દેઇરે સી ૭
સખર સભામાહિ વાચજે બેજણા મિલિ મિલતે સાદેરે,
નરનારિ સહુ રિઝસે જસ લહમો ગુરૂ પ્રસાદેરે. સી ૮
આદરમાન ઘણો હુસે વલિ ન્યાન દરસનનો લાભોરે,
વાચણહારા નો જસ વિસ્તરસ્યે જિમ જલ આભોરે સી ૯
નવખડ પૃથવિના કહ્યા તિણુ ચોપઇના નવખડોરે,
વાચણુહારાનો તિહા પસરે પ્રતાપ અખડોરે સી. ૧૦

**સમયસુંદર સીષ્ય** તેહના શ્રી ઉપાધ્યાય કહિજેરે,
તિણ એ કિધિ ચોપઇ, સાજણ માણુસ સલહિજેરે સી. ૨૫
વર્તમાન ગછના ધણી ભટ્ટારક શ્રી જિનરાજેરે,
જિનસાગર સૂરીસરૂ આચારિજ અધિક દિવાજેરે. સી. ૨૬
એ ગુરૂને સૂપસાઉલે એ ચઉપઇ ચઢિ સુપ્રમાણોરે,
ભણુતા સુણુતા વાચતા હુઈ આણુંદ કોડિ કલ્યાણોરે. સી ૨૭

ઇતિ શ્રી સીતારામ પ્રબધે નવમો ખડ સમાપ્ત
ઇતિ શ્રી રામસીતા રાસ સપૂર્ણ

સવત ૧૮૮૬ ના વર્ષે સાકે ૧૭૫૧ નાના પ્રવર્ત્તમાને માસોતમ માસે સુભકારી ચૈત્ર માસે સુકલપક્ષે ત્રીયોદસી તીથૌ ભૃગુવાસરે લીપીકૃત પં શ્રી શ્રી શ્રી ૧૦૮ શ્રી **કલ્યાણુવર્દ્ધન** ગણી તત્ સીષ્ય ૫ શ્રી ૫ **મેઘવર્દ્ધન** ગણી તત્ સીસ્ય ૫ શ્રી ૫ વિવેકવર્દ્ધન ગણી તત્ સીષ્ય ૫ શ્રી ૫ ધર્મ્મવર્દ્ધન ગણી તત્ સીષ્ય પાયરજરેણુસમાન ૫ શ્રી ૫ ક્ષેમાવર્દ્ધન ગણી વાચનાર્થે.

જબ લગ મેરૂ અડગ હે જબ લગ સસીયર સુર,
તબ લગ એ હોતુ તપો લેખક પાઠક હોય

લખીત વઢવાણુ નગરે શ્રી ઋષભદેવ પ્રસાદાતુ શુભ ભવતુ કલ્યાણુમસ્તુ ॥ હે લા પ. કમલવિજય શિ પદ્મવિજય પાસેની પ્રત પ. રૂપા લિખિત શ્રી મહોટકોટ મધ્યે સ ૧૬૯૧ વર્ષે આસૂ સુદિ ૩ દિને પૃ ૮૮ ૫—૧૫ આ ક.પા ૧૧૯ પં—૧૪ આ ઠ આગ્રા ભ૦માં કવિની સ્વહસ્ત લિખિત પ્રત છે

**(૩૬૨) બારવ્રત રાસ** સ. ૧૬૮૫
**(૩૬૩) ગૌતમપૃચ્છા.** સ ૧૬૮૬
**(૩૬૪)+ શત્રુંજયરાસ** સ ૧૬૮૬ શ્રાવણુ શુદ નાગોરમા.

**આદિ—** દોહા

શ્રી રિસહેસર પાય નમી, આણી મન આનદ,
રાસ ભણું રલિયામણો, શત્રુજય સુખકદ.

સંવત ચાર ચઉત્તરૈં હુઆ ધનેસરસૂરિ,
તિણેં શત્રુંજય મહાતમ કીઉ શિલાદિત્ય હજૂર. ૨
વીરજિણંદ સમોસર્યા, શત્રુંજય ઉપર જેમ,
ઇંદાદિક આગલ કહ્યું શત્રુંજય મહાતમ એમ. ૩
શત્રુંજય તીરથ સારિખું નહિ છે તીરથ કોય
સ્વર્ગ મર્ત્ય પાતાલમેં તીરથ સઘલાં જોય. ૪

× × × ×

અંતે— ઢાલ ૬

શત્રુંજય મહાતમ સાંભલીએ રાસ રચ્યો અનુસાર,
જે ભણી ગાવે ભાવશું એ, આનંદ હોય અપાર. શ. ૨
શત્રુંજય રાસ સોહામણો એ સાંભલજો સહુ કોય,
ઘર બેઠાં ભણજો ભાવશું એ, તસુ જાત્રાફલ હોય. શ. ૨૧
સઘલથી સિર અતિ ભલોએ, દયાવંત દાતાર,
શત્રુંજય સંઘ કરાવીયો એ જેસલમેર મઝાર શ. ૨૨
શત્રુંજય મહાતમ ગ્રંથથી એ રાસ રચ્યો સુખકાર,
રાસ ભણ્યો શત્રુંજ તણોએ નગર નાગોર મઝાર. શ. ૨૩
ગિરૂઓ ગચ્છ ખરતર તણોએ શ્રી જિનચંદ સૂરીશ,
પ્રથમ શિષ્ય શ્રી પુણ્યનામે સકલચંદ સુજગીસ. શ. ૨૪
તાસ શિષ્ય જગ જસ દીપે એ, સમયસુંદર ઉવઝાય,
રાસ રચ્યો તેણેં રંગસેં સુણતાં આનંદ થાય. શ. ૨૫

પ્ર. ભીમશી માણેક—રત્ન સમુચ્ચય પૃ ૨૭૦—૨૮

(૩૬૫) સપ્તકમેઠીની ચોપઇ ર. ૧૬૬૫ આષાઢમાં

આદિ—

જાલોર માંહે જાગતો પારસનાથ પ્રતાપ
પદ ઉનિત નમુમનાં, સન્નિધિ કરઈ સમાપ. ૧
મા નિધરિ માયડ નિમડ સોવનગિરિ સિણગાર,
મહાવીર પ્રણમું મુખ, દેસ્યા જિનજી ધાતાર ૨

માતપિતા પણિ મનિ ધરૂ, જિણ દીધઉ અવતાર,
નામ લેઇનઇ ગુરૂ નમું, દીક્ષાં ન્યાન દાતાર. ૩
કરજોડી પ્રણમી કરી, કહિસિ ધણુ શ્રીકાર,
ચંપક સેઠની ચઉપઇ અનુકંપા અધિકાર. ૪

*　*　*　*

સહુ કો લોક લહઇ છઇ મરજ્યુ, તે બોલ કેતા વર્યુ,
ઉપમ છઇ ઇમ પણિ ભાવી અધિકુ, સમયસુંદર કહઇ માચુરે ચિ ૨૫
પહિલઈ ખડ થયઉ એ પૂરઉ, પણિ સંબધ અધૂરઉ,
સમયસુંદર કહઈ બીજઇ ખડઇ, સબધ થાસ્યઇ પૂરઉરે. ચિ ૨૬

—ઇતિ શ્રી અનુકંપાદાનાધિકારે ચપક શ્રેષ્ઠિ સબંધે પ્રથમ ખડ સપૂર્ણ—

દુહા—હિવ બીજઉ ખડ બોલસ્યુ, ચપક પામી ઋદ્ધિ,
એ અનુકંપા દાનની, સગલી જાણુ સિદ્ધિ. ૧
છન્નુ કોડિ તણઉ ધણી, થયઉ તે ચપકસેઠ,
વૃદ્ધદત્ત વિવહારિયઉ, તિણિ તઉ કીધી વેઠિ ૨
ચવદહ કોડિ સોનાતણી, આપણી માતા-વૃદ્ધ,
ઉજેણીથી આણિનઈ, સગલી ભેલી કીધ ૩
ચંપકસેઠ ચપાપુરી, ભોગવઈ લીલ વિલાસ,
વ્યાપારઇ વાધ્યઉ ધણુ, પ્રગટયઉ પુણ્યપ્રકાસ ૪

×　×　×　×

અંતે—

ખડ બીજો ઢાલ ૭ મી રાગ ધન્યાસિરી સીતારામની ચઉપઇ એહની ઢાલ.

*　*　*　*

અનુકંપા ઉપરિ કહ્યઉ, ચપક સેઠનઉ દ્રષ્ટાંતોરે,
અનુકંપા સહુ આદરઉ, એહથી છઈ મુગતિ એકાંતોરે. કે. ૧૪

શ્રાવકના વ્રત તો પલઇ, જો હુંઇ ગુણ ઇકવીસ,
નામ તુમે તે સાભલો, વારૂ વિસવાવીસ. ૪

* * * *

અતે—

સવત સોલ છનું સમઇએ, આસૂમાસ મઝારિ,
અમદાવાદઇ એ કહ્યઇએ, ધનદત્તનઉ અધિકાર
શ્રી ખરતર ગચ્છ રાજીયઉએ, શ્રી જિણચદ સૂરીસ,
પ્રથમ સીસ જગિ પરગડાએ, સકલચદ તસુ સીસ
સમયસુંદર સબધ કહ્યઉ એ, જિનસાગર સૂરિરાજ,
(ભવિજનનઇ હિતકાજ પાઠાંતર)
ભણતા ગુણતા ભાવસુએ, સીજઇ વછત કાજ

—સર્વ ગાથા ૧૬૧ શ્રી સમયસુંદર મહોપાધ્યાયાના પૌત્રેણ પ. હર્ષકુશલગણિના સશોધિતા સા. હરજી ધનજી સુશ્રાવકાગ્રહેણ પત્ર. હા. ભ પાટણ. —લિ૦ સૌભાગ્યવિજય ગણિ (લાલવિજય શિ) લિ શ્રા. કેસરબાઈ વાચનાર્થે ૧૧–૧૧ ઘો —પ–૯ અમ

—સ. ૧૭૪૯ વર્ષે કાત્તિક વદિ ૨ બુધે વ્યવહારશુદ્ધિ વિષયે
૬–૧૯ (વિ૦ધ)

—સ. ૧૭૨૪ વરષે આષાઢ સુદિ ૧૫ દિને લિખિત મહોપાધ્યાય શ્રી ૫ શ્રી અમૃતવિજય ગણિશિષ્ય ગણિ દીપ્તિવિજયેન
(ઉદયપુર ભ )

બીજી પ્રતમા છેવટે નીચે પ્રમાણે છે—

સમકિતનુ ફલ માગીઇએ ધનદત્ત રિષિનઇ પાસિ, સ.
તુમ્હ પામિઉ તે આપજયો એ મુઝ મનિ પૂરયો આસ, સ.
સમયસુંદર સબધિ કહિઉ એ જિનસાગર સૂરિરાજ સ.
ભણતા ગણતા ભાવસ્યુ એ સીઝઈ વછિતકાજ સ.
—વિવેકવિજય (ધુમટાવાલો ઉપાશ્રય) ઉદયપુર ભં.

પહિલુ સાધુ સતીતણુ, કીધા ઘણા પ્રબંધ,
હિવ વલિ સૂત્રથકી કહું, દ્રૂપદીનઉ સબંધ. ૩
એક સૂત્ર બીજું સતી, ઉત્તમ એહની જોડ,
સુણતા આનંદ ઊપનઈ, કરમની ત્રૂટઈ કોડિ. ૪
વૃદ્ધપણઇ મઇ ચઉપઇ, કરિવા માંડી એહ,
સૂત્ર સતી નઈ સાધસ્યુ, મુઝ મનિ અધિક મનેહ ૫
મત કરઉ ઉંઘ નઈ વારતા, સાંભલતા સહુ કોય,
આપન પ્રીછઇ અન્યનઇ, અન્તરાય પણિ હોય. ૬
જ્ઞાતા સૂત્ર અરથ થકી, ભાખ્યઉ શ્રી ભગવંત,
સુધરમ સામી ગુંથિયઉ, સૂત્ર થકી મતિમંત. ૭
કરજોડી જંબૂ કહઈ, સુધરમ સામિનઈ એમ,
પનરમઉ ધન્નાન કહ્યઉ સોલમઉ અધ્યયન કેમ. ૮
સુધરમ સામી ઇમ કહઈ, સુણિ જંબૂ સુવિચાર,
મહાવીર મુઝનઈ કહ્યઉ, તિમ કહુ તે અધિકાર ૯

× × × ×

અંતે—

ત્રીજો ખંડ ઢાલ સાતમી–રાગ ધન્યાસિરી.
પાસ જિણંદ જુહારીયઇ એહની

સુધરમ સામી પાંચમઉ ગણધર જંબૂનઇ ભાખઇરે,
ન્યાતા સૂત્રનઈ સોલમઉ, એ અધ્યયન સહુની સાખઇરે. ૧
દ્રૂપદીની એ ચઉપઇ મઈ, વૃદ્ધપણઇ પણિ કીધીરે
શિષ્યતણઇ આગ્રહ કરી, મઈ લાભ ઊપરિ મતિ દીધીરે દ્રૂ.
એક સતી વલી સાધવી એ વાત બાઉ ઘણુ મોટીરે,
દ્રૂપદી નામ લેતા થકા, તિણ કરમની ત્રૂટઈ કોટીરે ૨
એક સંખ દૂધમઇ ભર્યઉ, માનીતી સુતમ્યુ મોહઇરે,
સૂત્ર ગુણઇ સખરઇ કરી તસુ સુરનરના સુખ સોહઇરે. ૩

ખરતર જિનપ્રભ વલી એક આપ નઈ સંયમ ધારીરે
વડ ગીતારથ ગુરુ વલી એહની મતિ આપણ સારીરે. ૪
અમદાવાદ નગરમાંહે સંવત સતરસઈ વરસેરે,
માહ માસ વદિ આઠમઈ કીધી મોહનને હરસેરે. દૂ. ૫
વાચક હરસનંદન વલી હરસકુશલઈ સાંનિધિ કીધીરે,
લિખન સોધન સાહાજ થકી, ચિઉ દ્રવ્ય પુરી કરિ દીધીરે. દૂ. ૬
શ્રી જિનચંદ સૂરીસરૂ, શ્રી સકલચંદ તસુ સીસોરે
સમયસુંદર શિષ્ય તેહના, શ્રી સંઘનઈ દઈ આસીસોરે. દૂ. ૭
ખરતર ગચ્છ તણુઉ ધણી, જિનસાગરસૂરિ વિરાજઈરે,
સમયસુંદર કહઈ ચિર જયઉ, દિન દિન પ્રતિ સબલ દિવાજઈરે. દૂ. ૮
ત્રિભુવન કીધુ આઉખઈ વલી અતિ ભલી અડત્રીસ સત્રીસ ઢાલોરે
સમયસુંદર કહઈ વાચના સીખ પાલઉ તેહનઈ નિસ્તારોરે. દૂ. ૯

—ઇતિશ્રી સમયસુંદર મહોપાધ્યાય વિરચિતે દ્રૌપદીસતી સંબંધે ત્રિતીય ખંડ સમાપ્ત. તત્સમાપ્તૌ સમાપ્ત ચેયં ચતુષ્પદી. પ્રથમ ખંડે ઢાલ ૧૫ સર્વ ગાથા ૩૧૧ દ્વિતીય ખંડે ઢાલ ૧૨ સર્વ ગાથા ૧૫૧ તૃતીય ખંડે ઢાલ ૭ સર્વ ગાથા ૧૪૪ સર્વાંગ ઢાલ ૩૪ સર્વાંગ ગાથા ૬ ૬ સંવત ૧૭ ૫ વર્ષે આષાઢ વદિ ૧૩ શુક્રે લિખિત પાનાં ૨ -૧૩ મે. ઘા. વોરાસ.

૯૧ આ સુપ્રતિષ્ઠિત વિદ્વાન્ કવિની નાની મોટી કૃતિઓની ટીપ નીચે પ્રમાણે છે—

(૧) પૌષધવિધિ સ્તવન સં. ૧૬૬૭ માગશર સુ. ૧ ગુરુ મરોટમાં

અંતે—

ઉત્સૂત્રી પોસહ તણી વિધિ કહી ઉપગાર,
જેસલમેરી સંઘનઈ હો, આગ્રહ કરી સુવિચાર. ૩૬
સોલહસઈ સતસઠિ સમઇ નગર મરોટ મઝારિ,
મગસરિ સુદિ દસમી દિનઇ, શુભ દિન ગુરુ ગુરુવારિ. ૩૭

શ્રી જિનચંદસૂરિ હો, શ્રી જિનસિંધ સૂરીસ,
સકલચંદ સુપસાઇ હો સમયસુંદર ભણુઈ સીસ ૩૮
—પત્ર ૩ હાલા. ભ. પાટણ દાબડો ૮૨

(૨)+ કર્મછત્રીસી સ ૧૬૬૮ માહ સુદ ૬ મુલતાનમા

આદિ— રાગ આસાઉરી

કર્મથકી છૂટે નહીં પ્રાણી, કર્મ મબલ દુખ ખાણુજી,
કર્મ તણે વશ જીવ પડયા સહુ, કર્મ કરે તે પ્રમાણુજી. કરમ. ૧

× × × ×

અંતે—

શ્રી મુલતાન નગર મૂલનાયક, પાર્શ્વનાથ જિણુ જોયજી,
વાસુપૂજ્ય શ્રી સુમતિ પ્રસાદે, લોક સુખી સહુ કોયજી. ક ૩૩
શ્રી જિનચંદસૂરિ જિનસિંધસૂરિ, ગચ્છપતિ ગુણુ ભરપૂરજી,
સિંધુ જેસલમેરી શ્રાવક, ખરતર ગચ્છ પડુરજી ક ૩૪
સકલચંદ સદ્ગુરૂ પસાયે, સોલસે અડસઠીજી,
કર્મછત્રીસી એ મઈ કીધી, માહ તણી સુદ છઠ્ઠીજી ક ૩૫
કર્મછત્રીસી કાને સુણીને, કરજો વ્રત પચ્ચખાણુજી,
સમયસુંદર કહે શિવસુખ લેશો, ધર્મતણો પરમાણુજી. ક. ૩૬
—પ્ર૦ ચૈત્ય૦ આદિ સગ્રહ ભાગ ૩ પૃ. ૨૨૯

(૩) શીલછત્રીશી
(૪) પુણ્ય છત્રીશી
(૫) સંતોષ છત્રીશી
(૬) +ક્ષમા છત્રીશી
} સં. ૧૬૬૯ સર્વ પૃ. ૧૦—અમ૦

આદિ—

આદર જીવ ક્ષમાગુણુ આદર, મ કરિશ રાગ ને દ્વેષજી,
સમતાયે શિવસુખ પામીજે, ક્રોધે કુગતિ વિશેષજી. આ. ૧

* * * *

અંતે—

નગરમાંહિ નાગોર નગીનો, જિહાં જિનવર પ્રાસાદ રે
શ્રાવક લોક વસે અતિ સુખિયા, ધર્મતણે પરસાદ રે આ. ૩૪
ક્ષમાકલ્યાણથી અતિ ઘણી, આતમપર ઉપગાર રે
સાંભળતાં શ્રાવક પણ સમજ્યા, ઉપશમ ધર્યો અપાર રે આ. ૩૫
યુગપ્રધાન જિનચંદ સૂરીસર, સકલચંદ તસુ શિષ્ય રે
સમયસુંદર તસુ શિષ્ય ભણે ઇમ, ચતુર્વિધ સંઘ જગીશ રે આ. ૩૬
—જૈ પ્ર. ૩૯૯

(૭)+ અમરસરપુર મંડન શીતલનાથસ્ત. ૧૫ કડીનું

આદિ-મેરા સાહેબ હો શ્રી શીતલનાથજિ વીનતી સુણો એક મોરડી.

અંતે—

ઇમ અમરસરપુર સકલસુખકર ભગત નયનાનંદનો,
સકલાર શીતલનાથ સામી સાસ ભણુ આનંદનો
શ્રી વચ્છરાજ્ઞન વરસ કરણ ૧૫ શુભ શ્રીકરો,
એ તવન કીધઉ સમયસુંદર સુણત જન મન મોહનો. ૧૫
પ્ર. પ્ર. મારી પાસે છે ને રત્નસાગર પૃ. ૧૫૫

(૮)+મહાવીર સ્તવ વિનતિરૂપે-જેસલમેરમાં

આદિ—

વીર સુણો મુજ વીનતિ, કરજોડી હો કહું મનની વાત,
બાળકની પરે વીનવું મોરા સામી હો તું ત્રિભુવન તાત,
વીર સુણો મોરી વીનતી. ૧

અંતે— કલશ

ઇમ નગર જેસલમેરમંડણ તીર્થંકર ચોવીસમો
સાસનાધીશ સિદ્ધારથનંદન સેવતા સુરતરુસમો
જિનચંદ શિષ્યપ્રધાન સકલચંદ પ્રસાદિઓ,
વાચનાચાર્ય સમયસુંદર, સંથુણ્યો ત્રિભુવનતિલો. ૧૫

—શ્રી બખા મધે સં ૧૭૫૧ વરખે ભાદ્રવા શુદ ૮ દનૈ લખતં રાએચદ રાએસધ. ઉનાના વકીલ મોરારજીભાઇના મારી પાસે આવેલા એક ચોપડામા છે —૨-૧૪ આ. ક.

—પ્ર. રત્નસાગર પૃ. ૧૫૪ રત્નસમુચ્ચય પૃ ૧૮૩

**(૯) +દાદાજી (જિનકુશલસૂરિ) સ્ત.**

આદિ—આયો આયોજી સમરતા દાદોજી આયો.

**(૧૦) પ્રતિમા સ્ત૦ ૭ કડી—આદિ**-શ્રી જિનપ્રતિમા હો જિન સારખી કહી, એ દીઠા આણુદ

અંતે—

પારસનાથ હો તુઝ પરસાદથી, સદ્દવહના મુઝ એહ,
ભવ ભવ હોજ્યો હો સમયસૂદર કહૈ, શ્રી જિનપ્રતિમાશુ નેહજી શ્રી.

(મારી પાસે છે)

**(૧૧) ઉદયન રાજર્ષિ ગીત**—૨૦ કડી

અંતે—

મુગતિ પહુતા મુનિવરૂ, ભગવતિ અગ વિચાર મુ૦
સમયસુંદર કહઇ પ્રણમતા, પામીજઈ ભવપાર ૨૦. મુ૦

(મારી પાસે છે)

**(૧૨) +શત્રુંજય મંડન આદિ બૃહત્સ્ત૦**—૩૧ કડી.

આદિ—

બે કર જોડી વીનવુજી, સુણિ સામી સુવદીત,
કૂડ કપટ મૂકી કરીજી, વાત કહું આપવીત ૧

અંતે— કલશ

ઇમિ ચઢિય શેત્રુજ ચરણ ભેટયા, નાભિનંદણુ જિણ તણા,
કરજોડિ આદિ જિણુંદ આગઇ, પાપ આલોયા આપણા,
શ્રી પૂજ્ય જિણચંદ સૂરિ સદ્ગુરૂ, પ્રથમ શિષ્ય સુજસ ઘણુઈ,
ગણિ સકલચંદ સુસીસ વાચક, સમયસુંદર ગુણ ભણુઈ ૩૧

પ્ર૦ રત્નસમુચ્ચય પૃ. ૨૩૫ થી ૨૩૭ (મારી પાસે છે)

વીકમપુર સિણગારહો લાલ, રિષભ જિણેસર ગુણ ભર્યો, મોરાલાલ,
નાભિરાયા કુલચંદ, મરૂદેવી માતા ઉર ધર્યો–૧ મા
અપૂર્ણ મારી પાસે છે.

(૧૫) પાર્શ્વનાથજિન પંચ કલ્યાણક સ્ત૦ ૫૧ કડી સં. ૧૬૫૬ વૈ સુ ૩ જેસલમેરમા આદિજિન પારણુ દિને.

આદિ—

પુરિસાદાણી પરગડઉ, જેસલમેર જિણંદ,
પંચ યલ્યાણુક તેહના, પભણિસુ પરમાણુંદ ૧
જિનવરના ગુણુ ગાવતા, લહિયઈ સમકિત સાર,
ગોત્ર તિથકર બાધિયઈ, લહુ તરિયઈ સંસાર. ૨
રાગ ભેદ રલિયામણા જાણુઇ ચતુરસુજાણ,
ભાવ ભગતિ ગુણુ ગાવતા, જીવિત જનમ પ્રમાણુ ૩

* * * *

અંતે— રાગ ધન્યાસિરી.

ઈમ થુણ્યઉ જેસલમેરમંડન, દુરિત ખંડન સુભ મનઈ,
રસ કરણ દરસણ તરણિ વરસઈ, આદિ જિણ પારણ વિનઈ.૫૦
જિનચંદસૂરતિ સકલચંદન મૃગમદા કેસર કરી,
પ્રભ સમઇસુંદર પાસ પૂજઈ, તેહની ધન્યાસિરી. ૫૧
૩–૧૧ (મારી પાસે છે)

(૧૬) +તીર્થમાલા સ્ત૦

આદિ—

શ્રી શેત્રુંજે ઋષભ સમોસર્યા, ભલા ગુણભર્યારે,
સીધા સાધુ અનંત, તીરથ તે નમુરે

અંતે—

શેત્રુંજાની કોરણી નવાનગરમાંરે, શ્રી રાજસી ભરાવ્યા બિંબ, તી
તીરથ યાત્રા ફલ તીહા હોજ્યો મુજ ઇહાંરે, સમયસુંદર કહે એમ. તી.
—મારી પાસે છે. પ્ર રત્નસમુચ્ચય ૫૮૫.

(૧૯) +સીમંધર સ્વામી સ્ત૦

આદિ—

ધન ધન ક્ષેત્ર મહાવિદેહજી, ધન પુંડરિક ગિરિનામ,
ધન ધન તેહના માનવીજી, નિત ઉઠી કરેરે પ્રણામ. ૧

× * * *

અંતે—

સમયસુંદરની વંદનાજી, માનજો વારોવાર,
બે કરજોડી વીનવુજી, વીનતડી અવધાર
શ્રીમંદિર સ્વામી કહીઇરે, હુ મહાવિદેહ આવીસ,
જયવંતા જિનવર કહીઇરે, હુ તુંમને વાંદીસ. ૯

—અનંત. સઝાયોમા
જૈ. પ્ર. ૩૧૪

(૨૦) +રાણકપુર સ્ત૦ સં ૧૬૭૬ માગશર જાત્રા કરી.

આદિ—

રાણપુરે રલિયામણોરે લાલ, શ્રી આદીસર દેવ મન મોહ્યુ રે.

અંતે—

સંવત સોલ છિયંતરેરે લાલ, મિગસિર માસ મઝાર, મ૦
રાણપુરે યાત્રા કરીરે લાલ, સમયસુંદર સુખકાર, મ૦ ૭.

પ્ર રત્નસમુચ્ચય પૃ. ૨૩૨. જૈ. પ્ર. ૭૦

(૨૧) +અષ્ટાપદ સ્ત૦

આદિ—

મનડો અષ્ટાપદ મોહ્યો માહરોજી, નામ જપુ નિશદીશજી.

અંતે—

દેવ ન દીધી મુઝને પાખડીજી, આવુ કેમ હજૂરજી,
સમયસુંદર કહે વંદનાજી, પ્રહ ઉગમતે સૂરજી મ૦ ૫

પ્ર. રત્નસમુચ્ચય પૃ. ૩૪૨

(૨૨) +એકાદશી સ્ત૦ ૧૩ કડીનું સં ૧૬૮૧ જેસલમેરમાં

ચોપાઈની દેશી.

આદિ—

સમવસરણ બેઠા ભગવત, ધર્મ પ્રકાશે શ્રી અરિહંત
બારે પરખદા બેઠી કહી, માગસર સુદી અગીયારસ વડી. ૧

* * * *

અંતે—

જેસલ સોળ એકાસી સમે, કીધું સ્તવન સહુ મનગમે,
સમયસુંદર કહે દયાલી, માગસર સુદી અગીયારસ વડી. ૧૩

આમાં મૌન એકાદશી પર્વનું મહાત્મ્ય છે—પ્ર૦ ચૈ૦ આદિ સંગ્રહ ભા. ૩ પૃ. ૫૪ રત્નસાગર પૃ. ૧૬૪ રત્નસમુચ્ચય પૃ ૧૦૨

(૨૩) +પંચમી વૃદ્ધ (મોટું) સ્ત૦ (જ્ઞાનપંચમી પર ૩ ઢાલ ૨૫ કડીનું સ્ત.

આદિ—

પ્રણમું શ્રી ગુરૂ પાય, નિર્મલજ્ઞાન ઉપાય,
પંચમી તપ ભણું એ, જનમ સફલ ગિણું એ. ૧

અંતે—

ઇમ પંચમી તપ ફલપ્રરૂપક વર્દ્ધમાન જિનેશ્વરો,
મઇં થુણ્યો શ્રી અરિહંત ભગવત, અતુલબલ અલવેસરો,
જયવંત શ્રી જિનચંદ્રસૂરિજ સકલચંદ નમંસિયો,
વાચનાચારિજ સમયસુંદર, ભગતિભાવ પ્રશંસિયો.

—પ્ર૦ રત્નસમુચ્ચય પૃ ૧૬૮ રત્નસાગર પૃ ૧૩૭ શ્રી જ્ઞાનપંચમી (જૈ ધ. સભા ભાવ.)

(૨૪) +પંચમીપર લઘુ સ્ત૦ ૫ કડી.

આદિ—

પંચમી તપ તુમેં કરોરે પ્રાણી, નિર્મલ પામો જ્ઞાન.

અંતે—

પાર્શ્વનાથ પ્રસાદ કરીને, મ્હારી પૂરો ઉમેદરે,
સમયસુંદર કહે હું પણ પામું, જ્ઞાનનો પંચમો ભેદરે-પંચમી૦
—પ્ર૦ રત્નસાગર પૃ. ૧૭૦, જૈનપ્રબોધ પૃ. ૯૦

(૨૫) +ઉપધાન તપ સ્ત૦ (૭ ઉપધાનનું ટુંક વર્ણન)

આદિ—

શ્રી મહાવીર ધરમ પરગાસે, બેઠી પરષદ બારજી,
અમૃત વચન સુણી અતિ મીઠા, પામે હરખ અપારજી. ૧
સુણો સુણોરે શ્રાવક ઉપધાન વહ્યા વિન કિમ સૂઝે નવકાર.
ઉતરાધ્યયન બહુ શ્રુત અધ્યયને, એ ભણ્યો અધિકારજી. સુ ૨
મહાનિશીથ સિદ્ધાંત માંહે પિણ, ઉપધાન તપ વિસ્તારજી,
અનુક્રમે શુદ્ધ પરંપર દીસે, સુવિહિત ગચ્છ આચારજી. સુ. ૩

*

અંતે— કલશ.

ઇમ વીર જિણવર ભુવણ દિણયર માતા ત્રિશલાનંદણો,
ઉપધાનના ફલ કહે ઉત્તમ ભવિય જન આનંદણો,
જિનચંદ યુગપરધાન સદ્ગુરૂ સકલચંદ્ર મુનીસરો,
તસુ સીસ વાચક સમયસુંદર ભણે વંછિત સુખકરો ૧૮
—પ્ર રત્નસમુચ્ચય પૃ. ૫૫૧, રત્નસાગર ભાગ ૧ પૃ. ૪૮૨.

(૨૬) +દાનશીલ તપ ભાવ પર પ્રભાતી.

આદિ—

રે જીવ જૈનધર્મ કીજીયે, ધર્મના ચાર પ્રકાર,
દાન શીયલ તપ ભાવના, જગમાં એટલું સાર-રે ૧
પ્ર જૈન સ માળા, ચૈત્ય૦ આદિ સ. ૩.

(૨૭) +માયાપર સ.

આદિ—માયા કારમીરે માયા મ કરો ચતુરસુજાણ.

+જીવરાશી ખમાવવાપર

આદિ—હવે રાણી પદ્માવતી જીવરાશિ ખમાવે.
અંતે—

રાગ વૈરાડી જે સુણે, એ ત્રીજી ઢાલ
સમયસુંદર કહે પાપથી છૂટે તતકાલ. હવે ૩૬

(આ સઝાય સ્વતંત્ર નથી પણ તે ચાર પ્રત્યેકબુદ્ધ રાસમાંથી નેમિરાજર્ષિના ખંડમાં છે)

(૨૮) આદીસર વિનતિ.

આદિ—

આદીસર હો સોવનવાન તેજઈ રવિ જિમ દીપતો
સુર કિંનર હો સેવઈ પાય, મોહ મહાભડ જીપતો— ૧
જે અહનિશિ હો પ્રણમે સામિ, તસ ઘર સદા વધામણા,
જાઈ સઈ દુખ હો દાલિદ્રભાર, જિનવર નામ સુહામણો. ૨
વીનતડી હો ઇક અવધારિ, કરજોડી કવિયણ કહે,
તું સમરથ હો પ્રભુ સંસારિ, તુઝ કીરતિ જગિ મહમહે. ૩

* * *

અપૂર્ણ—મળી આવે છે

૨૯ નાગલા ગીત.

આદિ—ભવદેવ ભાઈ ઘરિ આણીયોરે પ્રતિબૂઝવી મુનિરાજરે,
નવ પરિણીત મુકી નાગલા ભવદત્ત ઘરિ મુનિના કાજરે. ૧
ધર્મમતિ મેરી નાગલા.

અંતે—નારી નાગલાઈ પ્રતિબુઝવ્યોરે, વૈરાગ ધરી મનમાહરે
ભવદત્ત દેવલોક પામીયોરે સમયસુંદર વંદે પાયરે ૭ ધ૦
અપૂરી મળે છે

૩૦ અર્હન્નક સઝાય. ૫ કડી.

આદિ—વેહરણ વેળા પાંગર્યો રે હો, ધૂપ તપે અસરાલ, મેરે નંદના
ધરતી તપી ઓપી બહુરિ, ઈં મુનિવર અતિ સુકુમાલ. મેરે. ૧

અંતે—રાતી શલા અણુસણ લીએરે હા, ચડતે મન પરિણામ મેરે.
સમયસુંદર કહે તેહનેરે હા, ત્રિકરણ સુદ્ધ પ્રણામ મેરે. ૯

(૩૧) +નિંદાવારક સ ૫ કડી.

આદિ—

નિંદા મ કરજો કોઈની પારકીરે, નિંદાના બોલ્યા મહા પાપરે.
પ્ર૦ રત્નસ જૈ. પ્ર.

(૩૨) +અનાથીઋષિ સ. ૯ કડી.

આદિ—

શ્રેણિક રયવાડી ચઢયો, પેખિયો મુનિ એકંત,
વરરૂપ કાંતિએ મોહિયો, રાય પૂછે રે કહો વિરતંત—
શ્રેણિકરાય હુંરે અનાથી નિર્ગ્રંથ.

(૩૩) +બાહુબલ સ. ૭ કડી.

આદિ—

રાજતણા અતિ લોભિયા, ભરત બાહૂબલ ઝઝેરે,
મૂઠ ઉપાડી મારિવા, બાહૂબલ પ્રતિબુઝેરે.
—વીરા મારા ગજથકી ઉતરો ૧

(૩૪) +અરણિક (અર્હંન્નક) મુનિ સ ૮ કડી

આદિ—

અરણક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે શીશોજી,
પાય ઉવરાણુરે વેલ પરજલેરે, તન સુકુમાલ મુનીસોજી—અરણક ૧

(૩૫) +શાલિભદ્ર સ. —ર. સ.

આદિ—

પ્રથમ ગોવાળિયાનણે ભવેજી, દીધુ મુનિવર દાન.
જૈ. પ્ર ૩૬૯

(૩૬) +મેઘરથરાય સ.

આદિ—

દશમે ભવે શ્રી શાંતિજી, મેઘરથ જીવડો રાય રૂડારાજા.
સ. મા. પૃ. ૧૩૦

૩ જાની સ આ—નગર સુદર્શન રાય હોજી, મણિરથ રાજ કરે તિહા,
અ—સમયસુદર કહે સાધુને.
૪ થાની સ. આ—પુડરવર ધનપુર રાજ્યો, મ્હાકી સહિયર, સિધરથ નામ નરેદરે.
અ—સમયસુદર કહે સાધુજી, ચોથો પ્રત્યેકબુધ એ—મ્હા.

(૪૭) ચારેની ભાથે સ૦
આ—ચિહુ દિસથી ચ્યારે આવીયા, સમકાલે હે યક્ષ દેહરામાહિ.
અ—ઉત્તરાધ્યયને તે કહ્યા, સૂત્રમાહે હો ચ્યારે પ્રત્યેક બુધ,
સમયસુદર કહે સાધુના, ગુણ ગાયાહે પાટણ પરિસિધિ.
—મારી પાસે છે.

## (૪૮) નમિરાજગીત.

આદિ—
જી હો મથુરા નગરીનો રાજ્યો, જીહો હય ગય રથ પરિવાર,
અત—
જીહો ઉત્તરાધ્યયને એહ છે જીહો, નમિરાજા અધિકાર,
જીહો સમયસુદર કહે વાદતા, જીહો પામીજે ભવપાર. ૭
( મારી પાસે છે )

## (૪૯) સનતકુમાર ગીત.

આદિ—
જોવા આવ્યા રે દેવતા, રૂપ અનોપમ સાર,
ગરવ થકી વિણુમી ગયો, ચક્રવત્તિ સનત્કુમાર,
નયણુ નિહાલોરે નાહલા. ૧.
અંતે—
સનત્કુમાર મુનીસરૂ, નાણ્યો નેહ લગાર,
કાજ સમાર્યારે આપણા, સમયસુંદર કહે સાર. ૫ ન.
( મારી પાસે છે )

